# પ્રસિદ્ધકર્ત્તાની પ્રસ્તાવના.

સજ્જનો ! આ પુસ્તક મહર્ષી દયાનંદ સરસ્વતીએ મૂલ સંસ્કૃત ભાષામાં રચેલું છે; અને તેની સાથે તેનું હિંદી ભાષાંતર પણ થયેલું છે. આ પુસ્તકનો પ્રચાર ગુજરાત, કાઠિયાવાડ અને દક્ષિણ પ્રાંતો વિનાના બીજા દેશોમાં ઘણો છે. ગુજરાત અને કાઠિયાવાડની પ્રજાની સ્વભાષા ગુજરાતી હોવાથી ઉક્ત પુસ્તકનું ગુર્જર ભાષામાં ભાષાંતર થાય તો તેથી ઉક્ત ગ્રંથકર્તાના આશયથી તેમને ઘણો લાભ થાય એવો વિચાર થવાથી આ પુસ્તકનું ગુર્જર ગિરામાં ભાષાંતર કરાવવાનું ધાર્યું ત્યારબાદ અહિંની આર્યસમાજના શ્રીમાન્ પંડિત બાળકૃષ્ણ શર્મા દ્વારા તે આરંભવા પ્રયત્ન કર્યો, અને ઉક્ત પંડિતશ્રીની દેખરેખ નીચે આ ભાષાંતર પં૦ કામેશ્વરશંકર શર્મા પાસે તૈયાર કરાવ્યું. આ ભાષાંતર સ્વામીજીકૃત મૂલ સંસ્કૃત ઋગ્વેદાદિભાષ્યભૂમિકા ઉપરથી કરાવવામાં આવ્યું છે. આ પુસ્તકમાં વિશેષતા એ છે કે સ્વામીજીએ જે જે મંત્રો માત્ર ઉદાહરણ તરીકે આપ્યા હતા તેનું પણ ભાષાંતર કરાવેલું છે. વળી જ્યાં જ્યાં સામાન્યવર્ગને યથાવત્ સમજાવું પડે તેમ ન હોતું ત્યાં ત્યાં પાદટિપ્પણી મૂકીને વધારે ખુલાસો કરેલો છે. આ ભાષાંતરમાં સ્વામીજીકૃત સંસ્કૃત ભાષ્ય ન છાપવાનું કારણ માત્ર એજ છે કે તે છાપવાથી ગ્રંથનું કદ વધી જઇ કિંમતમાં પણ વધારો થાત, અને સામાન્યવર્ગ સંસ્કૃતથી અજ્ઞાત હોવાથી તે ભાગ તેમને ઉપયોગી પણ ન થાત. સંસ્કૃતજ્ઞ લોકોને માટે મૂલ સંસ્કૃત મળે છે જેથી તેઓ સંતોષ માનશે.

આ પુસ્તકને છપાઇ બહાર પડતાં ધાર્યા કરતાં વધારે સમય થયો છે તેનું કારણ ધાર્યા કરતાં તેનું કદ વધ્યું તે અને અનેક કામોનો વ્યવસાયજ છે, અને તેને માટે હું અત્યંત દિલગીર છું. આ સંબંધે વાચકોને મારે એટલુંજ વિનવવાનું છે કે આ ભાષાંતરથી તેમને જે કંઇપણ આનંદ મળશે તો હું મારો પ્રયત્ન સફલ થયો માનીશ.

મુંબઇ
તા. ૧ મે ૧૯૦૫.

આપનો કૃપાકાંક્ષી
પ્રસિદ્ધકર્ત્તા.

# વિષયાનુક્રમણિકા.

ओ३म्॥

# अथ ऋग्वेदादिभाष्यभूमिका.



## ओ३म् सहनाववतु सहनौभुनक्तु सह वीर्य्यं करवावहै॥ तेजस्विनावधीतमस्तु। माविद्विषावहै। ओ३म् शान्तिः शान्तिः शान्तिः ॥ १ ॥ तैत्तिरीय आरण्यके। नवमप्रपाठके। प्रथमानुवाके॥

અર્થઃ—(ओ३म्) ઓમ્ એ પરમાત્માનું સર્વોત્તમ નામ છે. ને अ, उ અને म् એ ત્રણ અક્ષરો મળીને થયું છે. अ કારથી વિરાટ, અગ્નિ તથા વિશ્વાદિ અનેક નામોનું ગ્રહણ થાય છે; उ કારથી હિરણ્યગર્ભ, વાયુ તથા તૈજસાદિ અનેક નામોનું ગ્રહણ થાય છે; म् કારથી ઈશ્વર, આદિત્ય તથા પ્રાજ્ઞાદિ અનેક નામોનું ગ્રહણ થાય છે. ( सहनाववतु ) હે સર્વ શક્તિમાન ઈશ્વર! આપની કૃપા, રક્ષા અને સહાયથી અમે પરસ્પર એક બીજાની રક્ષા કરીએ; ( सहनौ भुनक्तु ) અમે પરમપ્રીતિથી એકત્ર થઈને સર્વોત્તમ ઐશ્વર્ય અર્થાત્ ચક્રવર્તિ રાજ્યાદિ સામગ્રીના સાધનથી પ્રાપ્ત થતા આનંદને આપના અનુગ્રહથી સદા ભોગવીએ; ( सह वीर्यं करवावहै ) હે કૃપાનિધે! આપની સહાયતાથી અમે એક બીજાના સામર્થ્યને પુરુષાર્થથી સદા વધારતા રહીએ; ( तेजस्विनावधीतमस्तु ) તથા, હે પ્રકાશમય! સર્વ વિદ્યાપ્રદાતા! હે પરમાત્મન! આપના સામર્થ્યથીજ અમારું પઠનપાઠન સર્વ સંસારમાં પ્રકાશિત થાય, અને અમારી વિદ્યા સદા વધતી રહે; ( माविद्विषावहै ) હે પ્રીતિ ઉત્પાદક! આપ એવી કૃપા કરો કે જેથી અમે કદીપણ પરસ્પર વિરોધ ન કરતાં એક બીજાપ્રત્યે મિત્ર ભાવથી સદા વર્તીએ. ( ओं शान्तिः शान्तिः शान्तिः ) હે ભગવન! આપની કરૂણાથી નિમ્નલિખિત અમારા ત્રિવિધતાપ [ ( ૧ ) आध्यात्मिक ] જ્વરાદિ રોગોથી શરીરમાં થતી પીડા, [ ( ૨ ) आधिभौतिक ] અન્ય પ્રાણીઓથી થતા ઉપદ્રવો અને [ (૩) आधिदैविक ] મન તથા ઇન્દ્રિયોના વિકાર, અશુદ્ધિ અને ચંચલતાથી થતા કલેશાદિને આપ શાં-

**इयं ख्यातिर्यस्य प्रततसुगुणा वेदमनना—**
**स्त्यनेनेदं भाष्यं रचितमिति बोद्धव्यमनघाः॥३॥**

અર્થઃ—( दयाया ) દયા શબ્દની પછી ( स्वात्मनिदितः ) પોતાના આત્મામાંજ જેનો અનુભવ થાય છે, અને જે શ્રેષ્ઠ છે, તેવો ( आनन्द ) આનન્દ ( આનંદ શબ્દ ) ( विलसति ) વિરાજમાન છે; અને ( अस्याग्रे ) તે આનંદ શબ્દની પછી ( ईशशरणा हिता ) ઇશ્વરનું શરણ પ્રાપ્ત કરવામાં હિતકારણી એવી ( सरस्वती ) સરસ્વતી ( સરસ્વતી શબ્દ ) છે ( इयत्ख्यातिर्यस्य ) આ પ્રકારનું જેનું નામ છે તે **( દયાનન્દ સરસ્વતી )** એ હે ( अनघा ) નિર્દોષજનો ! ( इदं भाष्य ) આ ભાષ્ય ( रचितमितिबोद्धव्यम् ) રચ્યું છે તે જાણજો ૩.

## अनुष्टुब्वृत्तम् ॥

**मनुष्येभ्यो हितायैव सत्यार्थं सत्यमानतः ।**
**ईश्वरानुग्रहेणेदं वेदभाष्यं विधीयते ॥४॥**

અર્થઃ—હું ( सत्यमानत ) સત્ય પ્રમાણોથી( सत्यार्थं ) સત્ય અર્થનું બોધક ( इदंवेदभाष्यं ) આ વેદભાષ્ય ( मनुष्येभ्योहितायैव ) મનુષ્યોના હિતને માટેજ ( સ્વાર્થને માટે નહિ ) ( ईश्वरानुग्रहेण ) ઇશ્વર કૃપાથી ( विधीयते ) રચું છું. ૪

## ॥ अनुष्टुब्वृत्तम् ॥

**संस्कृतप्राकृताभ्यां यद्भाषाभ्यामन्वितं शुभम् ।**
**मन्त्रार्थवर्णनं चात्र क्रियते कामधुङ्मया ॥ ५ ॥**

અર્થઃ—આભાષ્ય ( संस्कृत प्राकृताभ्याम ) સંસ્કૃત અને પ્રાકૃત (भाषाभ्या) ભાષાથી ( अन्वित ) યુક્ત અને ( यत् ) જેમાં ( शुभम् ) દોષરહિત. ( मन्त्रार्थवर्णन ) મંત્રાર્થ વર્ણન કરવામાં આવશે ( च ) અને ( कामधुक् ) ઇચ્છાઓ પૂર્ણ કરનાર અર્થાત્ મનુષ્યોની ઐહિક તેમજ પારમાર્થિક ઇચ્છાઓ પૂર્ણ કરે એવું (क्रियते) કરવામાં આવશે. ૫

## ॥ अनुष्टुब्वृत्तम ॥

**आर्याणां मुनर्षीणां या व्याख्यारीति. सनातनी ।**
**तां समाश्रित्य मन्त्रार्था विधास्यन्ते तु नान्यथा ॥ ६ ॥**

અર્થઃ—આ ભાષામાં (मन्त्रार्था ) મંત્રાર્થ ( नान्यथा ) બીજી કોઇપણ રીતે

નહિ કરતા ફકત ( आर्य्याणां मुनृषाणा ) પ્રાચીન ઋષી મુનીઓની ( या व्याख्या रीति सनातनी ) વ્યાખ્યાકરવાની જે પ્રાચીન રીતિ છે, (ता समाश्रित्य ) તેને અનુસરીને ( विधास्यन्ते ) કરવામા આવશે ૬.

॥ अनुष्टुब्वृत्तम् ॥

**येनाधुनिकभाष्यैर्ये टीकाभिर्वेददूषकाः ।**
**दोषाःसर्वे विनश्येयुरन्यथार्थविवर्णनाः ॥ ७ ॥**

અર્થ – ( येन ) જેથી ( आधुनिक ) હાલના ( भाष्यै टीकाभि ) ભાષ્ય તથા ટીકાઓથી પ્રાપ્ત થયેલા ( येवेददूषका ) વેદને દુષિત કરનારા તથા ( अन्यार्थ विवर्णना ) વેદ વિરૂદ્ધ વર્ણન કરનારા વગેરે ( सर्वेदोषा विनश्येयु ) સર્વ દોષ નષ્ટ થશે ॥ ૭ ॥

अनुष्टुब्वृत्तम ॥

**सत्यार्थश्च प्रकाश्येत वेदानां यः सनातनः ।**
**ईश्वरस्य सहायेन प्रयत्नोयं सुसिध्यताम् ॥८॥**

અર્થ —( वेदानां ) વેદના ( सनातन ) સનાતન ( सत्यार्थश्च ) અને સત્ય અર્થનો પ્રકાશ થાય. એવો ( अयं प्रयत्न ) આ મારો પ્રયત્ન ( ईश्वरस्य सहायेन ) ઇશ્વરની સહાયથી ( सुसिध्यताम ) સિદ્ધ થાઓ ૮

ईश्वर प्रार्थना विषयः ॥

**विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रंतन्न आसुव ॥ १ ॥ यजुर्वेदे । अध्याये ३० मन्त्रः ३ ॥**

અર્થ —હે સચ્ચિદાનન્દ સ્વરૂપ ! હે પરમકારૂણિક ! હે અનન્તવિદ્યાવાન ! હે વિદ્યાવિજ્ઞાનપ્રદ ! ( देव ) હે સર્વ સૂર્યાદિ જગદિદ્યા પ્રકાશક ! હે સર્વાનન્દપ્રદ ( सवित ) હે સર્વ જગદુત્પાદક ( नँ ) અમારા ( विश्वानि ) સઘળાં ( दुरिता-

નિ ) દુઃખો તથા સર્વ દુર્ગુણો ( परासुव ) દૂર કરો અર્થાત્ તેમને અમારાથી અને અમને તેમનાથી સર્વદા દુર રાખો. અને ( यद्भद्रम् ) સર્વ દુઃખ રહિત અર્થાત * કલ્યાણ છે ( तन्नः ) તે અમને આપની કૃપાથી ( आसुव ) એ તરફથી નિરંતર પ્રાપ્ત થાઓ. અને આ વેદભાષ્યરૂપી અનુષ્ઠાનમાં જે દુષ્ટ વિઘ્નો નડે તેમ હોય તેમને આવતા પહેલાંજ દૂર રાખશો. તથા શરીરની આરોગ્યતા, બુદ્ધિની શુદ્ધતા, આપની સહાય તથા અમારામાં સર્વ સત્યવિદ્યાનો પ્રકાશ ઇત્યાદિ જે અમારાં કલ્યાણ કારક હોય તે હે પરબ્રહ્મન ! આપની કૃપાકટાક્ષથી અમને પ્રાપ્ત થાય કે જે આપની કૃપાકટાક્ષ અને સુસહાયથી સત્યવિદ્યાથી ઉજ્વલ અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ એવા આપના રચિત વેદોનું યથાર્થ ભાષ્ય કરીએ અને તે આપની કૃપાથી સર્વ મનુષ્યોનુ ઉપકાર કર્ત્તા થાય. વળી સર્વ મનુષ્યમાત્રની અત્યંત શ્રદ્ધા અને પ્રીતિ આ વેદભાષ્ય તરફ થાય તેમજ આપ કરો.

## यो भूतञ्च भव्यञ्च सर्वं यश्चाधितिष्ठति स्वर्यस्यच केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ १ ॥ अथर्ववेदे । काण्डे १० प्रपाठके २३ अनु० ४ मं०१॥

અર્થઃ-( यो भूतंच भव्यञ्च ) જે પરમાત્મા ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણે કાળ અને ( सर्वं यश्चाधितिष्ठति ) સર્વ જગતમાં વ્યાપી રહેલો છે; તથા એ સર્વનો અધિષ્ઠાતા અર્થાત્ સ્વામી છે અને જે ત્રિકાલાતીત છે; તથા ( स्वर्यस्यच केवलं ) જે કેવલ સુખસ્વરૂપ અને નિર્વિકાર છે અર્થાત જેમાં દુઃખનો લેશમાત્ર પણ નથી અને જે આનન્દઘન બ્રહ્મ છે, ( तस्मै ज्येष्ठाय ) તે સર્વથી મહાન સર્વ સામર્થ્ય યુક્ત ( ब्रह्मणे ) પરમાત્માને ( नमः ) અમે અત્યંત પ્રેમથી નમસ્કાર કરીએ છીએ. ૧.

---

* કલ્યાણ અર્થાત સુખ. એ સુખ બે પ્રકારનું છે. (૧) ઐહિક (૨) પારલૌકિક. (૧) ઐહિક એટલે સત્યવિદ્યાની પ્રાપ્તિથી ઉન્નતિ અર્થાત ચક્રવર્તિ રાજ્ય, ઇષ્ટમિત્ર, ધન, પુત્ર, સ્ત્રી અને તેના ભોગને માટે શરીરનું સુખ હોવું.(૨) પાર લૌકિક સુખ જેને મોક્ષ સુખ કહે છે તે છે. આ બે સુખો જેમાં છે તેને ભદ્ર અથવા કલ્યાણ કહે છે.

*** यस्य भूमिः प्रमान्तरिक्षमुतोदरम् । दिवं यश्चक्रे मूर्द्धानं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ २ ॥ अथर्ववेदे काण्डे १० प्रपाठके २३ अनु० ४ मं० ३२ ॥**

અર્થ (यस्यभूमि प्रमा) જેના યથાર્થ જ્ઞાનનું સાધન ભૂમિ અર્થાત્ પૃથ્વી છે, તે તેના પાદસ્થાની છે, (अन्तरिक्षमुतोदरम्) તથા અંતરિક્ષ એટલે પૃથ્વી અને સૂર્યની વચ્ચેનું સ્થાન જેના ઉદરસ્થાની છે (दिवयश्चक्रे मूर्द्धानं) અને સર્વથી ઉચ્ચસ્થાનમાં રહેનાર સૂર્યાદિથી પ્રકાશમાન આકાશને જેણે પોતાના શિર સ્થાની

* આ અને તેની પછીના ત્રણ મન્ત્રોમાં ઉપમાલંકારથી ઈશ્વરના વિરાટસ્વરૂપની મનુષ્ય શરીર સાથે સરખામણી કરી છે મનુષ્યના શરીરની રચના જોતાં તેના મુખ્ય સાત ભાગ કરી શકાય (૧) મસ્તિષ્ક (૨) ચક્ષુ (૩) કર્ણ (૪) મુખ (૫) શ્વાસોચ્છ્વાસ લેવાના સાધન ફેફસાં (૬) ઉદર, (૭) પગ। (આ વિભાગોમાં કંઇ ફેરફાર પણ કરી શકાય)

(૨/૧-૬-૭) ૧ મસ્તિષ્ક ઉપરના મંત્રમાં સૂર્યને ઈશ્વરના વિરાટસ્વરૂપ રૂપી શરીરના મસ્તિષ્કની ઉપમા આપી છે કારણ કે જેવી રીતે મનુષ્ય શરીરમાં થતી ચલનવલન તથા સંકોચનાદિ ક્રિયાઓનો આધાર મગજ ઉપર છે, તેવીજ રીતે આ બ્રહ્માણ્ડ રૂપી શરીરમાં ગ્રહોની આકર્ષકાનુ ર્ષક (Magnetic) વિદ્યુત્ (Electric) દર્શક (Optic) અદૃશ્ય કિરણે દભૂત (Actinic) દાહક (caloric) તથા ગત્યુત્પાદક (Dynamic) આદિ સૃષ્ટિની મહાન્ શક્તિઓનો આધાર સૂર્ય છે અર્થાત્ મનુષ્ય શરીરના હસ્તપાદાદિ અવયવોની ચેષ્ટાઓનો આધાર જેમ મગજ ઉપર છે તેમજ આ મંત્રમાં કહેલી આ વિરાટરૂપી શરીરની પાદસ્થાની પૃથ્વી તથા અન્યગ્રહો (ધૂમકેતુ બુધ મંગળ ઈત્યાદિ) ને પોતાની કક્ષામાં ગતિ કરાવનાર સૂર્યજ છે એટલું જ નહીં તેમને સૂર્યનોજ આધાર છે અને અનંત પ્રકારની વનસ્પતિ તથા તેના પોષકના વગ્યાદિને ઉત્પન્ન કરનારી શક્તિ (Vegetative energy) નું મૂળ કારણ તેજ (સૂર્યજ) છે આ વાતને ખગોળ વેત્તાઓ તથા આયુર્વેદ અને અગ્નિવિદ્યાને જાણનારા ઉત્તમ પ્રકારે સમજે છે

(૬) ઉદર સૂર્ય અને પૃથ્વીની વચ્ચે આવેલો અવકાશ જેને અંતરિક્ષ કહે છે, તેને આ મંત્રમાં ઉદરની ઉપમા આપી છે પૃથ્વી જલ, તેજ વાયુ તથા વનસ્પતિ આદિ અનેક પદાર્થોના સૂક્ષ્મ પરમાણુના સમૂહરૂપી તેને ધારણ કરનાર અંતરિક્ષ છે તેને ઉદરની ઉપમા એટલા માટે આપી છે કે જેમ મનુષ્યે ખાધેલા પ્રત્યેક પદાર્થો મુખદ્વારા સૂક્ષ્મ થઈ થૂંક (Saliva) સાથે મળીને ઉદરમાં જાય છે અને ત્યાં તેનું

કલ્પની આદિમાં પરમાત્મા નવા નવા બનાવે છે, તે તેના ચક્ષુસ્થાની છે. ( च ) અને ( अग्निम् यः चक्रे आस्यम् ) અગ્નિને મુખસ્થાની બનાવ્યો છે; ( तस्मै ) તે ( ज्येष्ठाय ब्रह्मणे ) સર્વથી મહાન્ સર્વસામર્થ્યયુક્ત પરમાત્માને ( नमः ) અમે અત્યંત પ્રેમથી નમસ્કાર કરીએ છીએ. ૩.

* यस्य वातः प्राणापानौ चक्षुरंगिरसोभवन् । दिशो यश्चक्रे प्रज्ञानीस्तस्मै ज्येष्ठाय ब्रह्मणेनमः ॥ ४ ॥ अथर्ववेदसंहितायाम् । काण्डे १० प्रपाठके २३ अनुवाके ४ ॥ मं० ३४ ॥

અર્થ——( यस्य वातः प्राणापानौ ) બ્રહ્માંડના વાયુ જેના પ્રાણ અને અપાન વાયુતુલ્ય છે, ( चक्षुरंगिरसो भवन् ) પ્રકાશક કિરણો જેના નેત્રવત્ છે. ( એના વિના રૂપગ્રહણ થઇ શકતું નથી ), ( दिशः यः चक्रे प्रज्ञानी ) અને દશે દિશાઓને જેણે

( ૪ ) પ્રત્યેક પદાર્થ ઉદરની અંદર જાય તે પહેલા તેને ચાવીને સૂક્ષ્મ કરવાની જરૂર છે, તેજ પ્રમાણે પૃથ્વીસ્થ પ્રત્યેક પદાર્થ અંતરિક્ષરૂપી ઉદરમાં જાય તે પહેલા તેને સૂક્ષ્મ કરવાની જરૂર છે આપણા શરીરમા મુખમા રહેલા દાંત જેમ ચાવવાનું કામ કરે છે તેમ આ વિરાટ શરીરના અગ્નિરૂપી મુખમાં રહેલી ઉષ્ણતા ( Heat ) દાંતનું કામ કરે છે-અર્થાત્ બ્રહ્માંડસ્થ-પ્રત્યેક પદાર્થને છિન્ન ભિન્ન કરી પરમાણુના આકારમા લાવેછે અને તેટલાજ માટે તેને ઉપરના મંત્રમા ઇશ્વરના મુખની ઉપમા આપી છે, તથા આ ક્રિયામા જલપ્રદ વાયુ એ પદાર્થો સાથે મળીને મુકવાનુ કામ સારે છે.

*(૪ / ૫-૬) ૫ મનુષ્ય શરીરની અંદર ફેફસાં ધમણની માફક શ્વાસોચ્છ્વાસ લઇ શરીરના પ્રત્યેક અવયવમા પ્રસરીને લોહીને સાફ કરે છે એટલુંજ નહિ પણ શરીર તથા મગજને પુષ્ટિ આપનારા પરમાણુઓ સહિત તે જેમ અંદર જાય છે. તેમ અન્તરિક્ષસ્થ વાયુ પૃથ્વી ઉપરનાં સૂક્ષ્મ પરમાણુઓને એકસ્થાનથી બીજે સ્થાન લઇ જાય છે અને શુદ્ધ કરે છે. એટલુંજ નહિ પણ તે ઉત્તર અને દક્ષિણ ધ્રુવપાસે સંયોજક ( Positive ) અને વિયોજક ( Negative ) નામની બે જાતની વિજળીના પ્રવાહને ઉત્પન્ન કરે છે જે આપણી પૃથ્વીને ઘણુંજ ઉપયોગી છે.

૬ શબ્દ એ આકાશનો ગુણ છે. અને તે આકાશ તત્ત્વ કર્ણેન્દ્રિયમાં વિશેષ હોવાથી શબ્દ સાંભળવામા સહાયભૂત છે તેથીજ કાને અખિલ બ્રહ્માંડમાં થતા અનંત શબ્દો આકાશનો ગુણ હોવાથી આકાશને ( દિશાઓને ઇશ્વરના કર્ણની ઉપમા આપેલી છે.

આ પ્રમાણે ઉપરના વેદમંત્રોમાં ઇશ્વરના વિરાટ્સ્વરૂપની મનુષ્ય શરીર સાથેની ઉપમા બરાબર ઘટે છે મનુષ્ય શરીરની રચના પણ આ પ્રમાણે રચવામાં આવી છે કે જેથી, એક શરીરનોજ વિચાર કરતા મનુષ્યને ઇશ્વરનુ તથા તદ્રચિત બ્રહ્માંડાદિનું જ્ઞાન થાય છે આ વિચાર કંઇ મનઘડિત અને નવા નથી. વેદ અને ઉપનિષદોમા પણ ઘણી જગોએ એવુ વર્ણન ચાલેલું છે જેમકે:——

સર્વે વ્યવહારોની સિદ્ધિ કરનારી ( કર્મેન્દ્રિય ) બનાવી છે ( तस्मै ज्येष्ठाय ) એવો જે અનન્ત વિદ્યાયુક્ત સર્વ શ્રેષ્ઠ ( ब्रह्मणे ) પરમાત્મા સર્વનો ઇષ્ટદેવ છે તેને ( नमः ) અમે અત્યંત પ્રેમ પૂર્વક નિરંતર નમસ્કાર કરીએ છીએ. (૪).

य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः । यस्यच्छायामृतं यस्यमृत्युः कस्मै देवाय हविषा विधेम ॥ ५ ॥ यजुः० अ० २५. मं० १३.

અર્થ—(य. आत्मदा) જે જગદીશ્વર પોતાની કૃપાથીજ જીવ માત્રને વિદ્યા-વિજ્ઞાન આપે છે ( बलदा ) જે શરીર, ઇન્દ્રિયો, પ્રાણ, આત્મા તથા મનને પુષ્ટ કરી ઉત્સાહ, પરાક્રમ તથા દ્રઢતાયુક્ત કરે છે ( यस्य ) તથા જેની ( विश्वे देवा ) સઘળા વિદ્વાનો ઉપાસના કરે છે. ( प्रशिषं यस्य ) તથા જેનું અનુશાસન જે વેદોક્ત શિક્ષા છે તેને ( विश्वेदेवा उपासते ) સઘળા શિષ્ટ લોકો સ્વીકારે છે. તથા ( यस्यच्छाया ) જેની આશ્રયરૂપ છાયા મોક્ષનુ કારણ છે અને ( यस्य मृत्यु ) જેની અનાશ્રયરૂપી અછાયા અર્થાત અકૃપા જન્મ મરણ રૂપી ચક્રમા નાખનારી છે. ( कस्मै ) એવા સુખસ્વરૂપ તથા સર્વ પ્રજાઓના સ્વામી ( देवाय ) પરમાત્માની પ્રાપ્તિને માટે ( हविषा ) સત્ય પ્રેમ ભક્તિરૂપી સાધનો વડે ( विधेम ) અમે પૂજન કરીએ છિએ-કે જેથી તેની કૃપા થાય અને મોક્ષની પ્રાપ્તિ થાય. ૫.

---

नाभ्या आसीदन्तरिक्ष ँ शीर्ष्णो द्यौः समवर्त्तत । पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकाँ२ अकल्पयन् ॥ यजु० ३१ - १३.

अग्निर्मूर्द्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः । वायुः प्राणो हृदयं विश्वं यस्य पद्भ्यां पृथिवी ह्येष सर्व भूतान्तरात्मा ॥ मुण्डकोपनिषत्.

Works of Pandit Guru Datta, M. A.
1st Edition — Page 138 – 139

---

* આ અંકમા ઉપરનો અક્ષરો મંત્રનો અભ્યાસ બતાવે છે, અને નીચેના અંક શરીરના સાત ભાગ પાડી બતાવ્યા તેના અભ્યાસ બતાવે છે. અર્થ એ છે કે પ્રથમ [illegible]

द्यौः शान्तिरन्तरिक्ष ५ शान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोषधयः शान्तिः । वनस्पतयः शान्तिर्विश्वे- देवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्व ५ शान्तिः शान्ति रेवशरान्तिः सामा शान्तिरेधी ॥ ६ ॥ यजुः०अ०, ३६ मं० १७ ॥

અર્થ —હે સર્વશક્તિમન પરમેશ્વરા તારી ભક્તિ અને કૃપાથીજ અમને ( द्यौ शान्ति ) દ્યુલોક (જ્યા જ્યા સૂર્યના કિરણો પહોચેછે તે સર્વે લોક), ( अन्तरिक्षम् शान्ति ) પૃથ્વી તથા સૂર્યની વચ્ચેનુ સ્થાન (पृथिवीशान्ति) પૃથ્વી–તત્રસ્થ પ્રાણી, પદાર્થ માત્ર, ( आप शान्ति ) જલ ( ओषधय शान्ति ) ઔષધિમાત્ર યવાદિ ( वनस्पतय ) અને જાતની વનસ્પતિ ( विश्वदेवा शान्ति ) અને વિદ્વાનો ( ब्रह्म शान्ति ) વેદ ( सर्वम् ) જગતમાત્ર અમને સર્વદા (शान्ति एव शान्ति ) નિરૂપદ્રવકારી થાઓ અર્થાત સર્વદા અનુકૂલ રહો કે જેથી આ કાર્ય સુખપૂર્વક પૂર્ણ થાય હે ભગવાન્! આ પદાર્થોની શાન્તિથી, વિદ્યા વિજ્ઞાન આરોગ્ય અને આપની સર્વોત્તમ સહાયથી મારા તથા સર્વ જગતના આનંદ અને સુખની વૃદ્ધિ કરો ૬

यतोयतः समीहसे ततो नो अभयं कुरु । शन्नः कुरु प्रजाभ्योऽभयं नः पशुभ्यः ॥ ७ ॥ यजुः० अ० ३६ मंत्र २२ ॥

અર્થ—હે પરમાત્મન્! ( यतोयत समीहसे ) જે જે સ્થાનમા આપ જગતનુ રચન તથા પાલન કરવાની ચેષ્ટા કરો ( ततो नो अभयकुरु ) તે તે સ્થાનોથી અમને અભય રાખજો અર્થાત્ આપની કૃપાવડે સર્વથા સર્વત્ર જગતમાત્ર અમને સુખ કારક રહે ( शम् न कुरु प्रजाभ्य अभयम् न पशुभ्य ) અને તેમા વસતી સર્વ પ્રજાઓ તથા પશુપક્ષીઓથી અમે નિર્ભય રહીએ અને આપની કૃપાથી અમે ધર્મ, અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ કરીએ ૭

यस्मिन्नृचः सामयजू ५ षि यस्मिन् प्रतिष्ठिता रथना- भाविवाराः । यस्मिंश्चित्त ५ सर्वमोतं प्रजानां

तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ८ ॥ यजुः० अ० ३४ मं० ५ ॥

અર્થ –હે ભગવન્ કૃપાનિધે ! ( यस्मिन् ऋच. ) જે મનમા ઋગ્વેદ ( साम ) સામવેદ ( यजूंषि ) યજુર્વેદ તથા એ ત્રણેની અંતર્ગત હોવાથી અથર્વવેદ તથા મોક્ષવિદ્યા ( प्रतिष्ठिता ) સ્થિત થાય છે, તથા ( यस्मिन् ) જેમા માળાનીં મણકા અગર ( रथनाभाँ इव आरा ) રથ ॥ પૈડાના માણામા જેમ આરા લાગેલા રહેછે તેમ સર્વ મનુષ્યોની ( चित्तम् ओतम् ) સ્મરણાત્મક વૃત્તિ પરોવાયલી રહેછે, ( तत् मे मन ) તે મારૂ મન આપની કૃપાથી ( शिवसंकल्पम् अस्तु ) કલ્યાણકારી અને સત્યાર્થ,પ્રકાશક થાય કે જેથી હુ વેદના સત્યાર્થનો પ્રકાશ કરૂ. હે સર્વ વિદ્યામય ! સર્વાર્થવિત્ ! મારા ઉપર કૃપા કરો કે જેથી હુ વેદનુ સત્યાર્થયુક્ત ભાષ્ય નિર્વિઘ્ને પૂર્ણ કરૂ, અને આ વેદભાષ્ય સંપૂર્ણ રીતે આપના નિર્મિત વેદના સત્ય અર્થના વિસ્તાર રૂપ કીર્તિને જગતમાં સદાને માટે વધારૂ, અને અમે આ વેદભાષ્યને જોઇને વેદાનુકૂળ સત્ય ધર્મનુ અનુષ્ઠાન કરીને શ્રેઠ ગુણ યુક્ત થઇએ અમે આપની પ્રાર્થના પ્રેમથી કરીએ છીએ તે આપ જલદીથી સાંભળો અને સર્વનો ઉપકાર કરનારૂ આ ભાષ્ય યથાવત્ સિદ્ધિને પ્રાપ્ત થાઓ

इतीश्वर प्रार्थना विषयः ॥

---

अथ वेदोत्पत्ति विषयः ॥

तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे । छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥१॥ यजुः० अ० ३१ मं० ७ ।

અર્થ –પ્રથમ ઇશ્વરની સ્તુતિ પ્રાર્થના કર્યા પછી વેદોત્પત્તિનો વિષય લખીએ છિએ ( तस्मात् यज्ञात् सर्वहुत ) જે સચ્ચિદાનંદાદિ લક્ષણ યુક્ત પૂર્ણ પુરૂષ, સર્વનો પૂજ્ય ઉપાસ્ય તથા સર્વ શક્તિમાન પરબ્રહ્મ છે તેણે ( ऋच ) ઋગ્વેદ, ( यजु ) યજુર્વેદ, ( सामानि ) સામવેદ અને ( छन्दांसि ) અથર્વવેદ ( जज्ञिरे ) એ ચારે વેદ પ્રકાશિત કર્યા સર્વહુત એ વેદોનુ પણ વિશેષણ થઇ શકે છે કારણ તે સર્વ મનુષ્યોને ગ્રહણ કરવા યોગ્ય હોવાથી વેદને સર્વહુત કહે છે

(जज्ञिरे અને अजायत ) એ બે ક્રિયાપદો વેદનું અનેક વિદ્યાવત્વ જણાવવાને માટે છે તથા तस्मात् એ પદ બે વખત આવવાથી વેદનો પ્રકાશ ઇશ્વરથીજ થયો છે એમ નિશ્ચયાત્મક સૂચવે છે વેદમા ગાયત્રિ આદિ ૭ છંદો હોવાથી छन्दांसि એ પદથી અથર્વવેદનુ ગ્રહણ થાય છે આ મંત્રમા જે यज्ञ શબ્દ આવ્યો છે તે પરમાત્માનો વાચક છે કારણ શતપથ બ્રાહ્મણમા કહ્યું છે કે यज्ञो वै विष्णु તે પરમાત્મા સર્વ સ્થળે વ્યાપક હોવાથી તેને વિષ્ણુ કહે છે અને તેજ વિષ્ણુનો વાચક મંત્ર છે १

यस्मादृचोअपातक्षन् यजुर्यस्मादपाकषन् ।
सामानि यस्य लोमान्यथर्वाङ्गिरसो मुखम् ।
स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ २ ॥
अथर्व०कां० १० प्रपा० २३ अनु० ४ मं० २०

અર્થ –આ મંત્રમા પ્રશ્નોત્તર રૂપે વેદોત્પત્તિ બતાવેલી છે પ્રશ્ન-( यस्मात् ऋच ) જેણે ઋગ્વેદ ( यजु यस्मात्) યજુર્વેદ ( सामानि) સામવેદ અને (अंगिरस ) અથર્વવેદ રચ્યા છે તથા તે વેદમાનો અથર્વવેદ જેના ( मुखम ) મુખ સમાન, ( सामानियस्य लोमानि ) સામવેદ જેના રોમવત્ યજુર્વેદ હૃદયસમાન અને ઋગ્વેદ પ્રાણ સમાન છે તે ( ब्रूहि कतम स्विदेवस ) કિયો દેવ છે તે કહો ઉત્તર— ( स्कमम् तम् ) જે સર્વ જગતનો ધારણ કર્તા ઇશ્વર છે તેનું નામ સ્કંભ છે તેનેજ તમે વેદોનો કર્તા જાણો અને તેના વિના મનુષ્યોનો ઉપાસ્ય બીજો કોઇ પણ ઇષ્ટદેવ નથી કારણ એવો કોણ અભાગી હોય કે જે વેદોના કર્તા ઇશ્વરને છોડીને બીજાની ઉપાસના કરે २

एवं वा अरेस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वे दो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरसः । श. कां. १४ अ. ५ ब्रा. ४ कं० १० ॥

ભાવાર્થ –યાજ્ઞવલ્કઋષિ પોતાની વિદુષી સ્ત્રી મૈત્રેયીને ઉપદેશ કરે છે કે હે મૈત્રેયિ ! આકાશાદિથી પણ મહાન સર્વ વ્યાપક પરમેશ્વરેજ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ ઉત્પન્ન કર્યા છે જેવી રીતે મનુષ્ય પોતાના શરીરમાથી શ્વાસ બ્હાર કાઢીને પાછો અંદર લે છે તેવી રીતે તેણે આદિ સૃષ્ટિમા વેદોનો

પ્રકાશ કર્યો છે પ્રલય સમયે વેદ સંસારમા નથી રહેતા તો. પણ તેના જ્ઞાનમાં બીજાંકુરની પેઠે હમેશા રહે છે

આ વિષયમા કેટલાક પ્રશ્ન કરે છે કે નિરાકાર પરમાત્માએ શબ્દમય વેદનો કેવી રીતે પ્રકાશ કર્યો ? આનો ઉતર એ છે કે સર્વ શકિતમાન પરમેશ્વર વિષે આ શંકા ઘટતીજ નથી કારણ મુખપ્રાણાદિ સાધનવિના પણ પોતાનું કાર્ય કરવાનું સામર્થ્ય તેનામા સદૈવ વર્તમાન છે વળી જેવી રીતે આપણા મનમા વિચાર કરતી વખતે પ્રશ્નોત્તરાદિ શબ્દોચ્ચારણ થાય છે, તેજ પ્રમાણે ઇશ્વર ને માટે પણ સમજવું, જે સર્વશકિતમાન છે તે કાર્ય કરવામા કોઇની પણ મદદ લેતો નથી જેમ આપણે કોઇની સહાયવિના કાઇ પણ કાર્ય કરવાને અશકત છીએ તેમ ઇશ્વર સર્વ શકિતમાન હોવાથી તેનામા એ દોષ નથી આવતો જ્યારે નિરવય ઇશ્વરે આખુ બ્રહ્માડ રચ્યુ છે તો પછી વેદ રચવામા તો શંકાજ શી ? કારણ જેવી રીતે ઇશ્વરે વેદનુ સૂક્ષ્મ રચન કર્યું છે તેવીજ રીતે જગતમા પણ આશ્ચર્ય કારક રચના તેણે કરી છે

પ્રશ્ન—જગતની રચના તો ઇશ્વર વિના કોઇ કરી શકેજ નહી પણ વેદને તો બીજા ગ્રંથોની પેઠે મનુષ્યો પણ રચી શકે

ઉત્તર—ઇશ્વર રચીત વેદનું અધ્યયન કર્યાપછીજ કોઇપણ માણસ ગ્રંથરચવાને શકિતમાન થાય છે અન્યથા નહી જેમ આપણે આજ કાલ જોઇએ છીએ તેમ કોઇપણ માણસ પઠન શ્રવણવિના વિદ્વાન થઇ શકતોજ નથી કંઇ પણ શાસ્ત્ર ભણીને, ઉપદેશ સાંભળીને તથા વ્યવહારને જોઇનેજ મનુષ્યોને જ્ઞાન થાય છે જેમકે કોઇ બાળકને તેના મરણ પર્યંત એકાંતમા ઉછેરીને યુકિતથી અન્ન પાન આપીએ અને તેની સાથે ભાષણાદિનો પ્રસંગ લેશમાત્ર પણ ન રાખીએ તો તેને કદી પણ યથાર્થ જ્ઞાન નહીં થાય તથા જેમ વનમા રહેનારા ભીલ વગેરે લોકોનું વર્તન ઉપદેશવિના પશુવત હોયછે તેવીજરીતે આદિસૃષ્ટિમા પણ વેદના ઉપદેશ વિના સર્વ મનુષ્યોની વૃત્તિપણ પશુઓના જેવીજ રહેત તો પછી ગ્રંથ રચવાની તો વાતજ શી

પ્રશ્ન—એમ નહી બોલો ઇશ્વરે મનુષ્યોને સ્વાભાવિક જ્ઞાન આપ્યુ છે તેજ સર્વ ગ્રંથોથી ઉત્કૃષ્ટ છે અને તેના વિના વેદોના શબ્દાર્થ સંબંધનું જ્ઞાન પણ થઇ શકતુ નથી, તેજ સ્વાભાવિક જ્ઞાનની ઉન્નતિ થવાથી ગ્રંથ રચના પણ કરી શકાય જો આમ છે તો પછી વેદ ઇશ્વરેજ રચ્યા છે એમ શા માટે માનવું જોઇએ ?

ઉત્તર—શુ પૂર્વોકત અજ્ઞાન અને એકાંતમા રાખેલા બાળકને અને જંગલના ભીલોને ઇશ્વરે સ્વાભાવિક જ્ઞાન નથી આપ્યુ ? વળી. આપણે પણ

બીજાઓની પાસેથી શિક્ષા ગ્રહણ કર્યાવિના તથા બીજાં શાસ્ત્રોનું પઠન પાઠન કર્યાવિના વિદ્વાન જેમ નથી થતા આથી સિદ્ધ થાય છે કે સ્વાભાવિક જ્ઞાન માત્રથી અને વેદાધ્યયન કર્યાવિના કોઇનો પણ નિર્વાહ થઇ શકેજ નહિ જેમ આપણે બીજા વિદ્વાનોની પાસેથી તથા તેમના કરેલા ગ્રંથોમાથી જ્ઞાન મેળવીનેજ બીજા ગ્રંથો બનાવીએ છિએ તેમજ ઇશ્વરીય જ્ઞાનની પણ સર્વ મનુષ્યોને આવશ્યકતા છે સૃષ્ટિના આરંભમાં પઠન પાઠન ક્રમ તથા ગ્રંથનો બિલકુલ અભાવ હોવાથી તે વખતે ઇશ્વરોપદેશવિના કોઇનામા પણ વિદ્યાની સંભાવના ન હોવાથી ગ્રંથ કેવી રીતે રચી શકે કારણ મનુષ્યો નૈમિત્તિક જ્ઞાન પ્રાપ્ત કરવામા પરતન્ત્ર છે અને સ્વાભાવિક જ્ઞાન માત્રથી વિદ્યા પ્રાપ્તિની અસિદ્ધિ છે વળી જે ઉપર કહ્યું કે પોતાનું જ્ઞાન ઉત્કૃષ્ટ છે તે પણ આપની પેઠે સાધન કોટીમા હોવાથી અસત્યજ છે જેમ આંખ મનરૂપી સાહિત્યવિના રૂપ ગ્રહણ કરવામા અશક્ત છે તેમજ સ્વાભાવિક જ્ઞાન પણ ઇશ્વરદત્ત જ્ઞાન અને બીજા વિદ્વાનોના જ્ઞાનવિના કઇ પણ કરવામા અસમર્થ છે

પ્રશ્ન—વેદનો પ્રકાશ કરવાનુ ઇશ્વરને શું કારણ છે ?

ઉત્તર—વેદનો પ્રકાશ ન કરવામા શુ કારણ છે ?

પ્રશ્ન—તે તો અમે નથી જાણતા

ઉત્તર—ઠીક છે ત્યારે વેદોત્પત્તિકરવાનુ ઇશ્વરને જે કારણ છે તે સાંભળો. ઇશ્વરમા અનન્ત વિદ્યા છે કે નહિ ?

પ્રશ્ન—છે

ઉત્તર—ત્યારે તે શા ઉપયોગની છે ?

પ્રશ્ન—સ્વાર્થને માટે

ઉત્તર—ઇશ્વર પરોપકાર નથી કરતો શુ ?

પ્રશ્ન—કરે છે તેથી શુ ?

ઉત્તર—તેથી એજ સિદ્ધ થાય છે કે વિદ્યા સ્વાર્થ અને પરાર્થ બન્નેને માટે હોવાથી તેની વિદ્યા પણ સ્વાર્થ અને પરાર્થ થઇ શકે છે જો ઇશ્વર અમારે માટે વિદ્યાનો ઉપદેશ ન કરે તો બીજો પક્ષ એટલે પરાર્થ પક્ષમા તે નિષ્ફળ થાય. તેથી ઇશ્વરે સ્વવિદ્યાભૂત વેદના ઉપદેશથી પોતાની વિદ્યાની સપ્રયોજનતા સિદ્ધ કરી છે પરમેશ્વર પિતાની પેઠે પરમ કારૂણિક છે જેમ પિતા સ્વસન્તતી પ્રતિ સદૈવ કરૂણા રાખે છે તેમ ઇશ્વરે પણ પરમ કૃપા કરીને સર્વ મનુષ્યોને માટે વેદનો ઉપદેશ કર્યો છે જો તેમ ન કર્યું હોત તો અંધપરંપરાને લીધે માણસો ધર્માર્થ કામ મોક્ષની પ્રાપ્તિવિના પરમાનંદના ભાગી પણ ન બનત જે કરૂણામય ઇશ્વરે પ્રજાના સુખને માટે કંદમૂલ ફલ તણાદિક ઉત્પન્ન કર્યાં છે તે સર્વ

સુખની પ્રકાશિકા સર્વ વિદ્યામય વેદ વિદ્યાનો ઉપદેશ કેમ ન કરે ? વળી બ્રહ્માંડસ્થ સર્વોત્કૃષ્ટ પદાર્થોની પ્રાપ્તિથી જે આનંદ થાય છે તે, વિદ્યાથી પ્રાપ્ત થતા સુખના હજારમાં ભાગની પણ બરાબર નથી. માટે વેદોપદેશ નિશ્ચય ઇશ્વરેજ કર્યો છે.

પ્રશ્ન—વેદ પુસ્તક લખવાને માટે ઇશ્વર, લેખણ, ખડીઓ, શાહી વગેરે સાધન ક્યાંથી લાવ્યો ?

ઉત્તર—વાહરે વાહ ! આપે બહુ મોટી શંકા કરી ! સર્વશક્તિમાન ઇશ્વરમાં આવી શંકા ન કરવી જોઇએ. કારણ કાષ્ટ, લોહ તથા હસ્ત પાદાદિ અવયવ વિના જેમ ઇશ્વરે આવું મહાન જગત રચ્યું છે તેમજ તેણે વેદ પણ રચ્યા છે. પરન્તુ પુસ્તકરૂપે વેદ તેણે આદિ સૃષ્ટિમાં ઉત્પન્ન નથી કર્યા, પણ મનમાં પ્રેરિત કર્યા હતા.

પ્રશ્ન—કોના મનમાં.

ઉત્તર—અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરાના જ્ઞાનમાં.

પ્રશ્ન—તે તો જ્ઞાનરહિત જડ છે.

ઉત્તર—એમ નહિ બોલો. તેઓ તો સૃષ્ટિની આદિમાં દેહધારી મનુષ્યો હતા. કારણ કે જડમાં જ્ઞાનનો અભાવ છે જ્યાં અર્થની અસંભવતા લાગે ત્યાં લક્ષણા કરવી જોઇએ. જેમકે કોઈ આપ્ત પુરૂષ કોઇને કહે કે—"* મંચાન બૂમ પાડે છે" અહીં મંચાન જાતે જડ હોવાથી કંઇ બૂમ પાડી શકે નહિ માટે લક્ષણા કરીને એવો અર્થ કાઢવો જોઇએ કે મંચસ્થ પુરૂષો બૂમ પાડે છે તેજ પ્રમાણે ઉપરના અગ્નિ આદિમાં પણ ઘટિ શકે છે. કારણ વિદ્યાનો પ્રકાશ મનુષ્યોમાંજ થઇ શકે છે. શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે.—

**तेभ्यस्तप्तेभ्यस्त्रयोवेदा अजायन्ताग्नेर्ऋग्वेदो वायो र्यजुर्वेदः सूर्यात्सामवेदः । श. कां० ११ अ० ६ ।**

અર્થ:—અગ્નિ, વાયુ અને આદિત્ય એ ત્રણ તપોયુક્ત તપસ્વિઓદ્વારા ઇશ્વરે અનુક્રમે રૂગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ ઉત્પન્ન કર્યા. ઉપરોક્ત રૂષીઓના જ્ઞાનમાં ઇશ્વરે પ્રેરણા કરી અને વેદોનો પ્રકાશ કર્યો.

પ્રશ્ન—બરાબર, હવે સમજ્યા. ઇશ્વરે તેમને જ્ઞાન આપ્યું અને તે જ્ઞાનવડે તેઓએ વેદ રચ્યા કેમ ?

ઉત્તર—નહિ નહિ. જ્ઞાન કેવા પ્રકારનું આપ્યું.

---

* ખેતરોમાં ખેડુતોએ રાતવાસો રહેવાને માટે બાંધેલા માળા—માંડવાને મંચાન કહે છે.

: : પ્રશ્ન-વેદનુ .

ઊત્તર-તે જ્ઞાન ઇશ્વરનું કે તેઓનું

પ્રશ્ન-ઇશ્વરનુ જ

ઊત્તર-ત્યારે ઇશ્વરે વેદ રચ્યા કે ૠષિઓએ

પ્રશ્ન-જેનુ જ્ઞાન તેણેજ રચ્યા

ઊત્તર-ત્યારે તે ૠષિઓએજ વેદ રચ્યા એમ શામાટે શકા કરી હતી

પ્રશ્ન-નિશ્ચય કરવાને પણ ઇશ્વર ન્યાયકારી છે કે પક્ષપાતી ?

ઊત્તર——ન્યાયકારી

પ્રશ્ન——ત્યારે એ ચારનાજ હૃદયમા વેદનો પ્રકાશ કેમ કર્યો અને બીજાઓના હૃદયમાં નહિ

ઉત્તર-આથીતો ઇશ્વરમા લેશ પણ પક્ષપાત ન આવતા ઊલટો તે ન્યાયકારી પરમાત્માનો ઊત્તમ પ્રકારનો ન્યાય સિદ્ધ થાય છે કારણ ન્યાયનો અર્થજ એ છે કે જે જેવુ કર્મ કરે તેને તેવુ જ ફલ આપવુ આ ઠેકાણે પણ એજ પ્રમાણે છે અર્થાત્ તે ચાર ૠષિઓનુ પૂર્વપુણ્ય ઘણુ હોવુ જોઇએ અને તેથીજ તેમના હૃદયમા વેદનો પ્રકાશ કરવો તે યોગ્ય હતુ

પ્રશ્ન-પણ તેતો સૃષ્ટિની આદિમાજ ઉત્પન્ન થયા હતા તેમનુ પૂર્વપુણ્ય ક્યાથી આવ્યુ ?

ઉત્તર-સર્વે જીવો સ્વરૂપે અનાદિ છે અને તેમના કર્મ*તથા કાર્યરૂપ જગત પ્રવાહથી અનાદિ છે આ બધાનુ અનાદિત્વ આગળ પ્રમાણ પૂર્વક પ્રતિપાદન કરીશુ

પ્રશ્ન-શુ ગાયત્રિ આદિ છંદો પણ ઇશ્વરેજ રચ્યા ?

ઉત્તર—આ શકા શાથી થઇ ? શુ ઇશ્વરને ગાયત્રિઆદિ છંદ રચવાનુ જ્ઞાન નથી

પ્રશ્ન—તે સર્વ વિદ્યાયુક્ત હોવાથી છેજ

ઉત્તર—તો પછી તમારી શકા નિર્મૂળજ છે

પ્રશ્ન-ચતુર્મુખબ્રહ્માએ વેદ ઉત્પન્ન કર્યા એમ ઇતિહાસોથી જણાય છે તેનુ કેમ ?

ઉત્તર-ઐતિહ્ય શબ્દ પ્રમાણાતર્ગત હોવાથી તમારુ કહેવુ યોગ્ય નથી ગૌતમાચાર્યે ન્યાયદર્શનમા લખ્યુ છે કે —

---

* કાર્ય જગત, જીવોનાં કર્મ અને તેમનો સયોગ વિયોગ એ ત્રણ પ્રવાહથી અનાદિ છે એટલે એ પરપરાથી ચાલ્યા આવે છે (આર્યોદ્દેશ્ય રત્નમાલા) રત્ન ૬ ૭૧

**आप्तोपदेशः शब्दः । न्या० द० अ०१ आ० १ सू०७॥**

**अस्योपरि वात्स्यायनभाष्यम् । आप्तः खलु साक्षात्कृतधर्मा यथा दृष्टस्यार्थस्य चिख्यापयिषया प्रयुक्त उपदेष्टा । साक्षात्करणमर्थस्याप्तिस्तया प्रवर्तत इत्याप्तः । ऋष्यार्यम्लेच्छानां समानं लक्षणम् । तथाच सर्वेषां व्यवहाराः प्रवर्त्तन्त इति । एवमेभिः प्रमाणैर्देवमनुष्यतिरश्चां व्यवहाराः प्रकल्पन्ते नातोऽन्यथेति ॥**

ભાવાર્થ—આપ્તોનો જે ઉપદેશ તે શબ્દ જે સર્વ પદાર્થ વિદ્યા, અને ઈશ્વરને જાણનાર, અને કપટ આદિ દોષોથી રહિત ધર્માત્મા અર્થાત્ સદા સત્ય માનનાર, સત્યવક્તા અને સત્યકર્તા હોય, તથા પોતાનામાં જે જ્ઞાન છે તેનો યથાવત્ ઉપદેશ લોકોના કલ્યાણને માટે કરનાર હોઈને પોતે પણ તેજ પ્રમાણે વર્તન કરનાર હોય તેને આપ્ત કહે છે. અને તેનોજ ઉપદેશ અર્થાત શબ્દ પ્રમાણભૂત ગણાય છે. આથી સિદ્ધ થાય છે કે ઐતિહ્યથી સત્યનુંજ ગ્રહણ કરવું જોઈએ અને જે એવા આપ્તોપદિષ્ટ ઇતિહાસો હોય તેનુંજ ગ્રહણ કરવું જોઈએ. ઉપરના પ્રમાણથી વ્યાસાદિ ઋષિઓએ નહ રચ્યા છે એમ કહેનાર મિથ્યાવાદી છે અને તેવું વર્ણન કરનારાં પુસ્તકો પણ ઇતિહાસ કોટિમાં ગણવા યોગ્ય નથી. તેમજ નવીન પુરાણ ભાગવત, વિષ્ણુપુરાણ શિવપુરાણ આદિ અઢાર પુરાણો તથા તંત્ર ગ્રંથો જેવા કે રૂદ્રયામલ વગેરેમાં કહેલા ઇતિહાસો પણ અનાપ્ત પુરૂષોના કહેલા હોવાથી તેને પ્રમાણ ન ગણવા

પ્રશ્ન—મંત્રો અને સૂક્તોના ઉપર જે ઋષિઓના નામ લખેલા છે તેમણેજ વેદ રચ્યા છે એમ કેમ નહિ ?

ઉત્તર—એમ નહિ બોલો બ્રહ્માદિએ પણ વેદાદિનું પઠન શ્રવણ કરેલું હતું એમ નિમ્નલિખિત *શ્વેતાશ્વતરોપનિષદ્ના વચન ઉપરથી જણાય છે:—

**यो वै ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै० श्वेताश्व० उ० अ० ६ मं० १८**

ભાવાર્થ—જેણે બ્રહ્માદિને ઉત્પન્ન કર્યા અને સૃષ્ટિની આદિમાં અગ્નિ આદિ ઋષિઓદ્વારા બ્રહ્માદિકોને ઉપદેશ કર્યો તેજ પરબ્રહ્મ પરમાત્માને શરણે અમે જઈએ છીએ. આજ પ્રમાણે વ્યાસાદિ ઋષિઓના જન્મ પહેલા પણ બ્રહ્માદિકો પાસે એ વેદો ઉપસ્થિત હતા માલુમ પડે છે કે —

अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्मसनातनम् ।
दुदोह यज्ञसिद्धयर्थमृग्यजुः सामलक्षणम् ॥ १ ॥
अध्यापयामास पितृन् शिशुरांगिरसः कविः ॥ २ ॥

मनु० अ० १ श्लो० २३.—१५१.

અર્થ—અગ્નિ, વાયુ તથા આદિત્ય એમની પાસેથી યજ્ઞની સિદ્ધિને માટે બ્રહ્માએ ઋગ્વેદાદિ વેદોનું અધ્યયન કર્યું. અંગિરા ઋષિના પુત્ર અમર આંગિરસ ગોત્રી નાના છોકરાએ પોતાની વિદ્વત્તાને લીધે પિતૃસ્થાની પોતાના કાકા વગેરે વડીલોને વેદાદિ શાસ્ત્રો ભણાવ્યા હતા. ઉપરના શ્લોકોથી સિદ્ધ થાય છે કે બ્રહ્માએ પણ અગ્નિ આદિ ઋષિઓની પાસે વેદાધ્યયન કર્યું હતું તો પછી વ્યાસાદિની તો કથાજ શી?

પ્રશ્ન—ઋગ્વેદાદિ સંહિતા ભાગના વેદ અને શ્રુતિ એનાં બે નામ શાથી પડ્યાં?

ઉત્તર—અર્થ ભેદને લીધે ( विद ) જાણવું ( विद ) હોવું ( विद्ल ) લાભ થવો ( विद ) વિચારવું આ ચાર ધાતુઓને કરણ તથા અધિકરણ કારકમાં घञ् પ્રત્યય લગાડવાથી વેદશબ્દ સિદ્ધ થાય છે, તથા ( श्रु ) સાંભળવું. આ ધાતુને કરણ અર્થમાં કારક क्तिन् પ્રત્યય લગાડવાથી શ્રુતિ શબ્દ સિદ્ધ થાય છે.

વેદશબ્દનો અર્થ :—विदन्ति जानन्ति विद्यन्ते भवन्ति विन्दन्ति विन्दन्ते लभन्ते विन्दन्ते विचारयन्ति सर्वे मनुष्याः सर्वाः सत्य विद्या यैर्येषु वा तथा विद्वांसश्च भवन्ति ते वेदा

ભાવાર્થઃ—જેને ભણવાથી યથાર્થ વિદ્યાનું જ્ઞાન થાય છે, જેથી મનુષ્ય વિદ્વાન થાય છે, જેના વડે સર્વ સુખોનો લાભ થાય છે, અને જેનાથી મનુષ્યને સત્યાસત્યનો વિચાર થાય છે તેને વેદ કહે છે અને એ ગુણો સમ્પૂર્ણ રીતે એ ચાર સંહિતાઓમાં હોવાથી તેને વેદ કહે છે

શ્રુતિ શબ્દનો અર્થ —आदिसृष्टिमारभ्याद्यपर्यन्त, ब्रह्मादिभि सर्वा सत्यविद्या श्रूयन्तेऽनयासाश्रुति ॥

ભાવાર્થ —સૃષ્ટિના આરંભથી બ્રહ્માથી આજ સુધીના મનુષ્યો જેથી સર્વ સત્ય વિદ્યાઓ સાંભળતા આવ્યા છે તેને લીધે વેદનું શ્રુતિ નામ છે.

વળી આજસુધી કોઇએ કોઇ દેહધારીને વેદ રચતા જોયો નથી કારણ કે નિરાકાર ઇશ્વરેજ વેદને રચ્યા છે. અગ્નિ, વાયુ, આદિ ઋષિઓતો ફક્ત વેદોને પ્રકાશ થવામા નિમિત્ત માત્ર હતા કારણ તેઓના પોતાના જ્ઞાનથી વેદોની ઉત્પત્તિ

થવી અસંભવીત છે. વળી વેદોમાં જે શબ્દાર્થ સંબંધ છે, તેનો પણ આદુર્ભાવ પરમેશ્વરથી છે કારણ કે તે પૂર્ણ વિદ્યાવાન છે. આ ઉપરથી સિદ્ધ થયું કે અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરસ નામી મનુષ્ય દેહધારી જીવોદ્વારા પરમેશ્વરે શ્રુતિ ( વેદ ) નો પ્રકાશ કર્યો.

પ્રશ્ન–વેદોત્પત્તિ થયાને કેટલાં વર્ષ થયાં ?

ઉત્તર–એક અબજ, સત્તાણુક્રોડ, ઓગણત્રીસ લાખ, અડતાલીસ હજાર, નવસે ને છોંતેર વર્ષ થયાં. * અને આ સીત્તોતેરમો સંવત્સર ચાલે છે. આટલાંજ વર્ષો આ વર્ત્તમાન સૃષ્ટિની ઉત્પત્તિને પણ થયા છે.

પ્રશ્ન–એટલાંજ વર્ષ થયાં છે એમ શાથી નિશ્ચય થાય ?

ઉત્તર–હાલમાં વૈવસ્વત મન્વંતર ચાલે છે. અને એના પહેલા ૭ મન્વંતર વ્યતીત થયા છે. તેમનાં નામ નીચે પ્રમાણેઃ–

(૧) સાયંભુવ (૨) સ્વારોચિષ (૩) ઔત્તમિ (૪) તામસ (૫) રૈવત (૬) ચાક્ષુષ (૭) વૈવસ્વત એ સાત મન્વંતર, અને હવે પછી અવનારા + સાવર્ણ્યાદિ સાત મળીને એકંદર ચૌદ મન્વંતર છે, આ પ્રત્યેક મન્વંતરની ઇકોતેર ચતુર્યુગી ઓ હોય છે. એવા ચૌદ મન્વંતરનો એક બ્રાહ્મદિન કહેવાય છે અર્થાત એક બ્રાહ્મ દિનની (૧૪×૭૧+૬=૧૦૦૦ ) ચતુર્યુગીઓ થાય છે. એટલાજ મન્વંતર બ્રાહ્મરાત્રિના પણ હોય છે. જ્યાં સુધી આ સૃષ્ટિ રહે છે ત્યાં સુધીનાં કાળની દિવસ સંજ્ઞા છે અને પ્રલયને રાત્રિ કહે છે. વર્તમાન બ્રાહ્મદિનના ૭ મન્વંતર વ્યતીત થઇ ગયા છે. અને સાતમા વૈવસ્વત મન્વંતરનો અઠાવિસમો કલિયુગ (અઠાવીસમી ચતુર્યુગી નો કલિયુગ) ચાલે છે અને આ વર્તમાન કલિયુગનાં ૪૯૭૬ ચાર હજાર, નવસોને છોંતેર વર્ષ વીતી ગયા છે અને આ સીતોતેરમું વર્ષ ચાલે છે, જેને આર્ય લોક વિક્રમનો ૧૯૩૩ મો સંવત્સર કહે છે.

## આવિષયમાં પ્રમાણ.

**ब्राह्मस्यतु क्षपाहस्य यत्प्रमाणं समासतः।.**

* આ વર્ષો સવત ૧૯૩૨ સુધીના છે. કારણ તેત્રીસની સાલમાં સ્વામીજીએ આ ભૂમિકા લખી તે વખતે કલીયુગનું ૪૯૭૭ મુ વર્ષ ચાલતું હતુ.

+(૧) સાવર્ણિ (૨) દક્ષ સાવર્ણિ (૩) બ્રહ્મસાવર્ણિ (૪) ધર્મ સાવર્ણિ (૫) રૂદ્રસાવર્ણિ (૬) રૌચ્ય (૭) ભૌત્ય આ સાતહવે પછી આવનાર સાત મન્વંતર છે

एकैकशो युगानान्तु क्रमशस्तन्निबोधत ॥ १ ॥

मनु० अ० १ श्लो० ६८.

અર્થ —મનુ ભગવાન બીજા ઋષિઓને કહે છે કે હે ઋષિઓ ! બ્રાહ્મદિન, બ્રાહ્મરાત્રિ અને એક એક યુગનું જે પ્રમાણ છે તે તમે ક્રમથી સાંભળો ૧

चत्वार्याहुः सहस्राणि वर्षाणान्तु कृतं युगम् ।
तस्य तावच्छती सन्ध्या सन्ध्यांशश्च तथाविधः ॥२॥

मनुः० अ० १ श्लो. ६९.

અર્થ—સત્યયુગના, દેવતાઈ ચાર હજાર તથા તેની પ્રાતઃકાળના ચારસો વર્ષ અને સાયંકાળના ચારસો વર્ષ મળીને, કુલ ૪૮૦૦ વર્ષ થાય છે ૨

इतरेषु ससन्ध्येषु ससन्ध्यांशेषु च त्रिषु ।
एकापायेन वर्त्तन्ते सहस्राणि शतानि च ॥ ३ ॥

मनुः० अ० १ श्लो. ७०.

અર્થ —અન્ય ત્રેતાદિ ત્રણ યુગના તથા તેની સંધ્યા અને સંધ્યાંશોના વર્ષ, મૂળ સત્ય યુગના વર્ષમાંથી એક સહસ્ર અને તેની સંધ્યા તથા સંધ્યાંશમાંથી સોએ બાદ કરવાથી, નીકળે છે ૩

यदेतत्परिसंख्यातमादावेव चतुर्युगम् ।
एतद्द्वादशसाहस्रं देवानां युगमुच्यते ॥ ४ ॥

मनु० अ० १ श्लो० ७१

અર્થ —ઉપરના એ શ્લોકોમાં ચારે યુગની સંખ્યા બતાવી છે તે ચારે યુગનાં વર્ષોની સંખ્યાનો સરવાળો કરવાથી બારહજાર દિવ્ય વર્ષ થાય છે આનું નામ એક દિવ્યયુગ અથવા દેવનો યુગ છે ૪.

दैविकानां युगानान्तु सहस्रं परिसंख्यया ।
ब्राह्ममेकमहर्ज्ञेयं तावती रात्रिरेव च ॥५॥

मनुः अ० १ श्लो० ७२.

અર્થ —એક સહસ્ર દિવ્ય યુગના અંતરુદિનનો એક બ્રાહ્મ દિવસ અને તેટલાજ વર્ષની એક બ્રાહ્મરાત્રિ થાય છે ૫

तद्वै युगसहस्रान्तं ब्राह्मं पुण्यमहर्विदुः ।

**रात्रिं च तावतीमेव तेऽहोरात्र विदोजनाः ॥ ६ ॥**

**मनुः० अ. १ श्लो० ७३.**

અર્થઃ—એ સહસ્રદિવ્ય યુગથી બનતો જે બ્રાહ્મદિન અને તેટલીજ રાત્રીને જે લોકો યથાવત્ જાણેછે તેનેજ દિવસ, રાત્રિ, સૃષ્ટિની ઉત્પત્તિ અગર પ્રલય જાણનારા કાલજ્ઞ કહે છે. ૬.

**यत्प्राग्द्वादशसाहस्रमुदितं दैविकं युगम्।**
**तदेकसप्ततिगुणं मन्वन्तरमिहोच्यते॥ ७ ॥**

**मनुः० अ० श्लो० ७९.**

અર્થ.—પ્રથમ બાર હજાર વર્ષનો જે સન્ધ્યા સન્ધ્યાંશ સહિત મનુષ્યની એક ચતુર્યુગીનો એક દિવ્યયુગ કહ્યો છે, તે આ શાસ્ત્ર [ કાલગણનાના શાસ્ત્ર ] માં ઇકોતેર ચતુર્યુગી ગણો વખત એક મન્વતર સંજ્ઞક છે. ૭.

**मन्वन्तराण्यसंख्यानि सृष्टिःसंहार एवच ।**
**क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनःपुनः ॥ ८ ॥**

**मनुः० अ०१ श्लोक० ८०**

અર્થ —એવા અસંખ્યાત બ્રામ્હદિન તથા મન્વંતર થઇ ગયા અને ગશે તેમાં પરમાત્મા રમતની માફક આ જગતની ઉત્પત્તિ તથા લય કરે છે. ૮

ઉપરોકત સર્વે શ્લોકો પ્રમાણે પ્રત્યેક યુગોનાં વર્ષની ગણના નીચે પ્રમાણે છે

**દિવ્યયુગનાં વર્ષ.**

| યુગનું નામ. | મલ વર્ષ | સંધ્યાનાં વર્ષ | સંધ્યાંશનાં વર્ષ | કુલ. |
|---|---|---|---|---|
| સત્યયુગ. | ૪૦૦૦ | ૪૦૦ | ૪૦૦ | ૪૮૦૦ |
| ત્રેતાયુગ. | ૩૦૦૦ | ૩૦૦ | ૩૦૦ | ૩૬૦૦ |
| દ્વાપરયુગ. | ૨૦૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૨૪૦૦ |
| કલિયુગ. | ૧૦૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૨૦૦ |
| દિવ્યચતુર્યુગ | ૧૦૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૨૦૦૦ |

આપણું એક વર્ષ તે દેવોનો એક દિવસ છે એના પ્રમાણે આઠ દિવસનું

એક વર્ષ એ હિસાબે ગણતાં આપણાં યુગોનાં વર્ષોની સંખ્યા નીચે પ્રમાણે આવે છે.

## મનુષ્યોના યુગોનાં વર્ષ.

| યુગનું નામ. | દિવ્યયુગનાં વર્ષો. | દિવ્યદિવસ. | માનુષયુગનાં વર્ષો. |
|---|---|---|---|
| સત્યયુગ | ૪૮૦૦ | × ૩૬૦ | = ૧૭,૨૮,૦૦૦ |
| ત્રેતાયુગ | ૩૬૦૦ | × ૩૬૦ | = ૧૨,૯૬,૦૦૦ |
| દ્વાપરયુગ | ૨૪૦૦ | × ૩૬૦ | = ૮,૬૪,૦૦૦ |
| કલિયુગ | ૧૨૦૦ | × ૩૬૦ | = ૪,૩૨,૦૦૦ |
| ચારે યુગનાં | ૧૨૦૦૦ | × ૩૬૦ | ૪૩,૨૦,૦૦૦ |

આ પ્રમાણે આપણી એક ચતુર્યુગીનાં તેંતાલીસ લાખ વીસ હજાર વર્ષો થયાં એવી ઇકોતેર ચતુર્યુગીનો એક મન્વંતર થાય તેનાં વર્ષઃ—

૪૩૨૦૦૦૦ × ૭૧ = ૩૦,૬૭,૨૦,૦૦૦ એક મન્વંતરનાં વર્ષ

એ પ્રમાણે ૭ મન્વંતર વીતી ગયા તેનાં વર્ષઃ—

| મન્વંતરનાં નામ. | વર્ષ. | સંધિનાં વર્ષ | કુલ વર્ષ. |
|---|---|---|---|
| કલ્પાદિસંધિ | ... ... ... | ૧૭૨૮૦૦૦ | = ૧૭૨૮૦૦૦ |
| ૧ સ્વાયંભુવ | ૩૦૬૭૨૦૦૦૦ + | ૧૭૨૮૦૦૦ | = ૩૦૮૪૪૮૦૦૦ |
| ૨ સ્વારોચિષ | ૩૦૬૭૨૦૦૦૦ + | ૧૭૨૮૦૦૦ | = ૩૦૮૪૪૮૦૦૦ |
| ૩ ઔત્તમિ | ૩૦૬૭૨૦૦૦૦ + | ૧૭૨૮૦૦૦ | = ૩૦૮૪૪૮૦૦૦ |
| ૪ તામસ | ૩૦૬૭૨૦૦૦૦ + | ૧૭૨૮૦૦૦ | = ૩૦૮૪૪૮૦૦૦ |
| ૫ રૈવત | ૩૦૬૭૨૦૦૦૦ + | ૧૭૨૮૦૦૦ | = ૩૦૮૪૪૮૦૦૦ |
| ૬ ચાક્ષુષ | ૩૦૬૭૨૦૦૦૦ + | ૧૭૨૮૦૦૦ | = ૩૦૮૪૪૮૦૦૦ |

૨૭ ચતુર્યુગીનાં વર્ષ .............. ૧૧૬૬૪૦૦૦૦
૨૮ મી ચતુર્યુગીના ત્રણ યુગનાં વર્ષ. { સત્ય ૧૭૨૮૦૦૦, ત્રેતા ૧૨૯૬૦૦૦, દ્વાપર ૮૬૪૦૦૦ } ૩૮૮૮૦૦૦
૨૮ મી ચતુર્યુગીના કલિયુગનાં વિક્રમ સંવત ૧૯૨૨ સુધીનાં વર્ષ. ૪૯૬૬
= ૧૨૦૫૩૨૯૬૬

૧૯૭૨૯૪૯૯૬૬

આ પ્રમાણે આ સૃષ્ટિ અને વેદની ઉત્પત્તિને એક અબજ, સત્તાણું કરોડ, ઓગણત્રીસલાખ, અડતાલીસ હજાર, નવસોને છાસઠ વર્ષ વિક્રમ સંવત ૧૯૨૨ સુધી થયાં. ( વિક્રમ સંવત્ ૧૯૬૦ ના વર્ષમાં એક અબજ, સત્તાણું કરોડ, ઓગ-

છત્રીસલાખ, ઓગણ પચાસ હજાર અને પાંચ વર્ષ થયાં.) હાલમાં છઠું વર્ષ ચાલે છે કાલની ગણના કરવાને અને તેને સુગમતાથી જાણવાને માટે તેના બ્રહ્મદિન, બ્રાહ્મરાત્રિ વગેરે ભાગપાડી તે પ્રત્યેકની અમુક સંજ્ઞાઓ બાંધી છે; આથી કરીને જગતની ઉત્પત્તિ સ્થિતિપ્રલય અને વેદોત્પત્તિનાં વર્ષોની ગણના સુગમતાથી થઇ શકે છે. મન્વંતરની સમાપ્તિ પછી સૃષ્ટિના નૈમિત્તિક ગુણોમાં થોડો ઘણો ફેરફાર થાય છે. તે જાણવાને મન્વંતર સંજ્ઞા બાંધી છે તે વર્ષોની ગણના નીચેપ્રમાણે કરી જોઇએ.

એકમ, દશક, સો, હજાર, દશહજાર, લાખ, દશલાખ, કરોડ, દશકરોડ, અબજ, ખર્વ, નિખર્વ, સંખ, પદ્મ, સાગર, અન્ત્ય મધ્ય, પરાર્ધ્ધ એ રીતે ઉત્તરોત્તર દશ દશ વધતા જવું.

**सहस्रस्य प्रमासि सहस्रस्य प्रतिमासि ।**

**यजु० अ० १५ मं० ६५.**

**सर्वं वै सहस्रम् । सर्वस्य दातासि ॥ श. कां. ७ अ. ५.**

સર્વએ જગતનું નામ છે. સમ્પૂર્ણ જગત અને કાલનો પરિમાણ કરનાર પરમેશ્વર છે. જ્યોતિષ શાસ્ત્રમાં પ્રતિદિનના કામકાજને યથા યોગ્ય રીતે જાણવા માટે ક્ષણથી તે કલ્પસુધીના કાલની ગણિત વિદ્યાવડે સ્પષ્ટ પરિગણના કરી છે અને હજી પણ કરે છે. પ્રતિદિન તેનું ઉચ્ચારણ કરે છે. માટે સર્વ મનુષ્યોએ આ વ્યવસ્થા સ્વીકારવી જોઇએ. કારણ કે આર્ય લોકો નિત્યપ્રતિ સન્ધ્યા અગ્નિ હોત્રાદિ યજ્ઞ તથા એવાંજ બીજાં પારમાર્થિક કર્મોના આરંભમાં સંકલ્પ કરે છે કેઃ—

**ओ३म् तत्सत् श्रीब्रह्मणो द्वितीयप्रहरार्धे वैवस्वते मन्वन्तरेऽष्टाविंशतितमे कलियुगे कलिप्रथमचरणेऽमुकसंवत्सरायनर्तुमासपक्षदिननक्षत्रलग्नमुहूर्तेऽत्रेदंकृतं क्रियते च ॥**

અર્થઃ—પરમાત્માનું ઓમ્ તત્ સત્ નામ લઇને પછી કાલની ગણના કરે છે કે બ્રાહ્મદિનના દ્વિતીય પ્રહરાન્તે વૈવસ્વત મન્વંતરના અઠાવિસમા કલિયુગના પ્રથમ ચરણના અમુક સંવત્સર, અમુક અયન અમુક ઋતુ, અમુક માસ, અમુક પક્ષ, અમુક દિવસ, અમુક નક્ષત્ર, અમુક લગ્ન મુહૂર્તમાં આ કાર્ય કર્યું અગર કરું છું। આ રીતે આબાલ વૃદ્ધ દરરોજ બોલતા આવવાથી તેમજ પંચાંગાદિમાં પણ છાપેલાં હોવાથી એ કાળની વ્યવસ્થાને અન્યથા કરવાની કોઇની પણ શક્તિ નથી.

કરી હતી તેજ રીતે તેણે આ કલ્પમાં પણ કરી છે. ઇશ્વરનું જ્ઞાન વૃદ્ધિક્ષય પામનાર ન હોવાથી સૃષ્ટિરૂપ કૃતિ એક સરખી અને તેનું વૈદિક જ્ઞાન પણ હમેશાં એક સરખુંજ રહે છે. માટે વેદ નિત્ય છે.

### વેદના નિત્યત્વમાં વ્યાકરણ આદિશાસ્ત્રોનાં પ્રમાણો.

**नित्याश्चशब्दाः। नित्येषु शब्देषु कूटस्थैरविचालिभिर्वर्णैर्भवितव्यमनपायोपजनविकारिभिरिति। महाभाष्ये. अ० १। पा० १। सू. २। आ. २**

અર્થઃ-વર્ણોનો ( અપાય ) લોપ, ( ઉપજન ) આગમ, ( વિકાર ) આદેશ થતા નથી, તેવા વિકાર ન પામનાર અક્ષરોના સમૂહને શબ્દ કહે છે માટે તે નિત્ય હોવા જોઇએ [આ વચન ભગવાન પતંજલીએ મહાભાષ્યમાં ઘણે ઠેકાણે લખેલું છે].

પ્રશ્ન. ગણપાઠ, અષ્ટાધ્યાયી, મહાભાષ્યાદિ વ્યાકરણ ગ્રંથોમાં લોપ આગમ વગેરે કહેલા છે, તેમ છતાં શબ્દોને તે વિકાર નથી થતા એમ કહેવું કેવી રીતે સત્ય હોઇ શકે ?

ઉત્તર. મહાભાષ્યકાર ભગવાન પતંજલીએ 'દાધાઘ્વદાપ્' એ સૂત્ર ઉપર ભાષ્યમાં કહ્યું છે કેઃ-

**सर्वे सर्वपदादेशा दाक्षीपुत्रस्य पाणिनेः।**
**एकदेशविकारेहि नित्यत्वं नोपपद्यते ॥ १ ॥**
**महाभाष्ये अ० १। पा० १। सू० ३४। आ० ५ ॥**

અર્થઃ-સર્વ પદોના સ્થાનમાં ઇતરપદસમૂહ આદેશ રૂપે થાય છે [ આ ઉપરથી તે મૂળના શબ્દોને વિકાર થયો એમ સમજવાનું નથી ] કારણું એકદેશી વિકાર થયો એવી જો કલ્પના કરીએ તો પણ શબ્દ નિત્ય નહિ ઠરે. [માટે શબ્દોને વિકાર થતો નથી પણ એક શબ્દસમુદાયને ઠેકાણે બીજો શબ્દસમુદાય આવે છે]. જેમકે-वेदपार+ अम्+ भू+ लुङ्+ अ+ शप्+ तिप् આ શબ્દસમુદાયના સ્થાનમાં 'वेदपारगोऽभवत्' આ બીજા શબ્દસમુદાયનો ઉપયોગ થાય છે. આ સ્થળે કેટલાકને એવો ભ્રમ થાય છે કે મૂળના શબ્દોને વિકાર થઇને બીજા શબ્દો બન્યા; પણ વાસ્તવિક તેમ નથી. એક શબ્દના સ્થાનમાં બીજો શબ્દ આવવો તે ભાગ જાણે

છે. અને એક નામ્દમા વિકાર થઇને તેનોજ બીજો શબ્દ થવો તે પણ જુદુંજ છે મતલબકે વ્યાકરણ દ્રષ્ટિએ શબ્દોને વિકાર થતોજ નથી કારણ દાક્ષીપુત્ર પાણિની શબ્દને નિત્ય માને છે તેમજ—

**श्रोत्रोपलब्धिर्बुद्धिनिर्ग्राह्य प्रयोगेणाभिज्वलित आकाशदेशः शब्दः ॥ महाभाष्ये.अ.१। पा०१ सू.२ आ० २ ॥**

અર્થ—આ ( अइउण् ) સૂત્રની વ્યાખ્યામા ભગવાન પતંજલીએ લખેલું છે ( श्रोत्रोपलब्धि ) જેનું કર્ણેન્દ્રિયવડે જ્ઞાન થાય છે, ( बुद्धिनिर्ग्राह्य ) અને બુદ્ધિવડે નિરંતર ગ્રહણ કરાય છે, ( प्रयोगेणाभिज्वलित ) જેનો પ્રકાશ ઉચ્ચારણ કરવાથી થાય છે તથા ( आकाशदेश ) જેનું નિવાસસ્થાન આકાશ છે તેને ( शब्द ) શબ્દ કહે છે શબ્દના આ લક્ષણથી પણ શબ્દ નિત્ય છે એમ સિદ્ધ થાય છે કારણ કે ઉચ્ચારણ શ્રવણાદિ પ્રયત્ન ક્રિયા મહાભાષ્યના ' एकैकवर्णवर्तिनी वाक् ' એ પ્રમાણથી ક્ષણપ્રધ્વંસિની છે વાણીની ક્રિયા પ્રતિવર્ણમાં પરિણામ પામે છે, માટે વાણી અગર ઉચ્ચારણ ક્રિયા અનિત્ય છે પણ શબ્દ તો નિત્યજ છે કારણ કે જો શબ્દ નિત્ય ન હોય તો એક વખત જે શબ્દ બોલી ગયાને પછી તેનો નાશ થતો હોય તો, પુનરપિ તેજ શબ્દનું ઉચ્ચારણ કયાથી થાય છે વળી આકાશનો ગુણ શબ્દ છે અને આકાશ નિત્ય છે માટે ગુણ ગુણીના સંબંધના ન્યાયથી પણ શબ્દ નિત્યજ છે

પ્રશ્ન. શબ્દ પણ ઉચ્ચારણ કર્યા પછી નષ્ટ થાય છે અને ઉચ્ચારણ કર્યા પહેલા સંભળાતો નથી માટે ઉચ્ચારણ ક્રિયા અનિત્ય છે નાથી તેનાથી ઉત્પન્ન થતો શબ્દ પણ અનિત્ય હોવો જોઇએ તેમ છતા નિત્ય કેમ માનો છો ?

ઉત્તર. આકાશની પેરે પૂર્વથીજ સિદ્ધ શબ્દની પ્રસિદ્ધિ સાધન વિના થઈ શકતી નથી પરન્તુ તેનું ઉચ્ચારણ પ્રાણ તથા વાણીની ક્રિયાવડે થાય છે જેમકે गौ આ શબ્દના ઉચ્ચારણ વખતે જ્યારે રૂપમ ग અક્ષર ઉપર હોય છે ત્યારે औ ઉપર નથી હોતી અને જ્યારે औ ઉપર છે ત્યારે વિસર્જનીય ઉપર નથી હોતી એવી રીતે વાણીની ક્રિયાની ઉત્પત્તિ તથા નાશ થાય છે પરન્તુ અખંડ એકરસ શબ્દ સર્વત્ર એકરસ હોવાથી તેની ઉત્પત્તિ કે નાશ નથી થતો પરન્તુ જ્યાંસુધી વાયુ તથા વાક્ ક્રિયા થતી નથી ત્યાં સુધી શબ્દનું શ્રવણ પણ નથી થતું જ્યારે આ પ્રમાણે વ્યાકરણ શાસ્ત્રથી સર્વ શબ્દોનું નિત્યત્વ સિદ્ધ થયું તે

પછી વેદના શબ્દના નિત્યત્વમાંતો બાકીજ શું રહ્યું ?

## વેદના નિત્યત્વમાં મીમાંસાનાં પ્રમાણો.

**नित्यस्तु स्याद्दर्शनस्य परार्थत्वात्।**

**पू. मी. अ. १पा. १ सू. १८.**

અર્થ:—શબ્દ નિત્ય છે કારણ ઉચ્ચારણ પારકાના જ્ઞાનને માટે કરવામાં આવે છે જો શબ્દ અનિત્ય હોય તો તેનો નાશ થવાથી બીજા મનુષ્યને જ્ઞાન ન થવું જોઇએ

શબ્દ નાશ રહિત હોવાથી નિત્ય છે, કારણ ઉચ્ચારણ ક્રિયાથી જે શબ્દનું શ્રવણ થાય છે તે ફરી અર્થ જણાવવાને માટેજ છે. તેથી શબ્દ અનિત્ય નથી કરતો જે શબ્દનું ઉચ્ચારણ થાય છે તેનુંજ જ્ઞાન થાય છે એટલે કે શ્રોત્રદ્વારા તેજ શબ્દ આપણા જ્ઞાનમાં સ્થિર થાય છે; અને તેનાથીજ અર્થનું જ્ઞાન થાય છે જો શબ્દ અનિત્ય હોત તો જ્ઞાન કોણ કરાવત કારણ તે શબ્દજ નરહેતો પછી અર્થનું જ્ઞાન પણ શાનાથી થાય વળી એકજ કાળમા અનેક દેશોના રહેવાસીઓ અનેકવાર એકજ શબ્દનુ ઉચ્ચારણ કરે છે તેથી પણ શબ્દ નિત્ય છે એમ સાબિત થાય છે જો અનિત્ય હોત તો આ વ્યવસ્થા બનતજ નહિ જૈમિની મુનિએ આ પ્રમાણે અનેક રીતે અનેક હેતુઓ વડે પૂર્વ મીમાસામા શબ્દનું નિત્યત્વ સિદ્ધ કર્યું છે.

વૈશેષિક દર્શનકાર કણાદમુની પણ શબ્દનું નિત્યત્વ સ્વીકારે છે.

**तद्वचनादाम्नायस्य प्रामाण्यम्। वै. अ. १ आ. १ सू. ३.**

અર્થ —વેદ ઇશ્વર રચિત હોવાથી અને તેમાં પક્ષપાત રહિત ધર્મનું પ્રતિપાદન કરેલું હોવાથી નિત્ય છે. સર્વ મનુષ્યોએ પણ એમજ માનવુ જોઇએ. આજ વિષયે મહર્ષિગૌતમ પણ પોતાના ન્યાયદર્શનમાં કહે છે કે —

**मन्त्रायुर्वेदप्रामाण्यवच्च तत्प्रामाण्यमाप्तप्रामाण्यात् ॥**

**न्या. द. अ. २. आ १ सू. ६७.**

અર્થ.—ઇશ્વરોક્ત નિત્ય વેદનુ પ્રમાણ સર્વેએ સ્વીકારવું જોઇએ કારણ આપ્ત વિદ્વાનો એનું પ્રમાણ મંત્રશાસ્ત્ર તથા આયુર્વેદની પેઠે હમેશાં માનતા આવ્યા છે. જેવી રીતે સત્ય પદાર્થ વિદ્યાનો પ્રકાશ કરનારા મંત્રો એમની સત્ય-

તાવ વગેરે તથા આયુર્વેદ અર્થાત્ વૈદ્યકશાસ્ત્રમાં કહેલાં ઔષધોથી જેમ રોગની નિવૃત્તિ થઇ જાય છે તેથી તે આપ્તોનો આયુર્વેદ સત્ય હોય છે તેવીજ રીતે વેદના પણ એક ભાગમાં કહેલા મોક્ષ વિદ્યાની સત્યતા જાણવામાં આવતાં આખા વેદ ભાગને સત્ય ( વિશ્વાસ રહિત ) માનવો જોઇએ આ સૂત્ર ઉપર વાત્સ્યાયન મુનિએ પણ આજ મતલબનું લખાણ કર્યું છે

**द्रष्टृप्रवक्तृसामान्याच्चानुमानम् । य एवाप्ता वेदार्थानां द्रष्टारः प्रवक्तारश्च त एवायुर्वेदप्रभृतीनामित्यायुर्वेदप्रामाण्यवद्वेदप्रामाण्यमनुमातव्यमिति। नित्यत्वाद्वेदवाक्यानां प्रमाणत्वे तत्प्रामाण्यमाप्तप्रामाण्यादित्युक्तमित्यादि ॥**

**वात्स्यायनभाष्यम् ॥**

ભાવાર્થ —જેવી રીતે આપ્તોપદેશ શબ્દો પ્રમાણ ગણાય છે તેવીજ રીતે તે લોકોએ બન્ને પણ ઈશ્વરાજ્ઞ હોવાથી પ્રમાણ કોટિમાં ગણેલા છે માટે આપણે પણ તેનું પ્રમાણ માનવું જોઇએ આથી ઈશ્વર વિદ્યામય હોવાથી વેદનું નિત્યત્વ સિદ્ધ થાય છે

આ વિષયમાં પતંજલી પોતાના યોગ શાસ્ત્રમાં લખે છે કે –

**स एष पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥**

**यो० शा० समाधिपादेसूत्र २६.**

અર્થ —જે ( पूर्वेषां ) પૂર્વજો–સૃષ્ટિની આદિમાં ઉત્પન્ન થયેલા અગ્નિ વાયુ આદિત્ય તથા અંગિરા આદિ ઋષિઓનો તથા આજ કાલના વર્તમાન પુરુષોનો તેમજ હવે પછી થનાર સર્વે વિદ્વાન મનુષ્યોનો એજ પરમાત્મા ગુરૂ છે વેદાદિદ્વારા સત્ય અર્થોનો જે ઉપદેશ કરે છે તે ગુરૂ તે સર્વદા નિત્ય છે, કારણ તેનામાં કાલની ગતિ નથી વળી તે ઈશ્વર અવિદ્યાદિક્લેશ તથા પાપ કર્મ અને તેની વાસનાથી કદીપણ યુક્ત થતો નથી જે પરમેશ્વરમાં નિત્ય સ્વાભાવિક જ્ઞાન છે તેનોજ ઉપદેશ વેદ હોવાથી તે પણ સત્ય વિદ્યાથી ભરપૂર તથા નિત્ય છે એમ સમજવું જોઇએ આજ પ્રમાણે સાંખ્યશાસ્ત્રમાં પણ કપિલાચાર્ય લખે છે કે—

**निजशक्त्यभिव्यक्तेः स्वतःप्रामाण्यम् ॥**

**सा० द० अ० ५ सू० ५१ ॥**

અર્થ —પરમાત્માની ( निज ) સ્વાભાવિક વિદ્યા શક્તિથી વેદ ઉત્પન્ન

થયા છે માટે તેઓને નિત્ય અને સ્વતઃ પ્રમાણ માનવા જોઈએ, વ્યાસનું પણ આ વિષયમાં એજ મન્તવ્ય છે કેઃ—

**शास्त्रयोनित्वात् ॥ वेदान्तसूत्रे. अ० १ पा० १ सू० ३ ॥**

અર્થ—ઋગ્વેદાદિ શાસ્ત્રોનું ઉત્પત્તિસ્થાન પરમાત્મા છે તે નિત્ય છે માટે તેનાથી ઉત્પન્ન થયેલા વેદ પણ નિત્ય છે આ મત ઉપર શ્રીમત્ શંકરાચાર્યે પણ વેદોને નિત્યમાનીને નીચે પ્રમાણે ભાષ્ય કર્યું છેઃ—

**ऋग्वेदादेः शास्त्रस्यानेकविद्यास्थानोपबृंहितस्य प्रदीपवत्सर्वार्थावद्योतिनः सर्वज्ञकल्पस्य योनिः कारणं ब्रह्म। नहीदृशस्य शास्त्रस्यर्ग्वेदादिलक्षणस्य सर्वज्ञगुणान्वितस्य सर्वज्ञादन्यतः संभवोऽस्ति । यद्यद्विस्तरार्थं शास्त्रं यस्मात्पुरुषविशेषात्संभवति।यथा व्याकरणादि पाणिन्यादेर्ज्ञेयैकदेशार्थमपि स ततोऽप्यधिकतरविज्ञान इति सिद्धं लोके किमुवक्तव्यमिति ॥ शङ्करभाष्य ॥**

ભાવાર્થઃ—ઋગ્વેદાદિ ચારે વેદ અનેક વિદ્યા યુક્ત અને સૂર્યની પેઠે સર્વ સત્ય અર્થોના પ્રકાશક છે, અને તેમને કર્તા સર્વજ્ઞાદિ ગુણ યુક્ત પરબ્રહ્મ છે. કારણ સર્વજ્ઞ બ્રહ્મવિના અન્ય કોઈનું પણ સામર્થ્ય નથી કે વેદોને બનાવી શકે. પરન્તુ તેનો વિસ્તાર કરવાને માટે અનેક શાસ્ત્રો તો જીવો બનાવી શકે જેમકે પાણિનીએ વ્યાકરણ બનાવ્યું છે, અને તે વેદવિદ્યાનું એક અંગ છે પણ સર્વ પ્રકારનું જ્ઞાન તો વેદમાંજ છે જીવાત્મામાં તેવું જ્ઞાન છેજ નહિ તેથીજ કહ્યું છે કેઃ—

**अतएव च नित्यत्वम् ॥ वेदान्तसूत्रे अ० १ पा० ३ सू० २९॥**

અર્થઃ—એથી પણ એ સિદ્ધ થાય છે કે વેદ ઈશ્વરીય જ્ઞાન હોવાથી તથા નિત્ય હોવાથી સ્વત પ્રમાણ, સર્વ સત્ય વિદ્યાયુક્ત અને ત્રણેકાળમાં એકરસ રહેતા હોવાથી, સર્વ મનુષ્યોએ નિત્ય માનવા જોઈએ. વેદના પ્રમાણત્વને માટે બીજા પ્રમાણોનો સ્વીકાર થઈ શકતો નથી વેદ સર્વથા સ્વત પ્રમાણ હોવાથી પોતેજ, પોતાનો સાક્ષી છે. જેમ સૂર્ય સ્વયં પ્રકાશી હોવાથી સંસારસ્થ મહાનથી

સૂક્ષ્મમા પણ સૂક્ષ્મ પદાર્થને પ્રકાશે છે માટે આ વિષયમા વેદનુ પ્રમાણ આપીએ છિયે

**सं पर्य्यगाच्छुक्रमकायमव्रणमस्नाविर१ शुद्धमपापविद्धम्। कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यःसमाभ्यः॥ यजुः० अ० ४० मं०८॥**

અર્થ—પૂર્વોક્ત સર્વ વ્યાપક દિ વિશેષણયુક્ત ઈશ્વર (स) જે (पर्यगात्) સર્વ જગતમાં વ્યાપક છે અર્થાત્ જેની વ્યાપ્તિવિના એક પરમાણુ બાકી રહ્યું નથી, (अकायम्) જે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે જાતના શરીરોથી રહિત છે, (अव्रणम्) એક પરમાણુ પણ તેનામા છિદ્ર કરવાને શક્તિમાન ન હોવાથી જે અક્ષત છે, (अस्नाविरम्) જે નાડી બધથી રહિત હોવાથી બધનાવરણથી રહિત છે, (शुद्धम्) જે અવિદ્યાદિ દોષોથી સદા પ્રથક છે (अपापविद्धम्) જે પાપથી અત્યન્ત રહિત છે, (कवि) સર્વજ્ઞ (मनीषी) જે સર્વના મનનો સાક્ષી તથા જ્ઞાતા છે (परिभू) જે નિમિત્ત ઉપાદન તથા સાધારણ એ ત્રણે કારણોથી રહિત છે, તેજ સર્વનો પિતા છે પણ તેનો કોઈ જનક નથી પણ તે પોતાના સામર્થ્યથીજ સદા વર્તમાન છે એવી રીતનો જે સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા છે તેણે સર્વની આદિમા (शाश्वताभ्य) સદારહેનારી (समाभ्य) પ્રજાને (याथातथ्यतः) યથાર્થ રીતે વેદોપદેશ વડે (अर्थान् व्यदधात्) સત્ય અર્થોનો ઉપદેશ કર્યો અર્થાત્ જ્યારે જ્યારે ઉપરોક્ત ગુણ યુક્ત ઈશ્વર સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે ત્યારે ત્યારે પ્રજાના હિતને માટે સર્વ વિદ્યાયુક્ત વેદવિદ્યાનો ઉપદેશ કરેછે આ તેની વિદ્યા અખડ એકરસ હોવાથી વેદ નિત્ય છે એમ માનવુ જોઇએ

જેવીરીતે શાસ્ત્ર પ્રમાણોથી વેદ નિત્ય છે એવો નિશ્ચય થાય છે તેવીજ રીતે યુક્તિથી પણ સિદ્ધ થાય છે જેમકે —

**नासत आत्मलाभो न सत आत्महानम् । योऽस्ति स भविष्यति ॥**

અર્થાત —અભાવથી ભાવની ઉત્પત્તિ થતી નથી, જે છે તેજ ઉત્પન્ન થાય છે આ ન્યાયથી વેદોનુ નિત્યત્વ સ્વીકારવુ જોઇએ કારણ કે જેનુ મૂળ ન હોય તેને શાખાપત્રાદિ પણ થવાનો સભવ નથી જેમ વંધ્યાપુત્રના વિવાહની વાત

અસંભવ છે, તેમજ અભાવથી ભાવની ઉત્પત્તિ પણ અસંભવજ છે. કારણ કે જો પુત્ર થાય તો વંધ્યત્વની સિદ્ધિ નથી થતી અને પુત્ર ન હોય તો વિવાદ કોનો અને કેવી રીતે થાય ? એજ પ્રમાણે અહીં પણ સમજવું જોઇએ કે જો ઇશ્વરમાં અનન્ત વિદ્યા ન હોત તો તે કેવી રીતે ઉપદેશ કરત. અને જો તે ઉપદેશ ન કરે તો મૂલ વિનાના વૃક્ષની ઉત્પત્તિની અસિદ્ધિની પેઠે કોઇપણ મનુષ્ય વિદ્યાસંપન્ન થઇ શકે નહિ વળી સર્વ મનુષ્યોનો જે સાક્ષાત્ અનુભવ છે તે કહીએ છિયે જેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે તેનોજ સંસ્કાર, તેનુંજ સ્મરણ અથવા જ્ઞાન અને તેનાથીજ પ્રવૃત્તિ થાય છે, અન્યથા નથી થતી જેમકે જે સંસ્કૃત ભાષા ભણે છે તેને તેનાજ સંસ્કાર થાય છે અને બીજી ભાષાના નથી થતા; અને જે દેશભાષા શીખે છે તેને તેજ ભાષાના સંસ્કાર થાય છે અને બીજીના નહિ. એવીજ રીતે સૃષ્ટિની આદિમાં ઇશ્વરોપદેશ વિના કોઇને પણ વિદ્યાનો અનુભવ થાત નહિ; અને જો તેમ ન થાત તો સંસ્કાર ક્યાંથી થાત અને તેના વિના સ્મરણ પણ ન થાત અને સ્મરણ વિના વિદ્યાનો લેશમાત્ર અંશ કોઇનામાં હોત નહિ.

પ્રશ્ન. મનુષ્યને પોતાની સ્વાભાવિક ચેષ્ટાઓથી સુખ દુઃખનો અનુભવ થાય છે તેથી ઉત્તરોત્તર જ્ઞાનની વૃદ્ધિ થઇને વિદ્યાની વૃદ્ધિ પણ થશે તો પછી વેદ ઇશ્વરકૃત માનવાની શી જરૂર છે ?

ઉત્તર–આ બાબતનો નિર્ણય વેદોત્પત્તિ પ્રકરણમા કરી ગયા છિયે કે જેમ આજકાલ કોઇ અન્ય પુરૂષની પાસેથી અભ્યાસ કર્યા વિના કોઇ પણ વિદ્વાન થઇ શકતું નથી તથા તેના જ્ઞાનની ઉન્નતિ થતી નથી તેવીજ રીતે ઇશ્વરોપદેશ વિના પણ કોઇની વિદ્યા તથા જ્ઞાનની ઉન્નતિ થઇ શકે નહિ બાલક તથા વનવાસી જંગલી લોકોને ઉપદેશ વિના વિદ્યા તેમજ મનુષ્ય ભાષાનું જ્ઞાન પણ થતું નથી તો પછી વિદ્યાની ઉત્પત્તિની તો વાતજ ક્યાંથી ? એટલા માટે ઇશ્વરેજ વેદ રચ્યા છે અને તે પોતે નિત્ય હોવાથી વેદ પણ નિત્ય છે જે વસ્તુ નિત્ય છે તેનાં નામ, ગુણ, કર્મ પણ તેનું અધિષ્ઠાન નિત્ય હોવાથી નિત્ય છે. કારણ નામ, ગુણ તથા કર્માદિ પરાશ્રિત હોવાથી અધિષ્ઠાન વિના રહી શકતા નથી જે અધિષ્ઠાન નિત્ય ન હોય તેમાં રહેનાર નામ, ગુણ તથા કર્માદિ પણ નિત્ય નજ હોય. ઉત્પત્તિ વિનાશ ધર્મથી રહિત હોય તેને નિત્ય કહે છે. અને જુદાં જુદાં દ્રવ્યોના સંઘાતનો જે વિયોગ થવો એટલે તેમના સંઘાતનું જુદું પડી જવું તેને વિનાશ કહે છે વસ્તુનું અદર્શન થવું તેને વિનાશ કહે છે. ઇશ્વર એકરસ

હોવાથી તેમાં સંયોગ વિયોગની વ્યવસ્થા છેજ નહિ. ભગવાન કણાદ કહે છે કેઃ-

**सदकारणवन्नित्यम् ॥ वैशेषिक. द. अ. ४ पा. ४ सू. १**

અર્થ –જે કાર્ય કારણવડે ઉત્પન્ન થઇને અસ્તિત્વ ધરાવે છે તેની પ્રથમ ઉત્પત્તિ ન હોવાથી તેને અનિત્ય કહે છે અને જે કદાપિ કાર્યરૂપમાં ન થતાં હમેશાં સર્વના કારણરૂપે રહે છે તે નિત્ય રહેવાય છે જે જે સંયોગજન્ય છે તે તે કર્તાની અપેક્ષા રાખે છે અને કર્તા પણ જો સંયોગ જન્ય હોય તો તેનો પણ કર્તા હોવો જોઇએ એ રીતે કર્તાને તે ને તેનો કર્તા એમ અનવસ્થા દોષ આવે છે વળી જે સંયોગજન્ય છે તેનાથી પ્રકૃતિનાં પરમાણુ આદિનો સંયોગ કરવાનું સામર્થ્ય હોઇ શકતું નથી કારણ તે પરમાણુ આદિ સૂક્ષ્મ છે. જે બીજાના કરતાં સૂક્ષ્મ હોય તે સ્થૂલમાં સૂક્ષ્મનો પ્રવેશ થઇ શકવાથી, અગ્નિ અને લોઢાની પેઠે, સૂક્ષ્મ પદાર્થ સ્થૂલનો આત્મા થઇ શકે છે જેવી રીતે અગ્નિ સૂક્ષ્મ હોવાથી કઠણ લોખંડમાં પ્રવેશીને તે લોઢાના દરેક અવયવોને પૃથક્ કરે છે તથા જલ પાણી પૃથ્વીના તત્વો ને તેના કરતા સૂક્ષ્મ હોવાથી પૃથ્વીનાં પરમાણુઓને સંયુક્ત કરી એક પિંડ કરે છે તથા વિનાશ કરે છે તેવીજ રીતે પરમેશ્વર સંયોગ વિયોગથી પૃથક્ રહીને વ્યાપક હોવાથી નિયમ પૂર્વક ઉત્પત્તિ અને વિનાશ કરે છે નહિ તો જેમ આપણે સંયોગવિયોગાન્તર્ગત હોવાથી પ્રકૃતિ પરમાણુઓનો સંયોગવિયોગ કરવામાં અસમર્થ છિયે તેવીજ રીતે ઇશ્વરનું પણ થાત જેનાવડે સંયોગવિયોગ થાય છે તે વસ્તુ સંયોગવિયોગથી ભિન્નજ હોય છે માટે ઇશ્વર તે સંયોગવિયોગનો કર્તા હોવાથી સંયોગવિયોગથી જુદોજ રહે છે આદિ કારણનો અભાવ હોય તો સંયોગવિયોગનો આરંભ પણ ન થાય. આવા પ્રકારના સદા નિર્વિકાર, અજ, અનાદિ, નિત્ય સત્ય અને સામર્થ્યવાન ઇશ્વરેજ વેદોનો પ્રકાશ કરેલો હોવાથી તથા તે તેનું જ્ઞાન હોવાથી વેદ સદા નિત્ય છે.

## इति वेदानां नित्यत्वविचारः ॥

---

## अथ वेदविषयविचारः ॥

વેદમાં ચાર વિષય છે. ( ૧ ) વિજ્ઞાનકાંડ, ( ૨ ) કર્મકાંડ, ( ૩ ) ઉપાસના કાંડ. અને ( ૪ ) જ્ઞાનકાંડ તેમાં પ્રથમનો વિજ્ઞાન કાંડનો વિષય સર્વમાં મુખ્ય છે. કારણ તેથી ઇશ્વરથી આરંભી તૃણપર્યંતના પદાર્થોનું સાક્ષાત જ્ઞાન થાય છે. તેમાં

એ ઇશ્વરસંબંધી જ્ઞાન મુખ્ય છે. કારણ ઇશ્વર સર્વ પદાર્થોમાં પ્રધાન હોવાથી વેદોનું પણ તાત્પર્ય એજ છે. કારણ કેઃ—

**सर्वे वेदा यत्पदमामनन्ति तपा ँसि सर्वाणि च यद्वदन्ति यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं सङ्ग्रहेण ब्रवीम्योमित्येतत् ॥ कठोप० वल्ली० २ मं० १५.**

અર્થ—( सर्व वेदा यत्पदमामनन्ति ) પદપ્રાપ્ય અર્થાત જેને મોક્ષ અથવા પરબ્રહ્મપ્રાપ્તિ કહે છે, તે બ્રહ્મ સર્વ પ્રકારના આનંદથી યુક્ત છે તથા ત્રિવિધ દુઃખથી રહિત છે, અને તેનેજ ओश्म् કહે છે કારણ યોગશાસ્ત્રમાં કહ્યું છે કે.—

**तस्य वाचकः प्रणवः। यो०द० समाधिपादे सूत्र. २७.**

અર્થ—તે પરમેશ્વરનો વાચક ઓમકાર છે વળી યજુર્વેદમાં પણ કહ્યું છે કે—

**ओ३म खं ब्रह्म । यजुः० अ० ४.**

અર્થ—જે પરમાત્મા આકાશની પેઠે વ્યાપક છે તેના ઓમ્કાર, બ્રહ્માદિ નામ છે વળી તૈત્તિરીયોપનિષદ્‌માં પણ એજ પ્રમાણે કહ્યું છે કે—

**ओमिति ब्रह्म । तैत्तिरियारण्यके । प्र० ७ अनु० ८**

અર્થ—ઓમ્ એ પરમાત્માનુંજ નામ છે સર્વ વેદોપણ એજ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. ( तपांसि ) સત્ય ધર્મના અનુષ્ઠાનાદિ તપ પણ તેની પ્રાપ્તિને માટેજ છે ( यदिच्छन्त. ब्रह्मचर्य-चरन्ति ) બ્રહ્મચર્યાદિ આશ્રમો પણ તેની પ્રાપ્તિનાં સાધન છે તથા તેજ પરબ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છાથી વિદ્વાનો પ્રયત્ન તથા ઉપદેશ કરે છે માટે હે નચિકેતા ! ( तत् पद सम्रहेण ते ब्रवीमि ) જે આવો પરબ્રહ્મ છે તેના વિષે હું તને સંક્ષેપમાં કહું છું વેદમાં બે જ્ઞાનની વિદ્યા છે.-એક અપરા અને બીજી પરા—

**तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा-कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यथातदक्षरमधिगम्यते ॥ १ ॥ प्रथम मुण्डके. खं १. म. ५.**

અર્થ—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુ

કત, છન્દશાસ્ત્ર અને જ્યોતિષ એને અપરા વિદ્યા કહે છે અર્થાત જે વિદ્યાવડે પૃથ્વીથી પરમાણુ સુધીના પદાર્થોનુ જ્ઞાન થાય છે તથા તે જ્ઞાનથી તે તે પદાર્થાનો યથાવત ઉપયોગ લેવો તેને અપરાવિદ્યા કહે છે અને જે વિદ્યાથી અદૃશ્ય સર્વશક્તિમાનાદિ વિશેષણયુક્ત બ્રહ્મનુ જ્ઞાન થાય છે તેને અપરાવિદ્યાથી ઉત્કૃષ્ટ હોવાથી પરાવિદ્યા કહે છે

यत्तदद्रश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुः श्रोत्रं तदपाणिपादं नित्य विभुं सर्वगतं सुसूक्ष्म तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥ प्रथम मुण्डके खं० १ मं० ६.

અર્થ –જેને વિદ્વાન યોગીઓ પ્રાણિમાત્રનુ મૂળ માને છે તે પરબ્રહ્મ પરમાત્મા ચક્ષુથી અદૃશ્ય હસ્તપાદાદિ અવયવોથી અગ્રાહ્ય, ગોત્રરહિત, કોઇપણ જાતના વર્ણવિનાનો, ચક્ષુકર્ણાદિ ઇંદ્રિયોવિનાનો, હસ્તપાદાદિવિનાનો નિત્ય સર્વવ્યાપ, સર્વાન્તરયામિ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને નાશ રહિત છે આ પ્રમાણે જે વિદ્યાથી જણાય છે તેને પરાવિદ્યા કહે છે

तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । दिवीव चक्षुरातमम् ॥.

ऋग्वेदे । अष्टके १ अ० २ वर्गे ७ मं ५ ॥

અર્થ –જે (विष्णो) વ્યાપ પરમેશ્વરનુ (परमम्) પ્રકૃષ્ટ આનંદસ્વરૂપ (पदम्) સર્વોત્તમ ઉપાયોથી પ્રાપ્ત કરવા યોગ્ય મોક્ષસુખ છે તેને (सूरय) વિદ્વાનો સર્વે કાળમા (पश्यन्ति) જુએ છે તે કેવુ છે કે (आततम्) ચારે તરફ વ્યાપ્ત અર્થાત દેશ કાળ વસ્તુ પરિચ્છેદથી રહિત એટલે કે અમુક દેશમા છે ને અમુકમા નથી, અમુક વખતે હતો અને અમુક વખતે નથી અથવા અમુક વસ્તુમાં છે ને અમુકમા નથી–પરન્તુ તે સર્વ સ્થળે વ્યાપક હોવાથી પ્રત્યેક સ્થાને મળી શકે છે જેમ (दिवीवचक्षु) સૂર્યનો પ્રકાશ આકાશમા અને નેત્રની દૃષ્ટિ તે પ્રકાશમા વ્યાપ્ત થાય છે, તેમજ પરબ્રહ્મપદ મોક્ષ પણ સર્વથી ઉત્કૃષ્ટ હોવાથી સર્વત્ર વ્યાપ્ત છે તેનીજ પ્રાપ્તિની કામના વિદ્વાનો કરે છે માટેજ વેદ વિશેષે કરીને તેનુજ પ્રતિપાદન કરે છે વ્યાસજી પોતાના વેદાન્ત દર્શનમા કહે છે કે –

तत्तु समन्वयात । वेदान्तसूत्रे अ० १ पा० १ सू० ४.

અર્થ –એજ પ બ્રહ્મ સનાતન શાસ્ત્રોમાં કોઈ ઠેકાણે સાક્ષાત રૂપે અને કોઈ

ઠેકાણે પરંપરાની રીતે પ્રતિપાદિત છે. એટલામાટેજ વેદોનો પરમ આશય બ્રહ્મ-પ્રાપ્તિ કરવાનોજ છે. યજુર્વેદમાં કહ્યું છે કેઃ-

**यस्मान्न जातः परो अन्यो अस्ति य आविवेश भुवनानि विश्वा। प्रजापतिः प्रजया स ँ रराणस्त्रीणि ज्योती ँ षि सचते स षोडशी॥ यजुः० अ० ८ मं० ३६**

અર્થઃ— ( यस्मात ) પરમેબ્રહ્મ પરમાત્મા કરતાં ( परः ) કોઈ પણ ઉત્તમ પદાર્થ ( न जातः ) ઉત્પન્ન થયો નથી. ( न अन्यः अस्ति ) છે નહિ તેમ થશે પણ નહિ. ( यः प्रजापतिः ) જે પ્રજાનો પાલનકર્તા ઇશ્વર ( स ँ रराण ) સર્વે પ્રાણીઓને સુખ આપીને ( विश्वाः भुवनानि ) સર્વે લોકોમાં ( आविवेश ) વ્યાપી રહ્યો છે. અને જેણે ( त्रीणि ज्योतींषि ) અગ્નિ, સૂર્ય તથા વિદ્યુત્ નામક સર્વ જગત પ્રકાશક તથા ( प्रजया ) બીજી સૃષ્ટિમાંની જ્યોતિઓને ( सचते ) સંયુક્ત કરી છે. માટે ( सः ) તે ઇશ્વર ( षोडशी ) ષોડશી અર્થાત્ સોળ કલાવાન્ ઇશ્વર કહેવાય છે. ઉક્ત સોળ કળાઓ નીચે પ્રમાણે છેઃ—

૧ ઇક્ષણ અર્થાત્ યથાર્થ વિચાર.
૨ પ્રાણ-સર્વ જગતને ધારણ કરનાર.
૩ શ્રદ્ધા-સત્યમાં વિશ્વાસ.
૪ આકાશ.
૫ વાયુ.
૬ અગ્નિ.
૭ જલ.
૮ પૃથિવી.
૯ ઇંદ્રિયો.
૧૦ મન-જ્ઞાન.
૧૧ અન્ન.
૧૨ વીર્ય-બળ-પરાક્રમ.
૧૩ તપ અર્થાત્ ધર્માનુષ્ઠાન-સદાચાર.
૧૪ મંત્ર-વેદ વિદ્યા.
૧૫ કર્મ-સર્વે ચેષ્ટાઓ.
૧૬ નામ-દૃશ્ય અને અદૃશ્ય પદાર્થોની સંજ્ઞા.

ઉપરોક્ત સોળે કલાઓ ઇશ્વરમા હોવાથી તેને ષોડશી કહે છે.

**ओमित्येतदक्षरमिद ँ सर्वं तस्योपव्याख्यानम्।**

**माण्डूक्योपनिषद् मं० १.**

અર્થ—ઓમ્ એજ જેનું નામ છે તથા જે નાશ રહિત છે—સર્વ ચરાચર જગત્માં વ્યાપક છે તેજ બ્રહ્મ છે. અને તેનુંજ પ્રતિપાદન વેદાદિ સર્વે શાસ્ત્રોએ

પૂર્વોક્ત 'સુગંધાદિગુણયુક્ત ચાર જાતનાં દ્રવ્યો લઇને, ઉત્તમોત્તમ ગુણ સંપાદનાર્થે તેમનો સંસ્કાર કરવો જોઇએ. જેવી રીતે દાળ વગેરે ખાદ્ય પદાર્થોના સંસ્કારાર્થે કડછીમાં ઘી તથા બીજા સુગંધયુક્ત પદાર્થ નાંખી તેને અગ્નિમાં તપાવી તેમાંથી ધુંમાડો નિકળવા માંડે એટલે તેને દાળના વાસણમાં નાંખી તે વાસણને ઢાંકી દેવાથી જે પ્રથમ ધૂમવત્ બાષ્પ થયો હતો, તે સર્વ સુગંધ જલરૂપ થઇને દાળ માત્રને સુગંધયુક્ત કરે છે, તેવી રીતે યજ્ઞમાંથી જે બાષ્પ ઉત્પન્ન થાય છે તે વાયુ તથા વૃષ્ટિજલને નિર્દોષ કરીને સર્વ જગતને સુખકારક થાય છે. વળી યજ્ઞથી ધર્મ થાય છે તે વિષે મહર્ષિ જૈમિની કહે છે કેઃ—

**द्रव्याणां तु क्रियार्थानां संस्कारः क्रतुधर्मः स्यात् ॥**
**पू० मी० अ० ४ पा० ३ सू० ८.**

અર્થઃ—હોમ ક્રિયા કરવામાં વપરાતાં દ્રવ્યો તથા પુરૂષોનો સંસ્કાર તેજ ક્રતુધર્મ જાણવો આવીરીતે યજ્ઞથી ધર્મ થાય છે.

**यज्ञोपि तस्यै जनतायै कल्पते यत्रैवं विद्वान् होता भवति ॥ ऐ० ब्रा० पं० १ अ० २.**

અર્થઃ—जनानां समूहो जनता । મનુષ્યોના સમૂહને જનતા કહે છે. તેમના સુખને માટેજ યજ્ઞ કરવામાં આવે છે. જે યજ્ઞમાં ઉપરોક્તરીતે સંસ્કાર કરેલાં દ્રવ્યોનો હોમ વિદ્વાન્ હોતાઓ કરેછે તેજ યજ્ઞથી સુખ થાય છે. વળી યજ્ઞ પરોપકારને માટેજ કરવામાં આવે છે તેથી કહ્યું છે કેઃ—

**अग्नेर्वै धूमो जायते धूमादभ्रमभ्राद्वृष्टिरग्नेर्वा एता जायन्ते तस्मादाह तपोजा इति ॥ श० कां० ५ अ० ३.**

અર્થઃ—જ્યારે અગ્નિ, સમિધા, ઔષધિ, વનસ્પતિ તથા જલાદિ પદાર્થોમાં પ્રવેશ કરીને તેમનું ભેદન કરી તેમાના રસને પ્રથક કરે છે ત્યારે અગ્નિમાંથી ધૂમ અને બાષ્પ ઉત્પન્ન થાય છે. અને તેમા લઘુત્વ આવવાથી વાયુના આધારે તેઓ ઉપર આકાશમાં ચઢે છે. આમાં જેટલો જલ અર્થાત્ રસનો અંશ છે તેની બાષ્પ સંજ્ઞા છે; અને જે પ્રિકાશવિનાનો ભાગ છે તે પૃથ્વીનો અંશ છે. માટેજ આ બન્ને ભાગયુક્ત તે હોવાથી તેને ધૂમ કહે છે. ધૂમ આકાશમાં જવાથી જલ સંચય થાય છે, અને ત્યાં તેનાં વાદળાં બંધાય છે; તે વાદળાંથી વૃષ્ટિ થાય છે.

કર્યું છે. માટે એજ તેનો પ્રધાન વિષય છે એમ સમજવું. પરન્તુ પ્રધાનની આગળ અપ્રધાન મુખ્ય ગણાઇને તેનું ગ્રહણ કરવામાં આવતું નથી. કારણ —

**प्रधानाप्रधानयोः प्रधाने कार्यसम्प्रत्ययः । महाभाष्ये.**

ભાવાર્થ — જ્યાં પ્રધાન અને અપ્રધાન વિષયો એ સાથે આવે ત્યાં પ્રધાનનું ગ્રહણ પ્રથમ કરવું જોઇએ અર્થાત્ તેનેજ નામે વ્યવહાર કરવો જોઇએ. આ પરિભાષા પ્રમાણે બીજા વિષયો કરતાં ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ દેખાડવો તે સર્વ વેદોનું મુખ્ય પ્રયોજન છે. માટે તેના ઉપદેશાનુસાર કર્મ ઉપાસના અને જ્ઞાનકાંડ એ ત્રણેનું, પારમાર્થિક તથા વ્યાવહારિક ફલની સિદ્ધિને માટે સર્વે મનુષ્યોએ અનુષ્ઠાન કરવું જોઇએ.

બીજો કર્મકાંડરૂપ વિષય છે તે સઘળો ક્રિયામય છે. એના વિના વિદ્યાભ્યાસ અને જ્ઞાન પણ પૂર્ણ થતું નથી. કારણ કે, બાહ્ય વ્યવહાર બહાર અને માનસિક વ્યવહાર આભ્યન્તર રહે છે. એ કર્મકાંડના અનેક પ્રકાર છે, પરન્તુ તેના મુખ્ય ભેદ બે છે. (૧) પરમ પુરૂષાર્થ સિદ્ધાર્થ એટલે જેનાથી ઇશ્વર સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના તેની આજ્ઞાપાલનરૂપી ધર્માનુષ્ઠાન અને જ્ઞાનથી મોક્ષના સાધનમાં પ્રવૃત્તિ થાય છે. (૨) લોક વ્યવહારની સિદ્ધિ—અર્થાત્ ધર્મથી અર્થ કામની પ્રાપ્તિ કરવા સબંધી, આ કર્મ જ્યારે પરમેશ્વરની પ્રાપ્તિરૂપી ફલને ઉદ્દેશીને કરવામાં આવે છે ત્યારે તેને શ્રેષ્ઠ ફળ આપનાર નિષ્કામ કર્મ કહે છે. કારણ તેથી અનન્ત સુખ મળે છે. અને જ્યારે ઐહિક ધનાદિ સુખની આશાથી કરવામાં આવે છે ત્યારે તેને સગુણ કર્મ કહે છે. કારણ કે તે જન્મ મરણ ધર્મથી મુક્ત છે. એ કર્મકાંડમાં અગ્નિહોત્રથી તે અશ્વમેધપર્યંતના યજ્ઞોમાં સુગંધી, મિષ્ટ, પુષ્ટ તથા રોગનાશક ગુણોથી યુક્ત સારી રીતે સશોધન કરેલા દ્રવ્યોનો વાયુવૃષ્ટિ જલાદિની શુદ્ધિ કરવાને માટે, અગ્નિમાં હોમ કરવામાં આવે છે તેથી જગતને સુખ થાય છે, અને જે ઉત્તમ ભોજન વસ્ત્ર, વિમાનાદિ યાન, કલાકૌશલ્ય, યન્ત્ર તથા સામાજીક સુધારણા આદિ કરવામાં આવે છે, જે ઘણું કરીને કર્તાનેજ સુખદાતા થાય છે. પૂર્વમીમાંસામાં કહ્યું છે કે —

**द्रव्यसंस्कारकर्मसु परार्थत्वात्फलश्रुतिरर्थवादःस्यात् ॥**

**पू० मी० अ० ४ पा० ३ सू० १**

અર્થ — યજ્ઞકર્તાએ દ્રવ્ય, સંસ્કાર અને કર્મ એ ત્રણે વાનાં કરવાં જોઇએ

પૂર્વોક્ત સુગંધાદિગુણયુક્ત ચાર જાતનાં દ્રવ્યો લઇને, ઉત્તમોત્તમ ગુણ સંપાદનાર્થે તેમનો સંસ્કાર કરવો જોઇએ. જેવી રીતે દાળ વગેરે ખાદ્ય પદાર્થોના સંસ્કારાર્થે કડછીમાં ઘી તથા બીજા સુગંધયુક્ત પદાર્થ નાખી તેને અગ્નિમાં તપાવી તેમાંથી ધુમાડો નિકળવા માંડે એટલે તેને દાળના વાસણમાં નાખી તે વાસણને ઢાંકી દેવાવ્યાથી જે પ્રથમ ધૂમવત્ બાષ્પ થયો હતો, તે સર્વ સુગંધ જલરૂપ થઇને દાળ માત્રને સુગંધયુક્ત કરે છે, તેની રીતે યજ્ઞમાંથી જે બાષ્પ ઉત્પન્ન થાય છે તે વાયુ તથા વૃષ્ટિજલને નિર્દોષ કરીને સર્વ જગત્‌ને સુખકારક થાય છે. વળી યજ્ઞથી ધર્મ થાય છે તે વિષે મહર્ષિ જૈમિની કહે છે કે.—

**द्रव्याणां तु क्रियार्थानां संस्कारः क्रतुधर्मः स्यात् ॥**
**पू० मी० अ० ४ पा० ३ सू० ८.**

અર્થ:—હોમ ક્રિયા કરવામાં વપરાતાં દ્રવ્યો તથા પુરૂષોનો સંસ્કાર તેજ ક્રતુધર્મ જાણવો આવીરીતે યજ્ઞથી ધર્મ થાય છે.

**यज्ञोपि तस्यै जनतायै कल्पते यत्रैवं विद्वान् होता भवति ॥ ऐ० ब्रा० पं० १ अ० २.**

અર્થ:—जनाना समूहो जनता । મનુષ્યોના સમુદ્રને જનતા કહે છે તેમના સુખને માટેજ યજ્ઞ કરવામા આવે છે જે યજ્ઞમા ઉપયોગ્યરીતે સંસ્કાર કરેલાં દ્રવ્યોનો હોમ વિદ્વાન્ હોતાઓ કરેછે તેજ યજ્ઞથી સુખ થાય છે વળી યજ્ઞ પરોપકારને માટેજ કરવામાં આવે છે તેથી કહ્યું છે કે—

**अग्नेर्वै धूमो जायते धूमादभ्रमभ्राद्वृष्टिरग्नेर्वा एता जायन्ते तस्मादाह तपोजा इति ॥ श० कां० ५ अ० ३.**

અર્થ:—જ્યારે અગ્નિ, સમિધા, ઔષધિ, વનસ્પતિ તથા જલાદિ પદાર્થોમાં પ્રવેશ કરીને તેમનું ભેદન કરી તેમાના રસને પ્રથક કરે છે ત્યારે અગ્નિમાંથી ધૂમ અને બાષ્પ ઉત્પન્ન થાય છે. અને તેમા લઘુત્વ આવવાથી વાયુના આધારે તેઓ ઉપર આકાશમાં ચઢે છે. આમા જેટલો જલ અર્થાત્ રસનો અંશ છે તેની બાષ્પ સંજ્ઞા છે, અને જે ચિકાશવિનાનો ભાગ છે તે પૃથ્વીનો અંશ છે. માટેજ આ બન્ને ભાગયુક્ત તે હોવાથી તેને અભ્ર કહે છે ધૂમ આકાશમાં જવાથી જલ સંચય થાય છે, અને ત્યા તેનાં વાદળાં બંધાય છે, તે વાદળાથી વૃષ્ટિ થાય છે.

વૃષ્ટિથી ઔષધિ, ઔષધિથી અન્ન, અન્નથી વીર્ય અને વીર્યથી શરીર ઉત્પન્ન થાય છે. તૈત્તિરીયોપનિષદ્‌માં પણ કહ્યું છે કેઃ-

**तस्माद्वा एतस्मादात्मन आकाशःसम्भूतः। आकाशाद्वायुः। वायोरग्निः। अग्नेरापः। अद्भ्यः पृथिवी। पृथिव्या ओषधयः। ओषधिभ्योऽन्नम्। अन्नाद्रेतः। रेतसः पुरुषः सवा एष पुरुषोऽन्नरसमयः ॥१॥**

**तै० उ० आनन्दवल्ल्यां प्रथमेऽनुवाके ॥**

**स तपोऽतप्यत तपस्तप्त्वा अन्नं ब्रह्मेति विजानात् अन्नाद्ध्येव खल्विमानि भूतानि जातानि अन्नेन जातानि जीवन्ति अन्नं प्रयन्त्यभिसंविशन्तीति ॥ २ ॥**

**तै० उ० भृगुवल्ल्यां द्वितीयेऽनुवाके**

અર્થઃ—( तस्मात् वा एतस्मात् आत्मनः आकाशः ) તે જગદુત્પાદક પરમાત્માથી આકાશ, ( आकाशात् वायुः ) આકાશથી વાયુ, ( वायोः अग्निः ) વાયુથી અગ્નિ, ( अग्नेः आपः ) અગ્નિથી જલ, ( अद्भ्यः पृथिवीः ) જલથી પૃથ્વી, ( पृथिव्याः ओषधयः ) પૃથ્વીથી ઔષધી, ( ओषधिभ्यः अन्नम् ) ઔષધિથી અન્ન, ( अन्नात् रेतः ) અન્નથી વીર્ય અને ( रेतसः पुरुषः सम्भूतः ) વીર્યથી પુરૂષ ( મનુષ્ય ) ની ઉત્પત્તિ થઇ. ( सवा एष पुरुषः अन्नरसमयः ) આથીજ પુરૂષ અન્નરસમય કહેવાય છે. ૧.

( सः ) પછી તે ભૃગુએ ( तपः अतप्यत ) તપ કર્યું, અને ( तपः तप्त्वा ) તપ કરીને ( अन्नम् ) અન્નને ( ब्रह्म इति ) બ્રહ્મ છે એવીરીતે ( विजानात् ) જાણ્યું. કારણ કે ( अन्नात् हिएव ) અન્નથીજ ( खलु इमानि भूतानि ) આ પ્રાણિઓ ( जायन्ते ) ઉત્પન્ન થાય છે; ( अन्नेन जातानि ) અન્નવડે ઉત્પન્ન થઇને ( जीवन्ति ) જીવે છે; અને ( अन्नम् ) અન્નમાંજ ( प्रयन्ति अभिसंविशन्ति ) લય થઇ જાય છે જીવનના મહાન હેતુભૂત હોવાથી અન્નને બ્રહ્મ

કહે છે. શુદ્ધ અન્ન, જલ, વાયુ આદિ દ્વારાએજ પ્રાણિઓને સુખ થાય છે અન્યથા નહિ. ૨.

અન્ન જલાદિની શુદ્ધિ સંબંધી પ્રયત્ન બે પ્રકારનો છે એક ઇશ્વરકૃત અને બીજો મનુષ્યકૃત. તેમાં ઇશ્વરે અગ્નિમય સૂર્ય અને સુગંધ દ્રવ્યોરૂપી પુષ્પાદિ રચ્યાં છે. આ સર્વ પદાર્થોમાંથી સૂર્ય નિરંતર રસનું આકર્ષણ કરે છે. તે રસ સુગંધ અને દુર્ગંધથી મિશ્ર હોવાને લીધે મધ્યમ ગુણવાળો થાય છે. અને તેનાથી થતી વૃષ્ટિ પણ મધ્યમ ગુણવાળીજ થાય છે, તથા તે વૃષ્ટિથી ઉત્પન્ન થતાં ઔષધી તથા અન્નાદિ પણ મધ્યમ ગુણવાળાં થવાથી મનુષ્યનાં શરીરપણ મધ્યમ શકિતવાળાં થાય છે. કેમકે જેનું જેવું કારણ તેવુંજ તેનું કાર્ય હોય છે એ વાત સુપ્રસિદ્ધજ છે. દુર્ગંધાદિ વિકાર મનુષ્યસૃષ્ટ્યન્તર્ગત હોવાથી ઉપરોક્ત દોષ ઇશ્વર ઉપર નથી લાગતો કારણ કે દુર્ગંધાદિની ઉત્પત્તિ મનુષ્યોથીજ થાય છે, તો તેની નિવૃત્તિ પણ તેમણેજ કરવી જોઇએ. જેવી રીતે ઇશ્વરે આજ્ઞા કરી છે કે મનુષ્યે સત્યભાષણ કરવું તેવીરીતે યજ્ઞ કરવો એ પણ તેનીજ આજ્ઞા છે. જે મનુષ્ય એની આજ્ઞાને ઉલ્લંઘીને અસત્ય બોલે છે. તે તેની આજ્ઞાનો ભંગ કરવાથી પાપી થઇને આ જન્મમાં અને બીજામાં ઇશ્વરની વ્યવસ્થાથી દુઃખ ભોગવે છે તેવીજ રીતે યજ્ઞ ન કરનાર પણ તેની આજ્ઞાનો ભંગ કરનાર હોવાથી અને સર્વનો ઉપકાર કરનાર ન હોવાથી પાપી થઇ દુઃખી થાય છે, જ્યાં જેટલા પ્રમાણમાં મનુષ્યાદિ પ્રાણિ હોય છે તેટલાજ પ્રમાણમાં દુર્ગંધી થાય છે. આ કંઇ ઇશ્વરના નિમિત્તથી નથી થતી, કેમકે તેની ઉત્પત્તિનું કારણ મનુષ્યાદિ પ્રાણિઓ છે મનુષ્યો પોતાના સુખને માટે હસ્તિ આદિ પ્રાણિઓને પાળે છે માટે તેમનાથી થતી અધિક ગંદકીનું કારણ પણ મનુષ્યની સુખેપણાજ છે. આ પ્રમાણે વાયુવૃષ્ટિજલ દૂષક અને ગંદકીનું કારણ મનુષ્ય હોવાથી તેનું નિવારણ પણ મનુષ્યોએજ કરવું જોઇએ વળી આ જગતનાં સઘળાં પ્રાણિઓમાં મનુષ્યજ, ઉપકાર તથા અપકાર જાણી શકે છે. કારણ કે મનન એટલે વિચારશક્તિ હોવાથી મનુષ્યને મનુષ્ય કહે છે. પરમેશ્વરે સર્વ દેહધારી પ્રાણિઓમાં વિચાર કરવાની શકિતના યોગ્ય એવા તો મનુષ્યોનેજ રચ્યા છે કારણ તેમનાજ શરીરમા પરમાણુના સંયોગ વિશેષ વડે વિજ્ઞાન પ્રાપ્તિ થઇ શકે એવા અવયવો ઉત્પન્ન કર્યા છે. માટે તેઓજ ધર્માધર્મનું જ્ઞાન મેળવી તેનું ગ્રહણ અથવા ત્યાગ કરવાની યોગ્યતા રાખે છે, અને અન્ય પ્રાણિઓમાં તે યોગ્યતા નથી આથીજ સર્વ મનુષ્યોએ સર્વોપકારને માટે યજ્ઞ કરવોજ જોઇએ.

*પ્રશ્ન—પણ ભાઈ, કસ્તૂરી આદિ સુગંધયુક્ત વસ્તુઓને અગ્નિમા નાખી તેનો નાશ કરવાથી યજ્ઞ પરોપકારનું કારણ કેવી રીતે થઈ શકે ? એના કરતાં તો એવા ઉત્તમ પદાર્થોનું મનુષ્યાદિ પ્રાણિઓને ભોજન દાન કર્યું હોય તો હોમથી એ ઉત્તમ ફળ મળે તો પછી શા માટે યજ્ઞ કરવો જોઇએ

ઉત્તર—કોઇ પણ પદાર્થનો અત્યન્ત વિનાશ સભવિત જ નથી

પ્રશ્ન—જે પદાર્થ પ્રથમ દેખાઇને પછી ન દેખાય તેનો વિનાશ કહેવાય છે

ઉત્તર—આપ દર્શન કેટલા પ્રમાણનુ માનો છો ?

પ્રશ્ન આઠ પ્રમાણ

ઉત્તર—તે ગણાવો

પ્રશ્ન—(૧) પ્રત્યક્ષ (૨) અનુમાન (૩) ઉપમાન (૪) શબ્દ (૫) ઐતિહ્ય (૬) અર્થાપત્તિ (૭) સભવ (૮) અભાવ આ આઠ પ્રકારના, તેમા પ્રથમ પ્રત્યક્ષ પ્રમાણનુ લક્ષણ ન્યાયદર્શનમા નીચે પ્રમાણે આપ્યુ છે —

**इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि-व्यवसायात्मकं प्रत्यक्षम् ॥ न्या० द० अ० १ आ० १ सू० ४.**

અર્થ—ઇન્દ્રિય અને અર્થ (જેનુ જ્ઞાન મેળવવાનુ હોય તે વિષય) ના સયોગથી જેનુ નામ ન પાડી શકાય તથા અટલ અને નિશ્ચયાત્મક હોય એવુ જે જ્ઞાન થાય છે, તેને પ્રત્યક્ષ કહે છે જેમ કે—આ જળ છે, આ મનુષ્ય છે વગેરે બીજુ અનુમાન —

**अथ तत्पूर्वकं त्रिविधमनुमानं पूर्ववच्छेषवत्सामान्यतोदृष्टञ्च ॥ न्या० द० अ० १ आ० १ सू० ५.**

અર્થ—સાધ્ય અને સાધનનો સબધ જોવાથી જે જ્ઞાન થાય છે તેને અનુમાન કહે છે અનુમાનથી જે સિદ્ધ થાય છે તેને સાધ્ય કહે છે, અને જેનાથી સાધ્યનુ જ્ઞાન થાય છે તેને સાધન કહે છે એજ સાધ્ય સાધનને લિંગી અને લિંગ પણ કહે છે અનુમાન ત્રણ પ્રકારનુ છે (૧) પૂર્વવત્ (૨) શેષવત્ (૩) સામાન્યતોદૃષ્ટ

* આ પુસ્તકમા જ્યા જ્યા પ્રશ્ન અને ઉત્તર આવે ત્યા ત્યા પ્રશ્ન કર્તા પ્રતિપક્ષી અને ઉત્તર દાતા સ્વામીજી છે એમ સમજવુ કેટલાક જગાએ ઉત્તર એમ લખી પ્રશ્ન પૂછેલો હોય છે તે પણ સ્વામીજી પ્રતિપક્ષીને પૂછે છે એમ સમજવુ

૧ પૂર્વવત એટલે જેમા કારણથી કાર્યનુ અનુમાન થાય છે તે ઉદાહરણ વાદળા થાય છે તેથી વરસાદ થશે આ ઉદાહરણમા થનારી વર્ષારૂપ કાર્યનુ અનુમાન વાદળારૂપી કારણથી થાય છે

૨ શેષવત્ જેમા કાર્ય ઉપરથી કારણનુ અનુમાન થાય છે તેને શેષવત્ અનુમાન કહે છે ઉદાહરણ—નદીમા પૂર આવ્યુ છે માટે ઉપવાસે વર્ષા થઇ છે આમા પૂર એ કાર્ય છે તે ઉપરથી પૂર આવવાનુ કારણ થયેની વર્ષા, તેનુ અનુમાન થાય છે

૩ સામાન્યતો દૃષ્ટ—જે હમેશા જોવાથી આપણા મનને સાધારણ થઇ ગયુ છે તે પછી આપણે પ્રત્યક્ષ ન જોઇએ તોપણ તેના વિષે અનુમાન થઇ શકે છે તેને સામાન્યતોદૃષ્ટ અનુમાન કહે છે જેમકે-કોઇ એક પદાર્થ ક્રિયાવિના એક સ્થાનથી બીજા સ્થાનપર જઇ શકતો નથી આ સામાન્ય જ્ઞાન એ ઉપરથી, દેવદત્ત નામના પુરૂષને એક સ્થાનથી બીજા સ્થાનપર જતા આપણે ન જોયો હોય તો પણ આપણે એની ગતિનુ અનુમાન કરીશુ ત્રીજુ ઉપમાન —

प्रसिद्धसाधर्म्यात साध्यसाधनमुपमानम् ॥

न्या० द० अ० १ आ० १ सू० ६.

અર્થ —પ્રસિદ્ધ પદાર્થના સાદૃશ્ય વડે સાધ્યને સિદ્ધ કરવુ તેને ઉપમાન કહે છે ઉદાહરણ—જેવો દેવદત્ત છે તેવોજ યજ્ઞદત્ત છે આમા દેવદત્તના સાધર્મ્યથી યજ્ઞદત્તને ઓળખાવ્યો છે ચોથુ શબ્દ --

आप्तोपदेशः शब्दः ॥ न्या० द० अ० १ आ० १ सू० ७

( આ મત્રનો અર્થ વેદોત્પત્તિ પ્રકરણમા પૃષ્ઠસત્તરમા ઉપર આપેલો છે ત્યા જોઇ લેવો ) પાચમુ ઐતિહ્ય —

ઐતિહ્ય એટલે સત્યવાદી વિદ્વાનોએ કહેલા અથવા લખેલા ઇતિહાસો જેમકે-દેવ અને અસુરો યુદ્ધ કરવાને તૈયાર થયા હતા આ ઇતિહાસ શતપથ ઐતરેયાદિ બ્રાહ્મણાદિ સત્ય ગ્રથોમા લખ્યા છે તેનુજ ગ્રહણ થાયછે અન્ય મિથ્યા ગ્રથોનુ નહિ છઠ્ઠુ અર્થાપત્તિ —

अर्थादापद्यते सार्थापत्तिः।

અર્થ—કોઇએ કઇ કહ્યુ હોય તે ઉપરથી એની વિરુદ્ધ જે બીજી વાત હોય તેનુ જ્ઞાન જેનાથી થાય છે તેને અર્થાપત્તિ કહે છે ઉદાહરણ-વાદળોના

અસ્તિત્વથી વર્ષા થાય છે. આની વિરૂદ્ધ બીજી વાત એ નીકળે કે વાદળાંના અનસ્તિત્વથી વર્ષા ન થાય. સાતમું સંભવઃ—

**संभवति येन यस्मिन्वा स संभवः।**

જેથી અગર જેમાંથી 'થવા યોગ્ય છે' એમ માલૂમ પડે તેને સંભવ કહે છે; ઉદાહરણઃ—માતાપિતાથી સંતાનોત્પત્તિ થાય છે. આ વાત સંભવિત છે માટે આ સંભવ પ્રમાણ અને કોઇ કહે કે કુંભકરણની મૂછો આઠ માઇલ લાંબી અને એની નાસિકા બત્રીસ માઇલ લાંબી હતી. આ વાત તદ્દન અસંભવ છે, માટે તે મિથ્યા છે. આઠમું અભાવઃ—

અમુક વસ્તુનું અમુક સ્થાનમાં ન હોવું તેને અભાવ કહે છે. જેમકે કોઇ મનુષ્યને કોઇ કહે કે ઘડો લાવો. જે સ્થળે ઘડો ન હોય તે સ્થાનમાં તેનો અભાવ કહેવાય; અને તે જોઇને તે માણસે બીજે ઠેકાણેથી લાવવો જોઇએ. આ પ્રમાણે પ્રત્યક્ષાદિ પ્રમાણોનો સંક્ષેપાર્થ છે. એ પ્રમાણે આ પ્રકારનું દર્શન અર્થાત્ જ્ઞાન હું માનું છું.

ઉત્તર—સત્ય છે. એનો અંગિકાર કર્યાવિના કોઇના પણ ઐહિક અને પારમાર્થિક સર્વ પ્રકારના વ્યવહાર સિદ્ધ થઇ શકે નહિ.

(નાશ શબ્દનો અર્થ બરાબર સમજાવવાને માટે લખે છે કે) કોઇ માણસ એક માટીનું ઢેફું લઇને તેને બારિક કરીને પછી વાયુમાં જોરથી ફેંકે તો તેનાં પરમાણુ છૂટાં છૂટાં થઇ જવાથી આપણી આંખ જોઇ શકતી નથી તેનેજ નાશ કહે છે. કેમકે (णश) ધાતુનો અર્થ અદર્શન છે. જ્યારે પરમાણુનો સંયોગ થઇ તેનો સ્થૂલ પદાર્થ બને છે ત્યારે આપણને દેખાય છે. જે દ્રવ્યનો વિભાગ ન કરી શકાય તેને પરમાણુ કહે છે એજ છૂટાં પડી જઇને આકાશમાં રહે છે. પણ તે અતીન્દ્રિય હોવાથી આપણી દૃષ્ટિએ પડતાં નથી એજ પ્રમાણે અગ્નિમાં જે પદાર્થો નાંખવામાં આવે છે, તે વિભક્ત થઇને દેશાન્તરમાં રહે છે; પરન્તુ તેનો અત્યંતાભાવ કદિપણ થતો નથી. માટે દુર્ગંધાદિ દોષનિવારક સુગંધાદિ ગુણયુક્ત પદાર્થો અગ્નિમાં હોમવાથી વાયુ વૃષ્ટિજલને શુદ્ધ કરે છે. એ નિર્દોષ થવાથી સૃષ્ટિને મહાન્ ઉપકાર તથા સુખ થાય છે, માટે યજ્ઞ અવશ્ય કરવો જોઇએ.

પ્રશ્ન. જો વાયુ વૃષ્ટિજલની શુદ્ધિ કરવાનુંજ યજ્ઞનું પ્રયોજન હોય તો ઘરમાં સુગંધી દ્રવ્યો રાખી મૂકવાથી પણ તે કાર્ય થશે તો પછી આવો મોટો આડંબર શા માટે કરવો જોઇએ?

, ઉત્તર—એમ બનેજ નહિ. કારણ કે એનામાં પૃથકત્વ તથા લઘુત્વ કરવાનો ગુણ ન હોવાથી અશુદ્ધ વાયુ સૂક્ષ્મ થઇને આકાશમાં નહિ જાય, અને એ અશુદ્ધ વાયુ ત્યાંજ રહે તો અવકાશનો અભાવ હોવાથી બહારનો શુદ્ધ વાયુ અંદર આવી શકે નહિ, અને વળી ત્યાં સુગંધ તથા દુર્ગંધયુકત વાયુના અસ્તિત્વને લીધે આરોગ્યાદિક ફલની પણ પ્રાપ્તિ થઇ શકે નહિ. પણ જ્યારે તે ઘરમાં અગ્નિની અંદર સુગંધાદિક દ્રવ્યોનો હોમ કરવામાં આવે છે ત્યારે પૂર્વોકત અશુદ્ધ વાયુ ભેદાઇને લઘુત્વ પ્રાપ્ત થવાથી ઉંચે આકાશમાં ચઢે છે. ત્યાં ગયાબાદ તેના સ્થાનમાં અવકાશ થવાથી ચારે દિશાઓમાં શુદ્ધ વાયુ પ્રસરે છે અને એ વાયુથી ગૃહાકાશ ભરાવાથી આરોગ્યાદિ ફલની પ્રાપ્તિ થાય છે. હોમથી ઉપર ગયેલાં સુગંધી દ્રવ્યનાં પરમાણુયુકત વાયુ વૃષ્ટિજલની શુદ્ધિ કરીને અધિક વૃષ્ટિ કરે છે. અને તદ્દ્વારા ઔષધ્યાદિની ઉત્તરોત્તર શુદ્ધિ થવાથી જગતમાં મહાન્ સુખની વૃદ્ધિ જરૂર થાય છે. આ વાત અગ્નિ સંયોગથી રહિત સુગંધીયુકત વાયુથી થઇ શકતી નથી. માટે હોમ કરવો તે ઉત્તમ છે એમ નિશ્ચયપૂર્વક જાણવું. વળી કોઇ માણસ દૂર સ્થાનમા સુગંધી દ્રવ્યોનો હોમ કરતો હોય છે ત્યાંનો વાયુ દૂરસ્થ મનુષ્યની ઘ્રાણેન્દ્રિયના સંયોગમાં આવે છે તે ઉપરથી તે માણસ જાણે છે કે અહીં સુગંધયુકત વાયુ છે. આથી એમ જણાય છે કે વાયુની સાથે સુગંધ અને દુર્ગંધયુકત દ્રવ્ય જાય છે. તે દ્રવ્ય જ્યારે દૂર જાય છે ત્યારે મનુષ્યની નાસિકાની સાથે સંયોગ ન થવાથી અજ્ઞાન મનુષ્યોને ભ્રમ થાય છે કે તે સુગંધી દ્રવ્ય હવે નથી. પરન્તુ તેઓએ જાણવું જોઇએ કે તે સુગંધી દ્રવ્ય આકાશમાં વર્તમાનજ છે, પરન્તુ તેમનાથી દૂર દેશાન્તરમાં હોવાથી તેમને માલૂમ પડતું નથી. આ વિના હોમ કરવાનાં બીજા પણ અનેક કારણો છે તે બુદ્ધિમાનોએ વિચારથી જાણી લેવાં જોઇએ.

પ્રશ્ન—જો હોમ કરવાનું એજ ફલ હોય તો માત્ર હોમથીજ તેની સિદ્ધિ થાય છે, તો પછી વેદ મંત્રોનું ઉચ્ચારણ શા માટે કરવું જોઇએ.

ઉત્તર—એનું ફલ અન્યજ છે.

પ્રશ્ન—શું?

ઉત્તર—જેની રીતે હાથથી હોમ, નેત્રથી તેનું દર્શન અને ત્વચાથી સ્પર્શ કરવામાં આવે છે, તેવીજ રીતે વાણીથી વેદમંત્રોનું પણ પઠન કરવામાં આવે છે. તેના પઠનથી ઇશ્વરસ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના થાય છે. તથા હોમથી મળતા ફલનું જ્ઞાન તથા તેના પાઠની અનુવૃત્તિ થવાથી વેદમંત્રોનું રક્ષણ અને ઇશ્વરના અસ્તિત્વની સિદ્ધિ થાય છે વળી સર્વ કર્મોનાં આરંભમાં ઇશ્વરની સ્તુતિ

प्रार्थना करवी जोइए एवो उपदेश छे यज्ञमां वेदमंत्रोच्चारणथी सर्वत्र (यज्ञ कर्मना अंतसुधी) तेनी प्रार्थना थाय छे. आ विषयमां केटलाक एम कहे छे के वेदमंत्रोनुं उच्चारण छोडी दइने कोइ बीजानो पाठ करीए तो तेमां शो दोष छे! एनो जवाब ए छे के बीजानो पाठ करवाथी उपरोक्त प्रयोजननी सिद्धि थती नथी कारण के ते इश्वरोक्त न होवाथी सत्यथी रहित होय छे. जे कंइ वेदविना अन्यत्र सत्य जोवामां आवे छे ते वेदमांथीज प्रसरेलुं छे अने जे जे असत्य छे ते ते इश्वरनुं कहेलुं नहोवाथी वेद विरुद्धज छे. ए विषे मनु भगवान कहे छे के —

**त्वमेको ह्यस्य सर्वस्य विधानस्य स्वयंभुव ।**
**अचिन्त्यस्याप्रमेयस्य कार्यतत्त्वार्थवित्प्रभो ॥**

**मनु० अ० १ श्लोक० ३**

अर्थ—सर्व ऋषिओ भगवान मनुने पूछे छे के (प्रभो) हे प्रभु! (अचिन्त्यस्य) अमारा जेवाओने माटे विचार करवाने कठिन अतएव (अप्रमेयस्य) न जाणी शकाय एवा (सर्वस्य विधानस्य) सर्व प्रकारनी विद्याओ जेमां रहेली छे एवा (अस्य) आ (स्वयंभुव) सनातन वेदनी (कार्यतत्त्वार्थवित्) सर्व क्रियाओना अर्थना तत्त्वोने जाणनार (त्वम् एक हि) आप एकलाज छो, माटे ते अमने समजावो. मनुजी उत्तर आपे छे के —

**चातुर्वर्ण्यं त्रयोलोकाश्चत्वारश्चाश्रमाःपृथक् ।**
**भूतं भव्यं भविष्यच्च सर्वं वेदात्प्रसिध्यति ॥ १ ॥**
**बिभर्त्ति सर्वभूतानि वेदशास्त्रं सनातनम् ।**
**तस्मादेतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥ २ ॥**

**मनु० अ० १२ श्लो० ९७-९९**

अर्थ—(चातुर्वर्ण्यम्) चारे वर्णो (त्रय लोका) त्रणे लोको (चत्वारः च आश्रमाः पृथक्) अने जूदां जूदां चारे आश्रमो तथा जे (भूतम्) भूतकाळमां थई गयुं (भव्यम्) वर्तमानमां छे अने (भविष्यत्) भविष्यमां थशे ते (सर्वम्) सर्व (वेदात् प्रसिध्यति) वेदमांथी प्रसिद्ध थाय छे अने (सर्व भूतानि) सर्व प्राणिमात्र (वेदशास्त्रम् सनातनम्) सनातन वेदशास्त्रथीज (बिभर्त्ति) धारण तथा पोषण थाय छे, (तस्मात्) माटे (अस्य) आ (जन्तोः) प्राणिओनुं (परम साधनम्) मुख्य परम साधन (एतत्) ए वेदोनेज (मन्ये) हुं मानुं छुं.

પ્રશ્ન—યજ્ઞના અનુષ્ઠાનને માટે ભૂમિને ખોદીને કુંડ તથા પ્રણિતા આદિ પાત્રો, દર્ભ, યજ્ઞશાલા અને ઋત્વિજાદિની શી આવશ્યકતા છે?

ઉત્તર—જે જે આવશ્યક અને યુક્તિ સિદ્ધ હોય તેનું ગ્રહણ કરવું અન્યનું નહિ. તે આ પ્રમાણે છે, ભૂમિને ખોદીને વેદિની રચના કરી તેમાં હોમ કરવાથી અગ્નિની તીવ્રતાને લીધે હુતદ્રવ્ય જલદીથી ભેદાઈને આકાશમાં પહોંચે છે. તથા વેદિની દ્રષ્ટાન્તથી ત્રિકોણ, ચતુષ્કોણ, ગોલ તથા શ્યેનાદિના જેવા આકાર કરવાથી રેખા ગણિતની પણ સિદ્ધિ થાય છે. એજ પ્રમાણે બીજા પદાર્થો પણ સપ્રયોજનજ છે. પરંતુ અમુક પ્રકારની પ્રણિતા તથા રક્ષણથી પુણ્ય અને અમુક જાતનાથી પાપ થાય છે, એમ જે કહેવામાં આવે છે તે સર્વથા મિથ્યા છે. માત્ર યજ્ઞની સિદ્ધિને માટે જે જે આવશ્યક તથા યુક્તિ સિદ્ધ હોય તે તે પદાર્થોનું ગ્રહણ કરવુંજ જોઈએ કારણ તેના વિના યજ્ઞની સિદ્ધિ નથી.

પ્રશ્ન—યજ્ઞમાં દેવતા શબ્દથી કોનું ગ્રહણ કરવું જોઈએ?

ઉત્તર—વેદોક્ત દેવતાઓનું ગ્રહણ થાય છે, એ દેવતાઓના નામ નીચે પ્રમાણે છે:

**अ॒ग्निर्दे॒वता॒ वातो॑ दे॒वता॒ सूर्यो॑ दे॒वता॑ च॒न्द्रमा॑ दे॒वता॒ वस॑वो दे॒वता॑ रु॒द्रा दे॒वता॑दि॒त्या दे॒वता॑ म॒रुतो॑ दे॒वता॒ विश्वे॑दे॒वा दे॒वता॒ बृह॒स्पति॑र्दे॒वतेन्द्रो॑ दे॒वता॒ वरु॑णो दे॒वता॑ ॥ यजुः अ० १४ मं० २०**

અર્થ:—અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્ર, વસુ, રુદ્ર, આદિત્ય, મરુત્, વિશ્વેદેવા, બૃહસ્પતિ, ઇંદ્ર, અને વરુણ એ દેવતા કહેવાય છે. આ શબ્દયુક્ત મંત્રો તે તે વિષયના સૂચક હોવાથી અને પરમ માનનીય પરમાત્માનો કરેલા સંકેતને લીધે તેઓનો વ્યવહાર દેવતા શબ્દથી થાય છે. (આ મંત્રનું વિશેષ સ્પષ્ટિકરણ આગળ કરવામાં આવશે.)

કર્મકાંડમાં દેવતા શબ્દવડે વેદમંત્રો, ગાયત્રી આદિ છંદો તથા અગ્નિઆદિ દેવતાઓનું ગ્રહણ થાય છે. કારણ તેઓ કર્મકાંડાદિ વિધિનો પ્રકાશ કરેછે. જે મંત્રમાં અગ્નિ શબ્દાર્થનું પ્રતિપાદન કર્યું હોય તે મંત્ર અગ્નિ દેવતાનો ગણાય છે આ વિષયમાં નિરુક્તકાર યાસ્કાચાર્ય લખે છે કે:—

**कर्मसंपत्तिर्मंत्रो वेदे ॥ निरु० अ० १ खं० २**

અર્થ:—(કર્મ) અગ્નિ હોત્રથી અશ્વમેધ પર્યંતના સર્વ યજ્ઞોની શિલ્પવિદ્યા અને

તેના સાધનોની ( सपत्ति. ) સંપત્તિ અર્થાત પ્રાપ્તિ અને તેનાથી મળતું મોક્ષસુખ ( मन्त्र. वेदे ) વેદમંત્રોથી સિદ્ધ થાય છે, માટે વેદમંત્રોને દેવતા કહે છે.

**अथातो दैवतं तद्यानि नामानि प्राधान्यस्तुतीनां देवतानां तद्दैवतमित्याचक्षते सैषा देवतोपपरीक्षा यत्काम ऋषिर्यस्यां देवतायामार्थपत्यमिच्छन् स्तुतिं प्रयुङ्क्ते तद्दैवतः समंत्रो भवति तास्त्रिविधा ऋचः परोक्षकृताः प्रत्यक्षकृता आध्यात्मिक्यश्च ॥ निरु० अ० ७ खं० १**

અર્થઃ—( प्राधान्यस्तुतीनाम् ) મંત્રમાં પ્રાધાન્યપણે જેના ગુણોનું વર્ણન કરવામાં આવે અર્થાત્ ( यानि नामानि ) જે જે સંજ્ઞા જે જે મંત્રમાં (દેવતાની) જે જે અર્થનું સૂચન કરતી હોય ( तत् दैवतम् इति आचक्षते ) તે તે મંત્રોનો તે તે દેવતાના નામથી વ્યવહાર થાય છે. જેમકે —अग्निं दूतं पुरो दधे हव्यवाहमुपब्रुवे । देवां २ आसादयादिह ॥ यजु० अ० २२ म० १७. ભાવાર્થ એ છે કે હે મનુષ્યો! જે ( इह ) આ સંસારમા ( देवान् ) દિવ્ય ભોગોની પ્રાપ્તિ કરાવે એવા, ( हव्यवाहम् ) ભોજન કરવા યોગ્ય પદાર્થોની પ્રાપ્તિ કરાવનાર તથા ( दूतम् ) દૂતની પેઠે કાર્યસિદ્ધિ કરનાર ( अग्निम् ) અગ્નિને ( पुरः ) અગ્રભાગમાં ( दधे ) મૂકું છું; અને તમને ઉપદેશ કરું છું કે તમે પણ એમજ કરો. ( આ મંત્રમાં અગ્નિના ગુણનું વર્ણન કર્યું છે ) આ મંત્રમાં અગ્નિ શબ્દ લિંગ છે માટે જ્યાં જ્યાં દેવતા શબ્દ કહેવામાં આવે ત્યાં ત્યાં તલ્લિંગ વાચક મંત્રનું ગ્રહણ કરવું. જે દ્રવ્યના નામથી યુક્ત જે છંદ હોય તેજ તે મંત્રનું દૈવત જાણવું. ( सा एषा देवतोपपरीक्षा ) આ પ્રમાણે દેવતાની પરીક્ષા કરી અને આગળ કરીશું. ( ऋषिः ) ઈશ્વરે ( यत् काम ) જે જે અર્થની ઇચ્છાથી ( देवतायाम ) વેદ મંત્રોમા ( आर्थपत्यम इच्छन् ) જે જે પદાર્થનું ( તેમના ગુણોનું ) દિગ્દર્શન કરાવવાની ઇચ્છાથી ( स्तुतिं प्रयुङ्क्ते ) તેમના ગુણોનું વર્ણન કર્યું છે, ( तद्दैवतः समंत्रो भवति ) તે તે પદાર્થ તે તે મંત્રોનો દેવતા છે. ( ता ऋचः त्रिविधा ) આ દેવતાવાચ્ય ઋચાઓ, કે જેનાથી વિદ્વાનો સર્વ સત્ય વિદ્યાઓનો પ્રકાશ કરે છે, તે ( परोक्षकृता ) પરોક્ષ એટલે અપ્રત્યક્ષ અર્થની બોધક, ( प्रत्यक्षकृता ) પ્રત્યક્ષ અર્થની બોધક અને ( आध्यात्मिक्यश्च ) આધ્યાત્મિક આધીન ઉપર ઈશ્વર અને પ્રકૃતિનું પ્રતિપાદન કરનારી એ રીતે ત્રણ પ્રકારની છે. કર્મકાંડમાં દેવતા શબ્દના અર્થ આવ્ય છે

**तद्येनादिष्टदेवतामंत्रास्तेषु देवतोपपरीक्षा यद्देवतः स यज्ञो वा यज्ञाङ्गंवा तद्देवता भवन्त्यथान्यत्र यज्ञात्प्राजापत्या इति याज्ञिका नाराशंसा इति नैरुक्ता अपि वा सा कामदेवता स्यात्प्रायोदेवता वास्तिह्याचारो बहुलं लोके देवदेवत्यमतिथि देवत्यं पितृदेवत्यं याज्ञदैवतो मंत्र इति॥**

**निरु० अ० ७ खं० ४**

અર્થ:—(तद्येन अदिष्टदेवतामन्त्रा) હવે જે મંત્રના દેવતાનું સૂચન કર્યું હોય તે મંત્રના (देवतोपपरीक्षा) દેવતાની પરીક્ષા શી રીતે કરવી અર્થાત તે મંત્રનો દેવતા કોણ છે તે કહે છે. (सयज्ञः) જ્યાં એવો વિશેષ દેવતા ન બતાવ્યો હોય ત્યાં યજ્ઞને અથવા (यज्ञाङ्गम्वा) યજ્ઞાંગ (तद्देवता भवन्ति) તેનો દેવતા ગણવામાં આવે છે. (अथ अन्यत्र यज्ञात्) અને યજ્ઞ વિનાના કોઇ અન્યમંત્રનો ઉપયોગ કરવામાં આવે તો તેનો દેવતા (प्राजापत्या) પરમેશ્વરજ છે, એમ યાજ્ઞિક લોકો માને છે. એમા અપવાદ છે કે જે મંત્રો (नाराशंसाः) મનુષ્યોનું વર્ણન કરે છે તેના દેવતા મનુષ્ય છે (इति नैरुक्ताः) એમ નિરૂક્તકારો માને છે. (अपि वा सा कामदेवता) અને જે કામના છે તે પણ તેવા મંત્રોની દેવતા થઇ શકે છે, (प्राय देवताऽस्ति हि आचारःबहुलम् लोके) એમ સકામ કર્મ કરનારામનુષ્યો માને છે. આવી રીતે દેવતા શબ્દના લોકોમા બહુ ભેદ છે, જેમકે (देव देवत्यम्) પૂર્વોક્ત દેવતાઓ, યજ્ઞ કર્મ (अतिथि देवत्यम्) અતિથિ (पितृ देवत्यम्) પિતા તથા વૃદ્ધ પિતા મહાદિ સત્કાર વિદ્વાન અને (याज्ञ दैवतः मन्त्र) યજ્ઞ દેવતા તથા મંત્ર દેવતા

હવે કર્મકાંડમાં આવનાર સર્વ દેવતાઓની ગણના કરીએ છીએ. (૧) ગાયત્ર્યાદિ છંદયુક્ત મંત્રો (૨) યજ્ઞ (૩) યજ્ઞાંગ (૪) પરમેશ્વર (૫) મનુષ્ય (૬) કામ-ઇચ્છા (૭) વિદ્વાન્ અતિથિ (૮) માતા પિતા અને (૯) આચાર્ય. આ સર્વમાં વેદમંત્ર અને પરમેશ્વર એ બે યજ્ઞદેવતા કહેવાય છે, અને તે મુખ્ય છે. વળી નિરૂક્તકાર મહર્ષિ યાસ્કાચાર્ય કહે છે કે:—

**देवो दानाद्वा दीपनाद्वा द्योतनाद्वा द्युस्थानो भवतीतिवा॥**

**निरु० अ० ७ खं० १५।**

અર્થ:-(दानात्) કોઇપણ વસ્તુ ઉપરથી સ્વત્વની નિવૃત્તિપૂર્વક પરસ્વત્વની ઉત્પત્તિ કરવી તેને દાન કહે છે, અને જેનામાં દાન કરવાનો ગુણ છે તેવા ઇશ્વર, વિદ્વાન્ તથા મનુષ્યની દેવતા સંજ્ઞા છે (दीपनात्) દીપન-પ્રકાશ-ઉપદેશાદિક;

અર્થાત્ જેનામાં પ્રકાશ કરવાનો ગુણ છે તે સૂર્યાદિ તેજસ્વી પદાર્થો; તથા જેનામાં ઉપદેશ કરવાનો ગુણ છે તેવાં માતા, પિતા, અતિથિ તથા આચાર્યાદિની દેવતા સંજ્ઞા છે. અને (द्युस्थानो देवः भवति वा) સૂર્યનાં કિરણો તથા પ્રાણાદિ વાયુને રહેવાનું સ્થાન તે દ્યુસ્થાન, પ્રકાશકોનો પણ પ્રકાશક હોવાથી પરમાત્માજ સર્વ દેવોનો પણ દેવ છે. કારણ કઠોપનિષદમાં કહ્યું છે કેઃ—

**न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः। तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥**

**कठोप० वल्ली ५ मं० १५ ॥**

અર્થઃ—(तत्र) પરમેશ્વરમાં (सूर्यं) સૂર્ય (चन्द्रतारकम्) ચંદ્રતારા તથા (इमा विद्युतः) વિજળી (नभाति) પ્રકાશ નથી કરતાં પણ (तम् एव) તેની પાસેથીજ (भान्तम् अनुभाति) પ્રકાશ મેળ્યા પછી તેઓ સર્વે પ્રકાશે છે. (तस्य भासा) તેનાજ પ્રકાશવડે આ સઘળું જગત્ પ્રકાસ્યુ છે. માટે એક પરમેશ્વરજ સર્વેનો ઉપાસ્ય દેવ છે.

**नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ॥ यजुः अ० ४० मं० ४**

ભાવાર્થઃ—આ ચક્ષુરાદિ ઇંદ્રિઓ, જે પરબ્રહ્મ પરમાત્મા સર્વ સ્થલે વ્યાપ્ત છે તેનું ગ્રહણ કરી શકતી નથી. અર્થાત્ આત્માથીજ તેનું ગ્રહણ થઇ શકે છે. આ મંત્રમાં દેવ શબ્દથી મન અને શ્રોતાદિ ઇંદ્રિઓનું ગ્રહણ થાય છે. કારણ તેઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધાદિનું અને સત્યાસત્યનું ગ્રહણ કર્તા તથા અર્થના પ્રકાશક હોવાથી તેમની પણ દેવતા સંજ્ઞા છે. દેવ શબ્દને સ્વાર્થમાં તલ્ પ્રત્યય લગાડવાથી દેવતા શબ્દ સિદ્ધ થાય છે. સ્તુતિ એટલે કોઇ પણ પદાર્થના ગુણનું વર્ણન કરવું તે; એટલે જે પદાર્થમાં જેવા ગુણ અથવા હોય હોય તેનો તેવોજ ઉપદેશ કરવો તેને સ્તુતિ કહે છે. જેમ કોઇ કહે કે આ તરવારની ધાર ઘણીજ તીવ્ર છે, તથા તે કાટ રહિત છે અને ધનુષની પેઠે વાળવાથી વળી જાય છે અને કંઇ પણ કાપવામાં ઘણી સરસ છે, આ એની સ્તુતિ કહેવાય. એજ પ્રમાણે બીજા પદાર્થો વિષે પણ સમજવું. પરન્તુ ઇશ્વર વિનાના બીજા ઓને દેવતા સંજ્ઞા કર્મ કાંડમાંજ અપાય છે. ઉપાસના, જ્ઞાન અને કર્મકાંડના નિષ્કામ કર્મના ભાગમાં તો પરમેશ્વરનેજ ઇષ્ટદેવ માનવો જોઇએ. કારણ કે તેમાં એનીજ પ્રાપ્તિની પ્રાર્થના કરવામાં આવે છે. કર્મકાંડના સકામ ભાગમાં ઇષ્ટ-પ્રાપ્તિને માટે ઇશ્વરની સ્તુતિ પ્રાર્થના કરવામાં આવે છે, માટેજ આટલો ભેદ

કરવામાં આવે છે. પરન્તુ ઇશ્વરનો ત્યાગ તો કોઇપણ કર્મમાં થઇ શકતો નથી. નિરૂક્તમાં કહ્યું છે કેઃ—

**महाभाग्याद्देवताया एक आत्मा बहुधा स्तूयते एकस्यात्मनोऽन्येदेवाः प्रत्यङ्गानि भवन्ति । कर्मजन्मान आत्मजन्मान आत्मैवेषां रथो भवत्यात्माश्वा आत्मायुधमात्मेषव आत्मा सर्वं देवस्य देवस्य ॥**

**निरु० अ० ७ खं० ४.**

અર્થ—સર્વ વ્યવહારોપયોગી દેવતાઓમાં પરમાત્માજ મુખ્ય દેવતા છે. કારણ ( महाभाग्यात् देवताया. )પરમાત્મા સર્વ શક્તિમત્વાદિ ગુણયુક્ત હોવાથી તેની આગળ કોઇ પણ અન્ય દેવતાનું દેવત્વ ગણત્રીમા નથી. ( एकः आत्मा ) સર્વે વેદોમાં એક અદ્વિતીય, અસહાય, સર્વ વ્યાપક પરમાત્માનીજ ( बहुधा ) અનેક પ્રકારે ( स्तूयते ) ઉપાસના કરવાનુ વિધાન છે અને ( अन्येदेवाः ) બીજા પ્રાગુક્ત તથા વક્ષ્યમાણ દેવો ( एकस्य आत्मनः ) એક પરમાત્માનાં ( प्रत्यङ्गानि भवन्ति ) પ્રત્યંગો છે કારણ તે પરમાત્માના સામર્થ્યથીજ બીજા દેવો એક એક દેશમાં પ્રકાશી રહ્યા છે અને તેઓ ( कर्मजन्मान ) કર્મોથી ઉત્પન્ન થાય છે માટે કર્મજન્મા તથા ( आत्मजन्मान. ) આત્મા અર્થાત્ ઇશ્વરના સામર્થ્યથી ઉત્પન્ન થયા છે તેથી આત્મજન્મા છે ( आत्मा एव एषाम् रथ भवति ) તે પરમાત્માજ દેવોનો રથ અર્થાત્ રમણાધિકરણ છે તથા ( आत्माश्वा ) એજ સર્વ સુખોની પ્રાપ્તિ કરાવનાર છે, ( आत्मा आयुधम् ) તેજ સર્વ દુઃખોનો નાશક છે, ( आत्मा इषव ) તેજ સર્વ દુષ્ટગુણોનુ છેદન કરનાર છે, અને ( आत्मा सर्वम् देवस्य देवस्य ) એ આત્માજ સર્વે દેવોનો ઉત્પાદક, અધિષ્ઠાતા તથા મંગળકારી છે. એના વિના કોઇ પણ ઉત્તમ વસ્તુવિદ્યમાન નથી.

ये त्रिंशति त्रयस्परो देवासो बर्हिरासदन् । विदन्नह द्वितासनन् ॥१॥ ऋ० अ० ६ अ० २ व० ३५ मं०१.

त्रयस्त्रिꣳशतास्तुवत भूतान्यशाम्यन्प्रजापतिः परमेष्ठ्यधिपतिरासीत् ॥ २ ॥ यजुः० अ० १४ मं० ३१.

यस्य त्रयस्त्रिꣳशद्देवा निधिं रक्षन्ति सर्वदा ।
निधिं तमद्य को वेद यं देवा अभिरक्षथ ॥ ३॥
यस्य त्रयस्त्रिꣳशद्देवा अङ्गे गात्रा विभेजिरे ।
तान्वै त्रयस्त्रिꣳशद्देवानेके ब्रह्मविदो विदुः ॥४॥
अथर्व० कां० १० प्रपा० २३ अनु० ४ मं० २३।२७.

स होवाच महिमान एवैषामेते त्रयस्त्रिꣳशत्त्वेव देवा इति । कतमे ते त्रयस्त्रिꣳशदित्यष्टौ वसव एकादश रुद्रा द्वादशादित्यास्त एकत्रिꣳशदिन्द्रश्चैव प्रजापतिश्च त्रयस्त्रिꣳशाविति ॥ ३ ॥ कतमे वसव इति । अग्निश्च पृथिवी च वायुश्चान्तरिक्षं चादित्यश्च द्यौश्च चन्द्रमाश्च नक्षत्राणि चैते वसव एतेषु हीदꣳ सर्वं वसुहितमेते हीदꣳ सर्वं वासयन्ते तद्यदिदꣳ सर्वं वासयन्ते तस्माद्वसव इति ॥ ४ ॥ कतमे रुद्रा इति । दशेमे पुरुषे प्राणा आत्मैकादशस्ते यदास्मान्मर्त्याच्छरीरादुत्क्रामन्त्यथ रोदयन्ति तद्यद्रोदयन्ति तस्माद्रुद्रा इति ॥ ६ ॥ कतम आदित्या इति । द्वादशमासाः संवत्सरस्यैत आदित्या एते हीदꣳ सर्वमाददाना यन्ति तद्यदिदꣳ सर्वमाददाना यन्ति तस्मादादित्या इति ॥ ६ ॥ कतम इन्द्रः कतमः प्रजापतिरिति । स्तनयित्नुरेवेन्द्रो यज्ञः प्रजापतिरिति कतमः स्तनयित्नुरित्यशनिरिति कतमो यज्ञ इति पशव इति ॥ ७ ॥ कतमे ते त्रयो देवा इतीम एव त्रयो लोका एषु हीमे सर्वे देवा इति कतमौ द्वौ देवावित्यन्नं चैव प्राणश्चेति कतमोऽध्यर्ध इति योऽयं पवत इति ॥ ९ ॥ तदाहुः यदयमेक एव पवतेऽथ कथमध्यर्ध इति यदस्मिन्निदꣳ सः

**र्वमध्याह्नौत्तेनाध्यर्ध इति। कतम एको देव इति स ब्रह्मेत्याचक्षते ॥१०॥ श० कां० १४ अ०२॥**

અર્થ—( ઉપરના વેદમંત્રોનાજ અર્થ શતપથ બ્રાહ્મણમાં છે, માટે તેનું વિવરણ જૂદું ન કરતાં એકલા બ્રાહ્મણ ગ્રંથના પ્રમાણનુંજ ભાષાંતર કરીએ છીએ ). શાકલ્યને યાજ્ઞવલ્ક્ય કહે છે કે:—( महिमान: एव एषाम ) જેમનો મહિમા ઉપર કહ્યો તેવો છે. ( एते त्रयस्त्रिंशत् तु एव देवा: ) તે આ તેત્રીસ દેવતા છે. શાકલ્ય પુછે છે કે ( कतमे ते त्रयस्त्रिंशत् इति ) તે તેત્રીસ દેવો કયા કયા છે?

યાજ્ઞવલ્ક્ય—(अष्टौ वसव: ) આઠ વસુ ( एकादश रुद्रा: ) અગીયાર રૂદ્ર ( द्वादश आदित्या ) બાર આદિત્ય ( ते एकत्रिंशत ) એ પ્રમાણે એકત્રીસ અને ( इन्द्र: च एव प्रजापति: च ) ઇંદ્ર તથા પ્રજાપતિ એ બે મળીને ( त्रयस्त्रिंशौ इति ) તેત્રીસ દેવો છે.

શાકલ્ય—( कतमे वसव: ) વસુ કયા કયા છે?

યાજ્ઞવલ્ક્ય—[ ( १ ) अग्नि: ] અગ્નિલોક [ (૨) पृथिवी ] પૃથ્વી [ (૩) वायु: ] વાયુ [ (૪) अन्तरिक्षम् ] અંતરિક્ષ [ (૫) आदित्य ] સૂર્ય [ (૬) द्यौ ] આકાશ [ (૭) चन्द्रमा ] ચંદ્રમા અને [ (૮) नक्षत्राणि ] નક્ષત્રો આ આઠ વસુ છે. આ આઠની વસુ સંજ્ઞા શાથી પડી છે તે કહે છે. ( एते ) આ દૃશ્યાદૃશ્ય સર્વે પદાર્થો ( हि इदम् वासयन्ते ) તેમાંજ વસે છે, માટે એ આઠને વસુ કહે છે.

શાકલ્ય—હે ભગવન્! ( कतमे रुद्रा: ) રૂદ્ર કોને કહે છે?

યાજ્ઞવલ્ક્ય—હે શાકલ્ય! આ ( पुरुषे ) દેહમાં ( इमे दश प्राणा: ) પ્રાણ અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય નામક દશ પ્રાણ છે તે અને ( एकादशम आत्मा ) અગીઆરમો આત્મા ( જીવાત્મા ) એ મળીને અગીઆર રૂદ્ર છે કારણ કે ( यदा मर्त्यात् शरीरात् उत्क्रामन्ति ) તેઓ જ્યારે આ મરણ ધર્મયુક્ત શરીરમાંથી નીકળી જાય છે ત્યારે ( अथ रोदयन्ति ) મનુષ્યોને રૂદન કરાવે છે.

શાકલ્ય—હે આર્ય! ( कतम आदित्या ) આદિત્ય કોને કહે છે?

યાજ્ઞવલ્ક્ય—( संवत्सरस्य ) એક વર્ષના ( द्वादशमासा: ) કાર્તિકથી આસો સુધીના બાર માસને ( आदित्या. ) આદિત્ય કહે છે. કારણ કે ( एते हि इदम् सर्वम् आददाना: यन्ति ) તેઓ આ સર્વ જગત્ તથા તત્રસ્થ મનુષ્યાદિ

પ્રાણિઓના આયુષ્યને ઓછું કરતા જાય છે, અને પ્રલયને સમીપમા લાવે છે, તે ઉપરથી તેમને આદિત્ય કહે છે

શાકલ્ય—( कतम इन्द्र कतम प्रजापति ) ઇંદ્ર અને પ્રજાપતિ કોને કહે છે ?

યાજ્ઞવલ્ક્ય—પરમૈશ્વર્યવાન્ હોવાથી ( स्तनयित्नु एव ) વિજળી એજ ( इन्द्र ) ઇંદ્ર છે અને ( यज्ञ ) યજ્ઞએ ( प्रजापति ) પ્રજાપતિ છે કેમકે વાયુ તથા યજ્ઞ બને પ્રજાના પાલક હોવાથી તેમને પ્રજાપતિ કહે છે આ પ્રમાણે આઠ વસુ, અગીઆર રુદ્ર, બાર આદિત્ય તથા ઇંદ્ર અને પ્રજાપતિ મળીને તેત્રીસ દેવતા કહેવાય છે પરન્તુ આ દેવો તો વ્યાવહારિકજ ગણાય છે કારણ કે તેઓ વ્યવહાર સિદ્ધ કરવામાજ સહાયક છે

શાકલ્ય—( कतम तेत्रय देवा ) એ ત્રણ દેવ કયા છે ?

યાજ્ઞવલ્ક્ય—( इमे त्रय लोका एव ) ત્રણ લોકને પણ દેવ કહે છે યાસ્કાચાર્ય નિરુક્તમા લખે છે કે —

**धामानि त्रयाणि भवन्ति स्थानानि नामानि जन्मानीति ॥ निरु० अ० ९ ख० २८.**

અર્થ —સ્થાન નામ, અને જન્મ એને ત્રણલોક કહે છે વળી શતપથ બ્રાહ્મણમા લખ્યુ છે કે —

**त्रयो लोका एत एव । वागेवाय लोको मनोन्तरिक्ष लोकः प्राणोऽसौ लोकः ॥ श० का० १४ अ० ४.**

અર્થ —વાણી, મન અને પ્રાણ એ ત્રણને ત્રણલોક કહે છે એને પિતૃના લોક કહે છે

શાકલ્ય—હેમુને! ( कतमौ द्वौ देवौ ) બે દેવ કયા કયા છે ?

યાજ્ઞવલ્ક્ય—( अन्नम् चैं एव प्राण च ) અન્ન અને પ્રાણ એ બે દેવ છે

શાકલ્ય—હે દેવ ! ( कतम अध्यर्ध ) અધ્યર્ધ દેવ કોણ છે ?

યાજ્ઞવલ્ક્ય—( य अयम् पवत ) બ્રહ્માંડસ્થ સૂત્રાત્મા નામક સર્વજગતની વૃદ્ધિ કરનાર વાયુને અધ્યર્ધ દેવ કહે છે

શાકલ્ય—હે ગુરુવર્ય! શુ આ બધા ઉપાસ્ય છે ?

યાજ્ઞવલ્ક્ય—નહિ (एक देव) માત્ર એકજ દેવ કે જે સર્વ વ્યાપક, જગકર્તા, સર્વે દેવોનો પણ દેવ સર્વ શક્તિમાન, સર્વાધાર, અનાદિ, સચ્ચિદાનંદ સ્વરૂપ અજ, ન્યાયકારી ઇત્યાદિ વિશેષણયુક્ત (ब्रह्म:) બ્રહ્મ છે (ब्रह्मेति आचक्षते) તેજ સર્વેનો ઉપાસ્ય દેવ છે પૂર્વે જે વેદમાર્ગપરાયણ આર્યો થઇ ગયા તે સર્વદા આજ એક દેવની ઉપાસના કરતા હતા એના વિના અન્ય દેવો (જે વ્યવહારિક દેવો ઉપર જણાવ્યા તે)ની ઉપાસના કરનારા અનાર્ય અર્થાત નીચ કહેવાય છે

**आत्मेत्येवोपासीत स योऽन्यमात्मनः प्रियं ब्रुवाणं ब्रूयात प्रिय ऽरोत्स्यतीतीश्वरोह तथैव स्यादात्मानमेव प्रियमुपासीत स य आत्मानमेव प्रियमुपास्ते न हास्य प्रियं प्रमायुकं भवति । योन्यां देवतामुपास्ते न स वेद यथा पशुरेव ऽस देवानाम् ॥ श० कां० १४ अ० ४.**

અર્થ—(आत्मा इति एव उपासीत) પરમાત્માનીજ ઉપાસના કરવી જોઇએ (स य अन्यम् आत्मन प्रियम् ब्रुवाणम्) જે મનુષ્ય પરમાત્મા વિના અન્યને ઉપાસ્ય દેવ કહે તેને (ब्रूयात्) કહેવું કે (प्रियम् रोत्स्यति इति ईश्वर) તું જેને પ્રિય ઇશ્વર જાણે છે તે તને રોવરાવશે માટે (आत्मानमेव प्रियम् उपासीत) બ્રહ્મનીજ ઉપાસના કરવી જોઇએ (स य आत्मानम् एव प्रियम् उपास्ते) જે મનુષ્ય પરમાત્માનીજ ઉપાસના કરે છે (न ह अस्य प्रियम् प्रम युकम् भवति) તેનું કદીપણ અપ્રિય થતું નથી અર્થાત્ તે સદા આનંદમાં રહે છે (य अन्याम् देवताम् उपास्ते) જે ઇશ્વર વિના અન્ય દેવની ઉપાસના કરે છે (न स वेद यथा पशु एवम् स देवान म) તે વિદ્વાનોમાં પશુ જેવો છે અને કંઇપણ જાણતો નથી આ ઇતિહાસ ઉપરથી જણાય છે કે પૂર્વના આર્યો એક ઇશ્વર વિના બીજા કોઇના ઉપાસક નહોતા

આ ઉપરથી ફલિતાર્થ એ નીકળે છે કે દેવ શબ્દમાં જે दिवुधातु છે તેનીજ સંગતિ વ્યવહાર તેમજ પરમાર્થમાં બરાબર થાય છે પરન્તુ ભેદ માત્ર એટલોજ છે કે બીજા સર્વે દેવો પરમેશ્વર વડે પ્રકાશિત થાય છે, અને ઇશ્વર પોતે સ્વયંપ્રકાશ છે दिवु ધાતુના દશ અર્થ આ પ્રમાણે છે—(૧)क्रीडा, (२) विजिगीषा (३) व्यवहार (४) द्युति (५) स्तुति, (६) मोद, (७) मद, (८) स्वप्न, (९) कान्ति, અને (१०) गतिः એના અર્થ આપ્રમાણે લખ્યા પ્રમાણે છે (क्रीडा) રમત, (विजिगीषा) શત્રુઓને જીતવાની ઇચ્છા, (व्यवहार) આન્તરીય તથા

બાહ્ય ચેષ્ટાઓ, (દ્યુતિ) પ્રકાશ કરવો તે (સ્તુતિ) ગુણોનું કીર્તન કરવું તે, (મોદ) પ્રસન્નતા (મદ) મદ (સ્વપ્ન) નિદ્રા (કાન્તિ) શોભા (ગતિ) જ્ઞાન, ગમન તથા પ્રાપ્તિ. ઉપરના સર્વ દેવોમાં આમાંના જેટલા ગુણો હોય તે પ્રમાણે તેમનું દેવત્વ વધારે ઓછું કહેવાય છે. પરંતુ ઇશ્વરમાં સર્વ ગુણો હોવાને લીધે તેજ એક ઉપાસ્ય દેવ છે. આ વિષયમાં કેટલાએક શંકા કરે છે કે વેદમાં જડ અને ચેતન બન્નેની પૂજાનું વિધાન હોવાથી તે સંશયાસ્પદ છે. આનો ઉત્તર એ છે કે એવો ભ્રમ કરવાનું કંઇ પણ કારણ નથી. કારણ ઇશ્વરે પ્રત્યેક પદાર્થમાં સ્વતંત્ર ગુણ મૂકેલા છે. જેમકે નેત્રેંદ્રિયમાં રૂપ ગ્રહણ કરવાનો ગુણ છે. તો નેત્રવાળોજ જોઇ શકે છે; અને અંધ મનુષ્ય જોઇ નથી શકતો. આ દૃષ્ટાંત જોઇને કોઇ એમ કહે કે ઇશ્વર પ્રાણિઓને નેત્ર અને સૂર્યવિના જોવાની શક્તિ કેમ નથી આપતો. જેમ આ શંકા એ માણસની વ્યર્થ છે તે પ્રમાણે પૂજા વિષયમાં પણ જાણવું જોઇએ. કારણ પૂજા—સત્કાર—પ્રિય આચરણ. અર્થાત્ અનુકૂલ આચરણ વગેરે પર્યાયવાચક શબ્દો છે. તેજ પ્રમાણે સર્વે મનુષ્યો નેત્રથી પૂજા અર્થાત્ તેના ગુણને અનુકૂલ આચરણ કરે છે; એટલે કે તેનો જોવાનો ગુણ છે, તે પ્રમાણે તે જુએ છે. એજ પ્રમાણે અગ્નિ આદિ દેવતાઓ પાસેથી જે જે અર્થનો પ્રકાશ થતો હોય, દિવ્ય ગુણ હોય તથા ક્રિયા સિદ્ધિ હોય તે સર્વનો યથાયોગ્ય ઉપયોગ કરી ઉપકાર કરવો તેનું નામ પૂજા છે. આ પ્રમાણે એમનામાં દેવત્વ માનવાથી કંઇપણ હાનિ નથી. કારણ વેદોમાં જ્યાં જ્યાં ઉપાસનાનો નિર્દેશ હોય છે, ત્યાં ત્યાં દેવતા પદથી ઇશ્વરનુંજ ગ્રહણ કરવામાં આવે છે. તેમજઃ—

**मातृदेवो भव पितृदेवो भव आचार्यदेवो भव अतिथिदेवो भव ॥ तैत्तिरीयोप० प्र० ७ अ० ११.**

**त्वमेव प्रत्यक्षं ब्रह्मासि त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ॥ तैत्तिरीयोप० प्र० ७ अ० १.**

આ પ્રમાણે ઉપરના માતા, પિતા, આચાર્ય, અતિથિ તથા બ્રહ્મ એ પાંચ દેવો તૈત્તિરીયોપનિષદ્‌માં મનુષ્યને ઉપાસના કરવા યોગ્ય કહેલા છે. તેમાંના પહેલા ચાર વિગ્રહારાધન અર્થાત્ મૂર્તિપૂજા* કરવાના દેવતા છે. માત્ર બ્રહ્મ

*મૂર્તિપૂજા એટલે આધુનિક જે ચંદનાદિ ચઢાવે છે તે નહિ પણ તે દેવતાઓને સ્નાન, ભોજન તથા વસ્ત્રાદિ આપી તથા તેમની સુશ્રૂષા કરીને સંતોષ આપવો અને તેમની પાસેથી જ્ઞાન મેળવવું.

નિરાકાર હોવાથી તે અવિગ્રહવાન—અમૂર્ત્ત—છે; અને તેજ સર્વેનો ઉપાસ્ય છે, પૂર્વોક્ત તેત્રીસ દેવોમાં અગ્નિ, પૃથ્વી, આદિત્ય; ચંદ્રમા અને નક્ષત્રો એ પ્રાય ઘણુ મૂર્તિમાન—દેહધારી—સાકાર—છે. અગીઆર રૂદ્ર, બાર આદિત્ય, મન, પંચજ્ઞાનેદ્રિય, વાયુ, અંતરિક્ષ, દ્યૌ: અને વેદમંત્રો એ શરીર રહિત-નિરાકાર—અમૂર્ત્ત દેવતા છે. એજ પ્રમાણે વિજળી અને વિધિયજ્ઞ એ બે સાકાર તથા નિરાકાર એમ બે પ્રકારના દેવ છે. આ સર્વે ફક્ત વ્યવહારોપયોગી દેવતાઓ છે. માતા, પિતા, આચાર્ય, તથા અતિથિ એ દેવો વ્યવહારોપયોગી હોઇને પરમાર્થનો પ્રકાશ કરનારા પણ છે. માત્ર ઇશ્વરજ ઇષ્ટોપયોગી હોવાથી સર્વેનો ઉપાસ્ય દેવતા છે. વેદમાં પરમેશ્વર વિના અન્ય કોઇ પણ દેવતાને પૂજ્ય કિંવા ઉપાસ્ય કહેલ નથી મતલબ કે વેદદૃષ્ટિએ જોતા પરમાત્માજ એક ઉપાસ્ય દેવ છે. ઉપર જે જૂદા જૂદા દેવતાઓ વિષે કહેવામાં આવ્યું તે ઉપરથી કેટલાએક અર્વાચીન ભારતવર્ષીય અને યૂરોપખંડવાસી વિદ્વાનો કહે છે કે, "આર્યલોકો પ્રથમ જડ પદાર્થોનું પૂજન કરતા હતા અને પાછળથી કેટલેક કાળે તેમને પરમેશ્વરજ પૂજ્ય છે એવું જ્ઞાન થયું;" આ વાત તદ્દન અસત્ય છે. કારણ સૃષ્ટિના આરંભ કાળથીજ આર્યલોકો પરમાત્માના જૂદા જૂદા ગુણોને લીધે, ઇંદ્ર, વરૂણ, અગ્નિ આદિ નામોથી એકજ પરમેશ્વરની ઉપાસના વૈદિક રીતિ પ્रમાણે કરતા આવ્યા છે.

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्य स सुपर्णो गरुत्मान् । एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ १ ॥

ऋ. मं. १ अनु. २२ सू. १६४ मं. ४६.

ભાવાર્થ—તે પરમાત્મા એકજ છે, પણ વિદ્વાનો તેના જૂદા જૂદા ગુણ ઉપરથી ઇંદ્ર, મિત્ર, વરૂણ ઇત્યાદિ નામોવડે તેની ઉપાસના કરે છે ઇત્યાદિ.

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदु चन्द्रमाः । तदेव शुक्रं तद्ब्रह्म ता आपः स प्रजापतिः ॥ २ ॥

यजुः. अ. ३२ मं. १.

ભાવાર્થ:—તેજ પરબ્રહ્મનાં અગ્નિ, વાયુ, પ્રજાપતિ વગેરે નામો છે. ઇત્યાદિ.

तमीशानं जगतस्तस्थुषस्पतिं धियं जिन्वमवसे हूमहे
वयम् । पूषानो यथा वेदसामसद्वृधे रक्षिता पायुरदब्धः
स्वस्तये ॥ ३ ॥ ऋ. अ. १ अ. ६ व. १५ मं. ५

ભાવાર્થ —તે જ્ઞાનમય પરમાત્માનીજ અમે ઉપાસના કરીએ છિયે કારણ
તેજ જ્ઞાનનું મન અને અમારા સર્વેનો રક્ષક છે ઇત્યાદિ

हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसी-
त् । सदाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा
विधेम ॥ ४ ॥ ऋ. अ. ८ अ. ७ व. ३ मं. १

ભાવાર્થ —ઉત્પન્ન થયેલી વસ્તુમાત્રનો સ્વામી અને પૃથ્વી આદિનો આધાર
છે, તે સુખ સ્વરૂપ પરમાત્માનીજ અમે ઉપાસના કરીએ છિયે

प्रतद्वोचेदमृतं नु विद्वान् गन्धर्वोधाम विभृतं गुहासत्।
त्रीणि पदानि निहिता गुहास्य यस्तानि वेद स पितुः
पितासत् ॥ ५ ॥ यजुः. अ. ३२ मं. ९

ભાવાર્થ —મુક્તિનું સ્થાન, સર્વનો આધાર, સર્વ ઇત્યાદિ ગુહ્ય [illegible]
[illegible] છે, જે મનુષ્ય તેને જાણે છે તે વિદ્વાનોમા પણ વિદ્વાન છે એમ સમજવું.

स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुव-
नानि विश्वा । यत्र देवा अमृतमानशानास्तृतीये धाम-
न्नध्यैरयन्त ॥ ६ ॥ यजुः. अ. ३२ मं. १०

परीत्य भूतानि परीत्य लोकान् परीत्य सर्वाः प्रदिशो दिशश्च । उपस्थाय प्रथमजामृतस्यात्मनात्मानमभिसंविवेश ॥ ७ ॥ यजुः० अ० ३२ मं० ११

ભાવાર્થ—સર્વ ભૂતમાત્ર અને સર્વ દિશાઓમાં પરમેશ્વર વ્યાપ્ત છે તેની ઉપાસના કરીને તેના આનંદ સ્વરૂપમાં જ્ઞાની પુરૂષો લીન થાય છે.

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् । तमेव विदित्वातिमृत्युमेति नान्यःपन्था विद्यतेऽयनाय॥

यजुः० अ० ३१ मं० १८

ભાવાર્થ—અજ્ઞાનની પણ પરે છે તેવા પરમેશ્વરને હું જાણું છું, તેને જાણ્યાથીજ જન્મ મરણની પીડા ટળે છે.

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके । तदन्तरस्य सर्वस्य तदुसर्वस्यास्य वाह्यतः ॥९॥ यजुः० अं० ४० मं०५

ભાવાર્થ—તે બ્રહ્મ દૂર, નજીક, અંદર બહાર સર્વત્ર વ્યાપ્ત છે.

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳशुद्धमपापविद्धम् कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ १० ॥

यजुः० अ० ४० मं० ८

ભાવાર્થ—તે પરબ્રહ્મ સર્વ વ્યાપક, નિરાકાર, નાડીનસઆદિના બંધનથી રહિત, શુદ્ધ, વિદ્વાન, તથા સ્વયંભુ આદિ વિશેષણોથી યુક્ત છે.

य इमा विश्वाभुवनानि जुह्वदृषिर्होतान्यसीदत् पितानः स आशिषा द्रविणमिच्छमानः प्रथमच्छादवराँ २ आ-

विवेश ॥ ११ ॥ यजुः० अ० १७ मं० १७

ભાવાર્થ—જે પરમાત્મા સર્વજ્ઞ, દયાલુ તથા સર્વ બ્રહ્માંડનો ઉત્પાદક છે, તેનીજ અમે મોક્ષ સુખ ઇચ્છનારાઓએ ઉપાસના કરવી જોઇએ

किं᳚ स्विदासीदधिष्ठानमारम्भणं कतमत्स्वित् कथासीत् । यतो भूमिं जनयन् विश्वकर्मा विद्यामौर्णोन्महिना विश्वचक्षाः ॥१२॥ यजुः०अ०१७ मं०१८

ભાવાર્થ—જે આ જગતનો સ્રષ્ટા તથા આધાર છે અને સર્વનો દ્રષ્ટા છે તે પરમાત્મા સર્વ વ્યાપક છે.

विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् । संबाहुभ्यां धमति संपतत्रैर्द्यावा भूमी जनयन्देव एकः ॥१३॥ यजुः० अ० १७ मं० १९.

ભાવાર્થ —સર્વવ્યાપક, સર્વ દૃષ્ટા, વિશ્વંભરેજ આ સર્વ વિશ્વ કર્યું છે, અને તે એકજ છે.

આ પ્રમાણે યજુર્વેદમા પુષ્કળ મંત્રો છે તથા સામવેદના ઉત્તરાર્ચિકના અગીઆરમા ત્રિકમાં ઉપરનાજ ભાવના મંત્રો છે, જેમાના થોડાક નીચે લખ્યા છે.

अभित्वा शूरनो नुमोऽदुग्धा इव धेनवः।
ईशानमस्य जगतः स्वर्दृशमीशानमिन्द्रतस्थुषः॥ ॥ १४ ॥ नत्वा वाँ अन्यो दिव्यो नपार्थिवो न जातो न जनिष्यते । अश्वायन्तो मघवन्निन्द्रवाजिनो गव्यं तस्त्वा हवामहे ॥१५॥सामवेदे—उत्तरार्चिके—त्रिकम ११

ભાવાર્થ —હે પરમાત્મન્! આ સંપૂર્ણ જગતને કૃપાદૃષ્ટિથી જોનાર તથા દિવ્ય અને સર્વૈશ્વર્યવાન્ સ્વામી તથા રાજા તારા વિના બીજો કોઇ થયો નથી—છે નહિ અને થશે પણ નહિ, માટે અમે તારીજ ઉપાસના કરીએ છિયે.

नासदासीन्नोसदासीत्तदानीं नासीद्रजो नोव्योमापरोयत् । किमावरीवः कुहकस्य शर्मन्नम्भः किमासीद्

गहनं गभीरम् ॥१६॥

इयं विसृष्टिर्यत आबभूव यदि वा दधे यदि वा न । यो अस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्गवेद यदि वा न वेद ॥ १७ ॥ ऋ० अ० ८ अ० ७ व० १७ मं० १-२

આ અને એની આગળના પાચ મત્રો એકજ પરમાત્માની ઉપાસનાનુ વિધાન કરે છે તેવીજ રીતે અથર્વ વેદમા પણ —

यत्परममवमं यच्च मध्यमं प्रजापतिः ससृजे विश्वरूपम्। कियता स्कम्भः प्रविवेश तत्र यन्न प्राविशत् कियत्तद्बभूव ॥१८॥

यस्मिन्भूमिरन्तरिक्षं द्यौर्यस्मिन्नध्याहिता ।
यत्राग्निश्चन्द्रमाः सूर्यो वातस्तिष्ठन्त्यार्पिता स्कम्भं तं ब्रूहि कतमः स्विदेव सः ॥ १९ ॥

अथर्ववेदे कां० १० अ० ४ मं०८—१२

આ મત્રોનો ભાવાર્થ ઉપર આવીજ ગયેલો છે અને આગળ પ્રકરણવશાત્ કેહેવામા આવશે માટે અહીં આપ્યો નથી માત્ર એટલુંજ જોવાનુ છે કે તે મત્રો પણ પરબ્રહ્મ પરમાત્માનીજ ઉપાસના કરવાનુ કહે છે

अणोरणीयान्महतो महीयानात्मास्य जन्तोर्निहितो गुहायाम् । तमक्रतुः पश्यति वीतशोको धातु प्रसादान्महिमानमात्मनः ॥ १ ॥ कठोप० वल्ली० २ मं० २०.

ભાવાર્થ —પરમેશ્વર સર્વ વસ્તુઓથી અતિ સૂક્ષ્મ છે, તેનાથી પ્રકૃતિ કે જીવાત્મા પણ સૂક્ષ્મ નથી તેની સમાન અથવા તેનાથી અધિક પણ કોઇ નથી સર્વ ઇંદ્રિયોને જીતીને બુદ્ધિની પ્રસન્નતા રૂપ મહેલમા બેસી, ઉપરોક્ત ગુણવાળા

પરમાત્માનું ધ્યાન કરવાથી, લૈકિક કર્મ જેના શાંત થઇ ગયા છે તે પુરૂષ સર્વોત્તમ સુખનો ભાગી થાય છે

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवच्च यत्। अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते ॥२॥ कठोप० वल्ली ३ म० १५.

ભાવાર્થ —આ જગતના નિમિત્તકારણ રૂપ પરમાત્મા આકાશાદિ સર્વ જગતનો ઉત્પાદક છે અને કાર્ય હમેશા પોતાના ઉપાદાન કારણમા લીન થાય છે માટે તે અનિત્ય છે તે પરમાત્મા કોઇનુ કાર્ય નથી પરન્તુ આખા બ્રહ્માંડનુ કારણ છે, અને તેથી તે સ્વરૂપથી ચ્યુત ન થતા કાઇમા લીન થતો નથી માટે નિત્ય છે એવા પરમાત્માને જે યથાર્થ રૂપે જાણે છે તેજ ત્રિવિધ દુ ખથી છૂટી શકે છે

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ ३ ॥

कठोप० वल्ली० ४ म० १०

ભાવાર્થ —જેમ શરીરમા રહેનાર જીવના અવસ્થા ભેદથી એજ શરીરમાં અગર અન્ય જન્મમા ગુણકર્મ સ્વભાવ બદલાય છે તેમ બ્રહ્મના બદલાતા નથી પરન્તુ એક રસ રહે છે મુમુક્ષુ પુરૂષે એજ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ એનાથી અન્યને ઉપાસ્ય માનનાર સદા મૃત્યુને પામે છે અર્થાત્ જન્મ મરણના દુ ખમા પડે છે

एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ ४ ॥

कठोप० वल्ली० ५ मं० १२

ભાવાર્થ:— સર્વસ્રષ્ટા તથા નિયન્તા અને સર્વના હૃદયમાં સ્થિત જગદીશ્વરનુ જ પોતાના આત્મામાં જે યોગીઓ ધ્યાન કરે છે તેજ સનાતન સુખના ભાગી થાય છે અન્ય મૂર્ખ નહિ

नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् । तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥ ५ ॥

कठोपनिषद् वल्ली५मं० १३

ભાવાર્થ —સર્વ પ્રાણી માત્રના કર્મ ફલદાતા તથા જે નિત્ય છે તેનું ધ્યાન કરનારજ નિરંતર શાંત હોય છે અને તેનાથી વિપરીત વિષયાન્ધ લંપટ પુરૂષોને શાન્તિ મળતી નથી.

दिव्यो ह्यमूर्त्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः
अप्राणो ह्यमनाः शुभ्रोऽक्षरात्परतः परः ॥ ६ ॥

मुण्डकोपनिषदि.

ભાવાર્થ —જે પરમાત્મા પ્રકાશસ્વરૂપ, નિરાકાર, સર્વવ્યાપક તથા અનાદિ ગુણવાળો છે, તેનીજ ઉપાસના કરવી યોગ્ય છે

यः सर्वज्ञः सर्वविद्यस्यैव महिमा भुवि ।
दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः

मुंण्डकोपनिषदि.

ભાવાર્થ —જે પરમાત્મા સર્વજ્ઞ અને સર્વ વિદ્યાયુક્ત છે, તથા જેનો મહિમા આખા બ્રહ્માંડમા પ્રસરેલો છે તેનીજ ઉપાસના કરવી જોઇએ

नान्तः प्रज्ञं न बहिः प्रज्ञं नोभयतः प्रज्ञं न प्रज्ञानघन न प्रज्ञ नाप्रज्ञम् । अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमाचिन्त्यमव्यपदेश्यमेकात्म्यप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्त शिवमद्वैत चतुर्थ मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥ ८ ॥

माण्डूकयोपनिषदि.

ભાવાર્થ —જે પરમાત્માનો વાણીથી વ્યવહાર થઇ શકતો નથી, તથા જે પોતાના ભક્તોનો કલ્યાણકર્તા છે, અદ્વૈત છે તથા જે અતીન્દ્રિય છે, તેજ પરમાત્મા જાણવા યોગ્ય છે

सत्यं ज्ञानमनन्त ब्रह्म यो वेद निहितं गुहायाम् ।
परमे व्योमन्त्सोऽश्नुते सर्वान्कामान् ब्रह्मणासह

विपश्चितेति ॥ १ ॥ तैत्तिरीयोपनिषदि.

ભાવાર્થ—જીવાત્માથીએ પરછે એના સત્ય બ્રહ્મને જે જાણે છે તેનેજ બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે

यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखम् भूमात्वेव विजिज्ञासितव्य इति यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति सभूमा । अथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पम् । यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यं ५ सभगवः कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि ॥ छान्दोग्योपनिषदि.

ભાવાર્થ—પરમાત્મા આનંદમય છે, અને પ્રકૃતિ દુઃખમય છે, માટે પરમેશ્વરનુ જ્ઞાન મેળવવુ જોઇએ. જે સ્થાનમાં તેના એકના વિના બીજું કંઇજ હોતું નથી તેને મોક્ષ સ્થાન કહે છે અને જ્યાં મનને અનેક પ્રકારનાં આકર્ષણો હોય છે તેને સંસાર જાણવો પરમાત્મા પોતાના સામર્થ્યવડેજ સ્થિત છે.

આ મંત્રોનો ભાવાર્થ અહીં આપી દીધો છે, પરંતુ વિસ્તારથી એના અર્થ આગળ પ્રસંગાનુસાર કરવામાં આવશે ઉપર કહ્યું તે પ્રમાણે પૂર્વના આર્યો એક પરમાત્માનીજ ઉપાસના કરતા હતા એવાં અનેક પ્રમાણો વિદ્યમાન હોવા છતાં યૂરોપસ્થ તથા અર્વાચીન ભારતવર્ષીય વિદ્વાનો કહે છે કે આર્ય લોકોને પ્રથમ ઇશ્વરનુ જ્ઞાન નહોતું પણ શનૈ શનૈઃ થયુ, આ વાત વિદ્વાનોએ માન્ય કરવા યોગ્ય નથી. એજ પ્રમાણે મેક્સમુલરે હિરણ્યગર્ભ ઇત્યાદિ એ મંત્રનુ વ્યાખ્યાન કરતી વેળા પોતાના 'સંસ્કૃત સાહિત્ય' નામક ગ્રંથમાં જે વિધાન કર્યું છે તે તદ્દન અસત્ય છે તે કહે છે કે "વેદનાં બે ભાગ છે, એક છંદ અને બીજો મંત્ર ભાગ, જેમાં સામાન્ય વિષયો, અજ્ઞાની વિચાર તથા સ્વકલ્પનાયુક્ત અને અજ્ઞાનીના મોઢામાંથી અકસ્માત નીકળેલા શબ્દોના જેવી રચના છે તેને છન્દ કહે છે. આ છન્દો ભાગને ઉત્પન્ન થયા ને વધારેમાં વધારે એકત્રીસમો વર્ષ થયા છે, મંત્ર ભાગ એના કરતા અર્વાચીન છે, અને એને ઘણું તો ઓગણત્રીસસો વર્ષ થયાં હશે એમા એમણે આપેલા પ્રમાણો જેવાં કે—अग्नि पूर्वेभिर्ऋषिभिरीड्यो नूतनैरुतेत्यादि પણ અન્યથાજ છે. કારણ હિરણ્યગર્ભ શબ્દનો અર્થજ તેનો

સમજ્વામાં નથી આવ્યો , ઉક્ત શબ્દના અર્થ નીચે પ્રમાણે છેઃ—

ज्योतिर्वै हिरण्यं ज्योतिरेषोऽमृत ँहिरण्यम् ॥
श० का० ६ अ० ७.

केशी केशा रश्मयस्तैस्तद्वान्भवति काशनाद्वा प्रकाशनाद्वा केशीदं ज्योतिरुच्यते ॥ नि० अ० १२ खं० २५.

यशो वै हिरण्यम् ॥ ऐ० पं० ७ अ० ३.

ज्योतिरेवाय पुरुष इत्यात्मज्योतिः ॥
श० कां० १४ अ० ७.

ज्योतिरिन्द्राग्नी ॥ श० कां० १० अ० ४.

અર્થ—જ્યોતિ એટલે વિજ્ઞાન. એજ ગર્ભ છે જેનો તે હિરણ્યગર્ભ કહેવાય છે. એજ પ્રમાણે હિરણ્ય એટલે જ્યોતિ પ્રકાશ, અમૃત, મોક્ષ, આદિત્ય, કિરણ, યશ, કીર્તિ,ધન્યવાદ, આત્મા, જીવ, ઇદ્રિ અર્થાત્ સૂર્ય અગ્નિ એ સર્વે જેના સામર્થ્ય ( ગર્ભ ) માં હોય તેને હિરણ્યગર્ભ જાણવા. આ અર્થ જોતાં હિરણ્યગર્ભ શબ્દ ઉપરથી વેદનું સનાતનત્વ સિદ્ધ થાય છે એટલે કે મેકસમુલરે જે અર્વાચીનતા ઠરાવી છે તે તર્દન ભ્રમમૂલક છે. અગ્નિઃ પૂર્વેભિ. એ મંત્ર ઉપરથી પણ વેદ નવીન છે એમ સિદ્ધ થતુ નથી. ઇશ્વર•ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રિકાલજ્ઞ છે, માટે ત્રણે કાળમાં મંત્ર દૃષ્ટા રૂપી,•મંત્ર, પ્રાણ અને તર્કના યોગથી મારી (ઇશ્વરની ) સ્તુતિ કરતા હતા, કરે છે અને કરશે જેઓ વેદાદિશાસ્ત્રનુ અધ્યયન કરીને વિદ્વાન્ થયા તે પૂર્વના અને જે અધ્યયન કરે છે તે નવીન છે એમ સમજવું. આ સર્વ વડે ઇશ્વરની સ્તુતિ થાય છે. વળી અગ્નિ પૂર્વેભિઃ એ મંત્રનો અર્થ આ પ્રમાણે છે.—

तत्प्रकृतीतरद्वर्तनसामान्यादित्ययं मन्त्रार्थचिन्ताभ्यूहोऽभ्यूढोपि श्रुतितोऽपि तर्कतो न तु पृथक्त्वेन मन्त्रा निर्वक्तव्याः प्रकरणश एव तु निर्वक्तव्या न ह्येषु प्रत्यक्षमस्त्यनृषेरतपसो वा पारोवर्यवित्सु तु खलु वेदितृषु भूयो विद्यः प्रशस्यो भवतीत्युक्तं पुरस्तान्मनुष्या वा ऋषिषूत्क्रामत्सु देवानब्रुवन्को न ऋषिर्भविष्यतीति तेभ्य एतं तर्कमृषिं प्रायच्छन् मन्त्रार्थचिन्ताभ्यूहमभ्यूढं तस्मा-

**यदेव किं चानूचानोऽभ्यूहत्यार्षं तद्भवति ।**

**निरु० अ० १३ ख० १२**

અર્થ મંત્રમાં પદ—વાક્ય—અક્ષર એમના સમુદાયનો વિશેષ્ય વિશેષણાદિ સાથે પરસ્પર સામાન્ય સંબંધ હોવાથી તેમના અર્થ વિષે મનમાં ચિન્તા ઉત્પન્ન થાય છે અમુક મંત્રનો શો અર્થ થતો હશે એ જાણવાની ઇચ્છા રાખનારે પોતાની બુદ્ધિવડે તર્ક કરવો પરંતુ શ્રવણમાત્રથી અથવા માત્ર તર્કથી અર્થ ન કરવો જોઇએ પ્રકરણાનુકૂલ પૂર્વાપર સંબંધ જોઇનેજ અર્થ કરવો જોઇએ કારણ વેદોમાં અજ્ઞાની મનુષ્યના સમજવામાં આવે તેવું જ્ઞાન નથી તથા જ્યાં સુધી કૃતપ્રત્યક્ષ મંત્રાર્થ વિદ્વાનોની પાસે રહી વિદ્યાભ્યાસ કરીને તેમાં નિપૂણતા મેળવે નહિ ત્યાં સુધી એ ના તર્કથી વેદાર્થ કરવાને કોઇ યોગ્ય થતું નથી એ વિષે એક ઇતિહાસ છે કે —પૂર્વે કેટલાક મનુષ્યો ઋષિઓને જતા જોઇને પુછવા લાગ્યા કે હે દેવ ! અમારામાં કોણ ઋષિ થશે—અર્થાત્ અમે કયા ઋષિ પામેથી વેદાર્થને જાણીશુ ? તેઓએ તેમને સત્યાસત્યના વિજ્ઞાનથી વેદ મંત્રોનું યથાર્થ જ્ઞાન કરાવનાર 'તર્ક' નામક ઋષિ આપ્યો આથી સિદ્ધ થાય છે કે—જે સ[illegible] શાસ્ત્રવિત વિદ્વાન્ તર્કથી મંત્રાર્થ કરે છે તેજ આર્ષ અર્થાત્ ઋષિ પ્રોક્ત અર્થ છે પરન્તુ જે અલ્પ બુદ્ધિવાન્ પક્ષપાતી મનુષ્યોનો અર્થ કરેલો હોય તે અનાર્ષ ત્યાજ્ય છે કારણ કે તે અનર્થયુક્ત હોવાથી મનુષ્યોને લાભને બદલે હાનિ થાય છે, આથી अग्नि पूर्वेभि ઇત્યાદિ મંત્રનો અર્થ એજ છે કે સૃષ્ટિની આદિમાં ઉત્પન્ન થયેલા વિદ્વાનો—વર્તમાનમાં છે તે તથા ભવિષ્યમાં થનારા વિદ્વાનો વડે પરમેશ્વરનીજ પ્રાર્થના કરાય છે અર્થાત્ તેના વિના બીજો કોઇ પણ ઉપાસ્ય દેવ નથી તેમજ પૂર્વના ઋષીઓ પણ તેનીજ ઉપાસના કરતા હતા અને વેદોનું પ્રાચીનત્વ પણ સિદ્ધ થાય છે વળી —

**प्राणा वा ऋषयोदेव्यास ॥ ऐ० प० २ अ० ४**

અર્થ —કારણ પ્રકૃતિસ્થ પ્રાણ તે પ્રાચીન ઋષિ અને કાર્યવ્યસ્થ નૂતન ઋષિ, આ બે પ્રકારના ઋષિઓની સાથે વિદ્વાન્ મનુષ્યોએ અગ્નિ નામક પરમાત્માની ઉપાસના કરવી જોઇએ આ ઉપરથી પણ જણાય છે કે મેક્સમૂલરાદિ આધુનિક વિદ્વાનોએ કરેલો अग्नि पूर्वेभि મંત્રનો અર્થ નિર્મૂલ અસત્ય છે વળી તેઓ જે કહે છે કે છન્દ અને મંત્રોમાં ભેદ છે તે પણ અસત્ય જ છે કારણ કે છન્દ વેદ નિગમ મંત્ર તથા શ્રુતિ એ સર્વે પર્યાયવાચક શબ્દ છે છન્દ શબ્દના ઘણા અર્થ છે એ શબ્દો જેવી રીતે વેદના ગાયત્રિ આદિ છન્દોને લાગે છે

તેમજ લૌકિક આર્યા, વસન્તતિલકાદિ છંદોને પણ લગાડાય છે. વળી છંદ શબ્દનો અર્થ કદાચિત્ સ્વતંત્રતા પણ થાય છે. આ શબ્દ વિષે યાસ્કાચાર્ય કહે છે કે—

**मन्त्रा मननाच्छन्दांसिच्छादनास्तोमः स्तवनाद्यजुर्यजते सामसंमितमृचा ॥ नि० अ० ७ खं० १२.**

અર્થ—વેદના શબ્દોનુ મનન કરવાથી મંત્ર સંજ્ઞા છે, અવિદ્યાદિ દુ ખોનુ નિવારણ કરી સુખનુ આચ્છાદન કરવાથી વેદને છંદ કહે છે તથા ચદિ આલ્હાદને દીપ્તૌ ચ આ ધાતુને અસુન્ પ્રત્યય લગાડવાથી અને ચન્દેરાદેશ્ચ છઃ એ ઉણાદિ સૂત્ર વડે ચકારનો છકાર કરવાથી છંદ શબ્દ સિદ્ધ થાય છે. એનો અર્થ એ છે કે મનુષ્ય વેદાધ્યયન વડે સર્વ વિદ્યાની પ્રાપ્તિથી આનંદ મેળવે છે અને સર્વાર્થનો જ્ઞાતા થાય છે માટે વેદને છંદ કહે છે.

**छन्दाꣳसि वै देवावयोनाधाश्छन्दोभिर्हीदꣳ सर्वं वयुनं नद्धम् ॥ श० कां० ८ अ० २.**

**एता वै देवताश्छन्दाꣳसि ॥ श० कां० ८ अ० ३.**

અર્થ—મનિ ગુપ્ત ભાષણે એ ધાતુને હલશ્ચ સૂત્ર વડે ઘઞ્ પ્રત્યય લગાડવાથી મંત્ર શબ્દ સિદ્ધ થાય છે એનો અર્થ એ છે કે ગુપ્ત પદાર્થોનું વર્ણન જેમા છે તે મંત્ર-અર્થાત્ વેદ, તદવયવભૂત પ્રત્યેક મંત્રમા આ સંજ્ઞા ઘટે છે તથા મનજ્ઞાને એ ધાતુને સર્વધાતુભ્ય ષ્ટ્રન્ એ ઉણાદિ સૂત્ર વડે ષ્ટ્રન્ પ્રત્યય લગાડવાથી મન્ત્ર શબ્દ સિદ્ધ થાય છે. સર્વ મનુષ્ય જેના વડે સત્ય પદાર્થોને માને છે અથવા જાણે છે તેને મંત્ર કહે છે. આથી તદવયવભૂત अग्निमीळे વગેરે મંત્રોનુ ગ્રહણ થાય છે ગાયત્રિ આદિ છંદાન્વિત મંત્રો સર્વાર્થના પ્રકાશક હોવાથી તેઓનું દેવતા શબ્દથી પણ ગ્રહણ થાય છે માટે (छन्दाꣳसि वै देवा.) છંદો એજ દેવ છે. પરમેશ્વરે સર્વ ક્રિયાઓ અને વિદ્યાની વ્યવસ્થા કરનાર વેદોવડેજ આ અખિલ વિશ્વ અને કર્માદિને બાંધેલા છે અર્થાત તેમની વ્યવસ્થા બાંધી છે જે છંદો વડે સર્વ વિદ્યાઓનુ ઠીક ઠીક રીતે ગ્રહણ થાય છે તેથી છંદ અને મનન કરવાથી મન્ત્ર એ નામ વેદની રૂચાઓના પડેલા છે તેજ પ્રમાણે—

**श्रुतिस्तु वेदो विज्ञेयः ॥ मनुः० अ० २ श्लो० १०.**

અર્થ—શ્રુતિ એજ વેદ છે એમ જાણવુ. વળી—

**इत्यपि निगमो भवति ॥ निरुक्त.**

**निगच्छन्ति नितरां जानन्ति प्राप्नुवन्ति वा सर्वा विद्या यस्मिन् स निगमो वेदो मन्त्रश्चेति ॥**

અર્થ—વેદને નિગમ પણ કહે છે જેના યોગે સર્વ વિદ્યાઓનુ પૂર્ણ જ્ઞાન થાય છે તેને નિગમ અર્થાત્ વેદ કહે છે આવા અનેક પ્રમાણોથી ઉપર બતાવેલા વેદ, છન્દ, મન્ત્ર નિગમ એ સર્વ પર્યાયવાચક શબ્દો છે એ સિદ્ધ છે માત્ર વેદ અનેક વિદ્યાઓથી યુક્ત હોવાને લીધે તેના જૂદા જૂદા નામ છે

વળી વ્યાકરણ શાસ્ત્રમા પણ કહ્યુ છે કે—

**मन्त्रे घसह्वरणशवृदहाद्वृच् कृगमिजनिभ्योच्ले ॥**
**अष्टा० अ० २ पा० ४ सू० ८०**

અર્થ—વેદમા ઘસ, હ્વર, ણશ, વૃ, દહ, આત્ વૃચ, કૃ, ગમિ અને જનિ એની પછીના ચ્લિ નો લોપ થાય છે

**छन्दसि लुङ् लङ् लिट ॥ अष्टा० अ० ३ पा० ४ सू० ६**

અર્થ—વેદમા સર્વ અર્થ અને સર્વ કાળને બદલે વિકલ્પે લુઙ લઙ્ અને લિટ્ થાય છે

**वाप्पूर्वस्य निगमे ॥ अष्टा० अ० ६ पा० ४ सू० ९.**

અર્થ—વેદમા ષકાર જેની પૂર્વમા છે તેવો અને નકારની ઉપધામાંનો સ્વર, સમ્બુદ્ધિ વર્જ્ય સર્વનામસ્થાન પર હોય તો વિકલ્પે દીર્ઘ થાય છે આ સૂત્રોમા પણ મહર્ષિ પાણિનિએ મન્ત્ર, છન્દ અને નિગમ શબ્દથી વેદનુજ ગ્રહણ કર્યુ છે આ પ્રમાણે ઉપરોક્ત વેદાદિ શબ્દોની પર્યાયતાની સિદ્ધિ હોવા છતા જે એને જૂદા કહે તેમનુ વચન માન્ય કરવા યોગ્ય નથી

**इति वेदविषयविचार.**

---

## अथ वेदसंज्ञाविचार: ॥

પ્રશ્ન—વેદ શાનુ નામ છે?

ઉત્તર—મન્ત્રભાગ એટલે ઋગાદિ ચાર સંહિતાઓને વેદ કહે છે

પ્રશ્ન—मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम्। કાત્યાયનના આ પ્રમાણથી બ્રાહ્મણ ભાગનું પણ વેદ શબ્દથી કેમ ગ્રહણ ન કરવુ જોઇએ

ઉત્તર—એમ નહિ બોલો. બ્રાહ્મણ ગ્રંથોની નીચેનાં કારણોને લીધે વેદ સંજ્ઞા થઇ શકતી નથી.

૧—એની પુરાણુ ઇતિહાસ આદિ સંજ્ઞા છે.

૨—બ્રાહ્મણ એ ૠષિઓએ વેદ મંત્રો ઉપર કરેલાં વ્યાખ્યાન છે.

૩—તે ઇશ્વરોકત નથી.

૪—કાત્યાયન વિના બીજા કોઇ પણ ૠષીએ એની વેદ સંજ્ઞા સ્વીકારી નથી.

૫—તે મનુષ્ય રચિત છે.

ઉપર પ્રમાણેના પાચ કારણોને લીધે બ્રાહ્મણ ભાગની વેદ સંજ્ઞા નથી થઇ શકતી વળી જે પ્રમાણે બ્રાહ્મણ ગ્રથોમાં મનુષ્યોના નામ લેખપૂર્વક ઇતિહાસ છે તે પ્રમાણે વેદમાં નથી.

પ્રશ્ન—પણ

त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् ।
यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥

यजुः० अ० ३ मं० ६२.

આદિ મંત્રોમા ૠષિઓના નામ આવે છે માટે મંત્ર અને બ્રાહ્મણ ભાગ ઐતિહાસિક વિષયમા તુલ્યતા રાખે છે, તો પછી બ્રાહ્મણ ભાગની પણ વેદ સંજ્ઞા કેમ નથી માનતા?

ઉત્તર—એમ ભ્રમ કરવાનુ કાઇ પણ કારણ નથી કારણ કે આ અને બીજા મંત્રોમા જમદગ્નિ, કશ્યપાદિ નામો કોઇ દેહધારી મનુષ્યોનાં નામ નથી તેને માટે નીચેનું પ્રમાણ છે—

चक्षुर्वै जमदग्निर्ऋषिर्यदेनेन जगत्पश्यत्यथो मनुते तस्माच्चक्षुर्जमदग्निर्ऋषि : ॥ श० कां० ८ अ० १.

અર્થ—તેનથી મનુષ્ય જુએ છે અને પછી જાણે છે માટે આંખને જમદગ્નિ ૠષિ કહે છે.

**कश्यपो वै कूर्मः प्राणो वै कूर्मः ॥ श० कां० ७ अ० ५.**

અર્થ—કશ્યપની કૂર્મ સંજ્ઞા છે, પ્રાણની પણ કૂર્મ સંજ્ઞા છે, માટે પ્રાણની કૂર્મ અને કશ્યપ બન્ને સંજ્ઞાઓ છે, કારણ કે તે નાભિમાં કર્માકારે રહે છે આ મંત્રથી ઇશ્વરની પ્રાર્થના કરાય છે તે નીચે પ્રમાણે

હે જગદીશ્વર! આપની કૃપાથી (નઃ) અમારા (जमदग्ने) જમદગ્નિ સંજ્ઞક ચક્ષુ તથા (कश्यपस्य) કશ્યપ સંજ્ઞક પ્રાણ (त्र्यायुषम्) ત્રણ ગણા અર્થાત્ ત્રણસો વર્ષ સુધી આરોગ્ય રહો (ચક્ષુ એટલે સર્વે ઇંદ્રિયો અને પ્રાણથી મન આદિ સર્વેનું ગ્રહણ કરવાનું છે (यद्देवेषु त्र्यायुषम्) विद्वांसो हि देवाः । श० कां० ३ अ० ७ આ પ્રમાણથી વિદ્વાનની દેવસંજ્ઞા છે દેવોનું જેવું વિદ્યા પ્રભાવયુક્ત ત્રણગણું આયુષ્ય હોય છે, (तत् नः अस्तु त्र्यायुषम्) તેવું જ અમારું આયુ પણ ઇંદ્રિયો તથા મન આદિ સહિત સુખયુક્ત થાય, કે જેથી અમે ત્રણસો વર્ષ સુધી સુખપૂર્વક રહિએ અને ઉત્તમ પદાર્થોનો ઉપયોગ કરીએ તાત્પર્ય એ છે કે બ્રહ્મચર્યાદિ સુનિયમોનું યથાવત પાલન કરવાથી મનુષ્ય પોતાનું આયુષ્ય, જેની સામાન્ય મર્યાદા સો વર્ષની છે, તેને ત્રિગુણ અર્થાત ત્રણ સો વર્ષનું કરી શકે છે વેદમાં જમદગ્ન્યાદિ શબ્દો ઉપર પ્રમાણેના અર્થના વિધાયક છે આથી સિદ્ધ થાય છે કે વેદમાં ઇતિહાસનો લેશ પણ નથી, અને સાયણાચાર્યાદિએ પોતાના ભાષ્યોમાં જે ઇતિહાસનું વર્ણન કર્યું છે તે ભ્રમમૂલકજ છે એમ જાણવું માત્ર બ્રાહ્મણ ગ્રંથોનાંજ ઇતિહાસ આદિ નામ છે પણ બ્રહ્મવૈવર્ત તથા શ્રીમદ્ભાગવતાદિના નહિ

પ્રશ્ન—પણ બ્રહ્મયજ્ઞ વિધાનમાં કોઇ કોઇ સ્થળે બ્રાહ્મણ તથા સૂત્ર ગ્રંથોમાં પુરાણ નારાશંસી, કલ્પ ગાથા ઇતિહાસાદિ શબ્દો આવે છે જેમ કે—ब्राह्मणानीतिहासान् पुराणानि कल्पान् गाथानाराशंसी આ ઉપરથી સાફ માલૂમ પડે છે કે બ્રહ્મવૈવર્તાદિનેજ પુરાણ કહે છે વળી અથર્વ વેદમાં પણ એને માટે પ્રમાણ છે કે—

**स बृहतीं दिशमनुव्यचलत् । तमितिहासश्च पुराणं च गाथाश्च नाराशंसीश्चानुव्यचलन्। इतिहासस्य च वै सपुराणस्यच गाथानां च नाराशंसीनां च प्रियं धाम भवति य एवं वेद॥**

**अथर्व० कां० १५ प्रपा० ३० अनु० १ मं० ४.**

આમ છે છતાં ભાગવતાદિ ગ્રંથોનું ઇતિહાસાદિ સંજ્ઞાથી ગ્રહણ કેમ
[ન]થી કરતા ?

ઉત્તર—એમ નહીં કહો આ પ્રમાણોથી બ્રાહ્મણ ગ્રંથોનુંજ ગ્રહણ થાય છે
[ન]હીં કે શ્રીમદ્ ભાગવતાદિનું. કારણ કે બ્રાહ્મણ ગ્રંથોમાં ઇતિહાસાદિનો અંતરભાવ
[છે] જેમ કેઃ—

देवासुराः सयत्ता आसन् ॥

દેવ અને રાક્ષસોનું યુદ્ધ થયું.

આવાં વચનોને ઇતિહાસ કહે છે.

सदेवसोम्येदमग्रआसीदेकमेवाद्वितीयम् ।
छान्दोग्योपनिषदि प्रपा० ६

જગતની પૂર્વે તેજ એક પરમાત્મા હતો.

आत्मा वा इदमेकमेवाग्रआसीन्नान्यत् किंचनमिषत् ।
ऐतरेयोप० अ० १ खं १.

સૃષ્ટિની પૂર્વે આત્માવિના કોઇપણ હાલચાલ કરનાર ન હોતું.

आपो ह वा इदमग्रे सलिलमेवास ।
श० कां० ११ अ० १

આ સૃષ્ટિની આદિમા જલતત્વ ઉત્પન્ન થયું.

इदं वा अग्रे नैव किंचिदासीत ।

આત્મા વિના આ જગતની પૂર્વે અન્ય કંઇજ નહોતું. આ અને ઇતર એવાજ પ્રકારનાં જગતની પૂર્વાવસ્થા કથનાત્મક વચનો જે બ્રાહ્મણાદિની અંદર હોય તેને પુરાણ કહે છે મંત્રાર્થના સામર્થ્યનો પ્રકાશ જે ગ્રંથો અથવા વાક્યોમાં કર્યો હોય તેને કલ્પ કહે છે. જેમ કેઃ—

इषे त्वोर्जेत्वेति वृष्ट्यै तदाह । यदाहेषेत्वेत्यूर्जेत्वेति यो वृष्टादूर्ग्रसो जायते तस्मै तदाह । सविता वै देवानां प्रसविता सावितृप्रसूता ॥ श० कां० १ अ० ७.

ઇષે ત્વોર્જેત્વા એ મંત્રમાં વૃષ્ટિ તથા અન્નના રસ વિષે વર્ણન કર્યું છે. સૂર્ય સર્વનો ઉત્પાદક છે. વગેરે અર્થોનાં સામર્થ્યનાં પ્રકાશક વાક્યોને કલ્પ કહે છે.

कश्यपो वै कूर्मः प्राणो वै कूर्मः ॥ श० कां० ७ अ० १.

અર્થ—કશ્યપની કૂર્મ સંજ્ઞા છે, પ્રાણની પણ કૂર્મ સંજ્ઞા છે, માટે પ્રાણની કૂર્મ અને કશ્યપ બન્ને સંજ્ઞાઓ છે; કારણ કે તે નાભિમાં કૂર્માકારે રહેછે. આ મંત્રથી ઇશ્વરની પ્રાર્થના કરાય છે. તે નીચે પ્રમાણે:

હે જગદીશ્વર! આપની કૃપાથી (નઃ) અમારાં (જમદગ્નેઃ) જમદગ્નિ સંજ્ઞક ચક્ષુ તથા (कश्यपस्य) કશ્યપ સંજ્ઞક પ્રાણ (त्र्यायुषम्) ત્રણ ગણા અર્થાત્ ત્રણસો વર્ષ સુધી આરોગ્ય રહો. (ચક્ષુ એટલે સર્વે ઇંદ્રિયો અને પ્રાણથી મન આદિ સર્વેનું ગ્રહણ કરવાનું છે. (यद्देवेषु त्र्यायुषम्) विद्वा ंसो हि देवाः। श० कां० ૩ શ૦ ૭ આ પ્રમાણથી વિદ્વાનની દેવસંજ્ઞા છે. દેવોનું જેવું વિદ્યા પ્રભાવયુક્ત ત્રણગણું આયુષ્ય હોય છે, (तत् नः अस्तु त्र्यायुषम्) તેવુંજ અમારૂં આયુષ પણ ઇંદ્રિયો તથા મન આદિ સહિત સુખયુક્ત થાવ, કે જેથી અમે ત્રણસો વર્ષ સુધી સુખપૂર્વક રહિએ. અને ઉત્તમ પદાર્થોનો ઉપભોગ કરીએ. તાત્પર્ય એ છે કે બ્રહ્મચર્યાદિ સુનિયમોનું યથાવત પાલન કરવાથી મનુષ્ય પોતાનું આયુષ્ય, જેની સામાન્ય મર્યાદા સો વર્ષની છે, તેને ત્રિગુણ અર્થાત ત્રણ સો વર્ષનું કરી શકે છે. વેદમાં જમદગ્ન્યાદિ શબ્દો ઉપર પ્રમાણેના અર્થના વિધાયક છે. આથી સિદ્ધ થાય છે કે વેદમાં ઇતિહાસનો લેશ પણ નથી; અને સાયણાચાર્યાદિએ પોતાનાં ભાષ્યોમાં ઇતિહાસનું વર્ણન કર્યું છે. તે ભ્રમમૂલકજ છે એમ જાણવું. માત્ર બ્રાહ્મણ ગ્રંથોનાંજ ઇતિહાસ આદિ નામ છે; પણ બ્રહ્મવૈવર્ત તથા શ્રીમદ્ ભાગવતાદિનાં નહિ.

પ્રશ્ન—પણ બ્રહ્મયજ્ઞ વિધાનમાં કોઇ કોઇ સ્થળે બ્રાહ્મણ તથા સૂત્ર ગ્રંથોમાં પુરાણ, નારાશંસી, કલ્પ, ગાથા ઇતિહાસાદિ શબ્દો આવે છે જેમ કે—ब्राह्मणानीतिहासान् पुराणानि कल्पान् गाथानाराशंसीः આ ઉપરથી સાફ માલૂમ પડે છે કે બ્રહ્મવૈવર્તાદિનેજ પુરાણ કહે છે. વળી અથર્વ વેદમાં પણ એને માટે પ્રમાણ છે કેઃ—

स बृहतीं दिशमनुव्यचलत् । तमितिहासश्च पुराणं च गाथाश्च नाराशंसीश्चानुव्यचलन्। इतिहासस्य च वै सपुराणस्य च गाथानां च नाराशंसीनां च प्रियं धाम भवति य एवं वेद॥

अथर्व० कां० १५ प्रपा० ३० अनु० १ मं० ४

આમ છે છતાં ભાગવતાદિ ગ્રંથોનું ઇતિહાસાદિ સંજ્ઞાથી ગ્રહણ કેમ નથી કરતા?

ઉત્તર—એમ નહીં કહો આ પ્રમાણોથી બ્રાહ્મણ ગ્રંથોનુંજ ગ્રહણ થાય છે નહીં કે શ્રીમદ્ ભાગવતાદિનું. કારણ કે બ્રાહ્મણ ગ્રંથોમાં ઇતિહાસાદિનો અંતરભાવ છે જેમ કેઃ-

देवासुराः संयत्ता आसन् ॥

દેવ અને રાક્ષસોનું યુદ્ધ થયું.

આવાં વચનોને ઇતિહાસ કહે છે.

सदेवसोम्येदमग्रआसीदेकमेवाद्वितीयम् ।

छान्दोग्योपनिषदि प्रपा० ६

જગત્‌ની પૂર્વે તેજ એક પરમાત્મા હતો.

आत्मा वा इदमेकमेवाग्रआसीन्नान्यत् किंचनमिषत् ।

ऐतरेयोप० अ० १ खं १.

शतपथादिब्राह्मणोमा जे प्रश्नोत्तर रूपे याज्ञवल्क्य जनकना संवाद, गार्गी तथा मैत्रेयी आदिना संवाद करेला होय छे तेने गाथा कहे छे

**नाराशंसो यज्ञ इति कथको नरा अस्मिन्नासीना· शंसन्त्यग्निरिति शाकपूणिर्नरै प्रशस्यो भवति ।**

**नि० अ० ८ खं० ६**

मनुष्योनी प्रशंसा जेमा करेली होय तेवा ब्राह्मण ग्रंथो तथा निरुक्ता दिनी अंतर्गत कथाओने नाराशंसी कहे छे उपरना लक्षणोथी युक्त होवाथी ब्राह्मण ग्रंथोनेज इतिहास, कल्प, नाराशंसी, पुराण वगेरे नामो आपेला छे ते विरुद्ध अर्वाचीन अढार पुराणाभासो पुराण न्ही शमयज नहीं आ विषे न्याय दर्शननु पण प्रमाण छे

**वाक्यविभागस्य चार्थग्रहणात् ॥**

**न्या० द० अ० २ आ० २ सू० ६०**

अर्थ —ब्राह्मण ग्रथना शब्दो लौकिक छे पण वैदिक नथी तेमा त्रण भाग छे, ते नीचे प्रमाणे –

(૧) વિધાન કરેલાં કર્મના ગુણોની પ્રશંસા જેમાં કરેલી હોય તેને સ્તુતિ કહે છે. એવાં સ્તુતિ વાક્યોથી સાંભળનારના મનમાં તેવાં કામ કરવાની ઇચ્છા અને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે જેમકે-વિદ્વાનોએ સર્વેને જીતિને સર્વ પ્રકારનાં સુખો ની પ્રાપ્તિ કરી. સર્વત્ર વિજય થયો કે પછી જે જોઇએ તે મળે છે વગેરે.

(૨) અનિષ્ટ કથનને નિંદા કહે છે. દુષ્કર્મ કોઇ ન કરે માટે તેની નિંદા કરેલી હોય છે જેમ કે-જ્યોતિષ્ટોમ એ મુખ્ય યજ્ઞ છે; તે ન કરતાં જે બીજો યજ્ઞ કરશે તે દુઃખ પામશે. ઇત્યાદિ.

( ૩ ) બીજાએ કરેલા કામનું વર્ણન કરવું તે પરકૃતિ કહેવાય. જેમકે આ માણસે ચોરી કરી હતી તેથી તેને કેદની શિક્ષા મળી છે વગેરે

( ૪ ) જેમાં કોઇનો ઇતિહાસ કહેલો હોય તેને પુરાકલ્પ કહે છે. જેમ કે—જનકની સભામાં યાજ્ઞવલ્ક્ય, ગાર્ગી અને શાકલ્ય આદિએ એકઠાં મળીને પરસ્પર પ્રશ્નોત્તરની રીતે સંવાદ કર્યો હતો.

આ પ્રમાણે ચાર પ્રકારનો અર્થવાદ છે.

**विधिविहितस्यानुवचनमनुवादः ॥**

**न्या० द० अ० २ आ० २ सू० ६४.**

અર્થ.—પૂર્વે કહેલી વાતનું પુનઃ સ્મરણાર્થે વર્ણન કરવું તે અનુવાદ કહેવાય છે. એ બે પ્રકારનો છે ( ૧ ) શબ્દાનુવાદ ( ૨ ) અર્થાનુવાદ

**न चतुष्ट्वमैतिह्यार्थापत्तिसंभवाभावप्रामाण्यात् ॥**

**न्या० द० अ० २ आ० २ सू० १.**

અર્થ —ઐતિહ્ય, અર્થાપત્તિ, સંભવ અને અભાવ એ સુદ્ધાં બીજાં પણ ચાર પ્રમાણો છે. " એમ કહ્યુ " આવા પ્રકારના વાક્યો પણ ઐતિહ્ય પ્રમાણમાં આવે છે.

આ પ્રમાણોથી પણ સિદ્ધ થાય છે કે વેદ અને બ્રાહ્મણ એ જૂદા જૂદા છે. અર્થાત્ બ્રાહ્મણને વેદસંજ્ઞા અપાતી નથી. બ્રાહ્મણ વેદનાં વ્યાખ્યાન છે પણ વેદ નહિ. કારણ કે બ્રાહ્મણ ગ્રંથોમા इषेत्वोर्जे ઇત્યાદિ મંત્રોની પ્રતીક મૂકીને તેની વ્યાખ્યા કરેલી હોય છે. વળી મહાભાષ્યમાં કહ્યું છે કેઃ—

**केषां शब्दानाम् । लौकिकानां वैदिकानांच । तत्र लौकिकास्तावत् । गौरश्व. पुरुषोहस्तीशकुनिर्मृगो ब्राह्मण**

**इति । वैदिकाः खल्वपि । शन्नोदेवीरभिष्टय । इषेत्वोर्जेत्वा । अग्निमीळे पुरोहितम् । अग्नआयाहि वीतय इति**

અર્થ —મહા ભાષ્યકાર શબ્દને બે ભાગમા વહેચી નાખે છે (૧) લૌકિક અને (૨) વૈદિક

(૧) લૌકિક જેવાકે—ગાય, ઘોડો, મનુષ્ય, હાથી, પોપટ, હરણ બ્રાહ્મણ વગેરે

(૨) વૈદિક જેવાકે—शन्नो देवीरभीष्टयं, इषेत्वोर्जेत्वा, अग्निमीळे पुरोहितम्, अग्न आयाहि वीतये ઇત્યાદિ

આ ઠેકાણે મહર્ષિ **પતંજલીએ** વૈદિક ઉદાહરણોમાં માત્ર ચાર વેદોનાજ મંત્રની પ્રતીક મૂકી છે જો બ્રાહ્મણ ગ્રંથો વેદજ હોત તો તેમાના પણ ઉદાહરણ તે આપ્યા વિના રહેત નહિ બ્રાહ્મણ ગ્રંથોના ઉદાહરણ નથી આપ્યા તેજ સૂચવે છે કે મહા ભાષ્યકાર **પતંજલી** પણ બ્રાહ્મણ ગ્રંથોને વેદ નથી માનતા ગાય, ઘોડો વગેરે શબ્દો બ્રાહ્મણ ગ્રંથોના તો થઇ શકે કારણ કે બ્રાહ્મણ ગ્રંથોમા પણ લૌકિકજ શબ્દો છે તેમજઃ—

**द्वितीया ब्राह्मणे ॥ १ अष्टा० अ० २ पा० ३ सू० ६०**

**चतुर्थ्यर्थे बहुलं छन्दसि ॥ २ ॥**

**अष्टा० अ० २ पा० ३ सू० ६२**

**पुराणप्रोक्तेषु ब्राह्मणकल्पेषु ॥ ३ ॥**

**अष्टा० अ० ४ पा० ३ सू० १०५**

આ સૂત્રોમા પણ વ્યાકરણાચાર્ય પાણિની મુનિએ વેદ અને બ્રાહ્મણોમાં ખુલ્લો ભેદ દેખાડ્યો છે જો વેદ અને બ્રાહ્મણ એકજ હોત તો દ્વિતીયા બ્રાહ્મણે એ સૂત્રમાંથી બ્રાહ્મણે પદની અનુવૃત્તિ આવતી હતી તેમ છતાં આગળના સૂત્રમા છન્દસિ એ પદ શા માટે વાપરત એ પદ વાપર્યું છે તેથીજ એમ સિદ્ધ થાય છે કે વેદ અને બ્રાહ્મણ ગ્રંથ ભિન્નજ છે તેજ પ્રમાણે ( पुराणप्रोक्तेषु ) બ્રાહ્મણ અને કલ્પગ્રંથ એ ( પુરાણ ) પ્રાચીન બ્રહ્માદિ ઋષિઓએ વેદોના વ્યાખ્યાન કરવાને માટે બનાવેલા છે, એમ આ સૂત્રમા કહેલું છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે વેદ તે મૂળ અને બ્રાહ્મણો એના વ્યાખ્યાન રૂપ છે

ब्रह्म वै ब्राह्मणः क्षत्र ँ राजन्य॥ श॰ कां॰ १३ अ॰ १
समानार्थावेतौ ब्रह्मन्शब्दो ब्राह्मणशब्दश्च ॥
महाभाष्ये अ॰ ५ पा १ आं॰ १

બ્રહ્મ અને બ્રાહ્મણ એકાર્થવાચીજ છે માટે બ્રહ્મનાદી ચાર વેદ જાણનારા વિદ્વાન બ્રાહ્મણોએ વેદના જે વ્યાખ્યાનો કર્યા તેજ આ બ્રાહ્મણો છે. કાત્યાયને પણ વેદના અર્થજ બ્રાહ્મણમા હોવાથી બન્ને એકજ છે એમ સમજીને મન્ત્રબ્રાહ્મણયોર્વેદનામધેયમ્ એ પ્રમાણે કહેવુ હોવુ જોઇએ કાત્યાયનની પેઠે બીજા કોઇ પણ ઋષીએ વેદ અને બ્રાહ્મણને એક નથી માન્યા માટે વેદ અને બ્રાહ્મણ ગ્રથ જૂદાજૂદા છે. માટે બ્રાહ્મણ ગ્રથને વેદોના જેટલા પ્રમાણભૂત ગણવા નહિ. બ્રાહ્મણ ઈશ્વરોક્ત ન હોવાને લીધે પરતઃપ્રમાણ માનવા જોઇએ માત્ર વેદનેજ ઈશ્વરોક્ત હોવાથી સ્વતઃપ્રમાણ માનવા જોઇએ

## इति वेदसंज्ञाविचारः

———+=०=+——— ६

## अथ ब्रह्मविद्याविषय

પ્રશ્ન—વેદમા સર્વ વિદ્યાઓ છે કે નહિ ?

ઉત્તર—હા સર્વ વિદ્યાઓ મૂળરૂપે એમા છે તે સર્વમા બ્રહ્મવિદ્યા મુખ્ય હોવાથી તેનુ દિગ્દર્શન અહીંઆ સક્ષેપમાં કરીશુ

तमीशानं जगतस्तस्थुषस्पतिं धियं जिन्वमवसेहूमहे-
वयम्। पूषानो यथा वेद सामसद्वृधे रक्षिता पायुरदब्धः
स्वस्तये॥ १॥ ऋ॰ अ॰ १, अ॰ ६, व॰ १५ मं ५.

અર્થ —( तम् ईशानम् ) જે જગતકર્તા પરમાત્મા ( जगत तस्थुष पतिम् ) આ સ્થાવર તેમજ જગમ જગતનો સ્વામી છે અને ( धियम् जिन्वम् ) જે બુદ્ધિનો તૃપ્તિકર્તા છે (સપૂર્ણ જ્ઞાનનો દાતા છે) તેને ( अवसे हमहे वयम् ) અમે રક્ષાને માટે બોલાવીએ છીએ અર્થાત અમારા રક્ષણને માટે તેની પ્રાર્થના કરીએ છીએ એજ ( पूषा न. ) અમને બલદાતા છે, ( यथा वेदसाम् असद्वृधे ) હે પરમેશ્વર! આપ જેમ અમારા વિદ્ય તથા સુવર્ણાદિ ધનની વૃદ્ધિ કરતા છો, તેમજ

કૃપા કરીને ( रक्षिता ) રક્ષણકર્તા પણ રહેજો, અને જેમ ગ્રહણ કરો તેમ ( पायु शादब्ध स्वस्तय ) અમારા કલ્યાણને માટે પણ સદા તત્પર રહેજો અર્થાત્ અમને એવી બુદ્ધિ આપો કે જેથી અમે સત્કર્મો કરીને કલ્યાણના ભાગી થઇએ

तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । दिवीव चक्षुराततम् ॥२॥ ऋ० अ० १ अ० २ व० ७ म० ५

१ અર્થ —આ મંત્રોનો અર્થ વેદવિષય પ્રકરણમાં પાન ૭૪ ઉપર આપેલો છે ત્યાં જોઈ લેવો

परीत्य भूतानि परीत्य लोकान् परीत्य सर्वाः प्रदिशो दिशश्च । उपस्थाय प्रथमजामृतस्यात्मनात्मानमभिसं विवेश ॥ ३ ॥ यजु० अ० ३२ मं० ११.

અર્થ —( परीत्य भूतानि ) જે પરમાત્મા આકાશાદિ પંચ મહાભૂત ( परीत्य लोकान् ) સૂર્યાદિ લોકો ( परीत्य सर्वा प्रदिश दिशश्च ) તથા પૂર્વાદિ દિશાઓ તેમજ આગ્નેયાદિ ઉપદિશાઓમાં વ્યાપક છે, તથા જે ( ऋतस्य ) સત્ય સામર્થ્યવાન છે અને જે ( प्रथमजाम ) સૂક્ષ્મ ભૂતોનો ઉત્પન્ન કરનાર છે, તે આનંદમય પરમાત્માની જે જીવાત્મા ( आत्मना ) અંતઃકરણ પૂર્વક ( उपस्थाय ) ઉપાસના કરે છે તેને ( आत्मानम् ) પરમાત્માનું જ્ઞાન થાય છે, અને તેજ પરમેશ્વર પ્રાપ્તિ થઇને ( अभिसंविवेश ) મોક્ષ સુખાદિનો પણ અનુભવ થાય છે

महद्यक्षं भुवनस्य मध्ये तपसि क्रान्तं सलिलस्य पृष्ठे। तस्मिञ्छ्रयन्ते य उ के च देवा वृक्षस्य स्कन्धः परित इव शाखाः ॥४॥

अथर्व० कां० १० प्रपा० २३ अनु० ४ मं० ३८.

અર્થ—( महत् ) જે મોટો મહાન ( यक्षम् ) સર્વે મનુષ્યોનો પૂજ્ય ( भुवनस्य ) સર્વ સંસારમાં ( मध्ये ) પરિપૂર્ણ વ્યાપ્ત ( तपसि क्रान्तम् ) પૂર્ણ જ્ઞાની ( सलिलस्य ) પ્રલયાનન્તર રહે [illegible] આકાશની ( पृष्ठे ) પાછી પણ [illegible] રહેનાર છે

તે બ્રહ્મને સર્વેએ જાણવો જોઇએ. વળી જેવી રીતે ( वृक्षस्य स्कन्धः ) વૃક્ષના થડને આધારે ( परितः ) ચારે તરફ ( शाखाः ) ડાળીઓ પ્રસરેલી હોય છે તેવી રીતે (तस्मिन्) તે બ્રહ્મને ( श्रयन्ते ) આધારે ( यः उ केच ) આ વસુ આદિ તેત્રીસ દેવ રહે છે (સર્વ વિશ્વ રહે છે )

## न द्वितीयो न तृतीयश्चतुर्थो नाप्युच्यते ॥५॥ न पञ्चमो न षष्ठः सप्तमो नाप्युच्यते ॥६॥ नाष्टमो न नवमो दशमो नाप्युच्यते ॥७॥

### अथर्व० कां० १३ अनु० ४ मं० १६।१७।१८.

અર્થ:—( न द्वितीयः ) તે પરમાત્માને બીજો ( न तृतीय ) ત્રીજો ( चतुर्थः) ચોથો ( न अपि उच्यते ) કહી શકાતો નથી. તેમજ પાંચમો છઠ્ઠો કે સાતમો પણ નથી કહેવાતો. તેજ પ્રમાણે આઠમો નવમો કે દશમો પણ નથી કહેવાતો.

## तमिदं निगतं सहः स एष एक एक वृदेक एव ॥८॥ सर्वे अस्मिन् देवा एकवृतो भवन्ति ॥९॥

### अथर्व० कां० १३ अनु० ४ मं २०। २१.

અર્થ:—( इदम् ) આ જગતમા ( निगतम् ) સર્વત્ર વ્યાપ્ત છે ( तम् ) તેજ પરમાત્માને આ સકલ જગત્ પ્રાપ્ત થયેલું છે, એટલે કે તેનાથી વ્યાપેલું છે, કારણ કે વ્યાપક અને વ્યાપ્યનો નિસર્ગ સંબંધ છે. ( सहः ) તે સઘળું સહન કરનાર હોવાથી તેને સહ કહે છે; અને ( सः एक एव ) તે એકજ છે. એક શબ્દનું ત્રણ વખત ગ્રહણ કરવાથી બતાવે છે કે તેના વિના અન્ય કોઇજ નથી. એટલે કે બીજો કોઇ ઇશ્વર છેજ નહિ. માટેજ ઇશ્વરને સજાતીય વિજાતીય અને સ્વગત ભેદ રહિત કહે છે. એવા સર્વ શક્તિમાન પરમાત્મામાંજ ( सर्वे देवा. ) પૂર્વોક્ત વસુ આદિ સર્વે દેવ ( एक वृत ) એક વૃત ( भवन्ति ) છે અર્થાત્ એને એકલાનેજ આશ્રયે રહે છે

આ પ્રમાણે બીજા પણ બ્રહ્મવિદ્યા પ્રતિપાદક મંત્રો વેદમાં ઘણા છે પરન્તુ ગ્રંથ વિસ્તાર ભયને લીધે અહીં નથી લખ્યા જ્યાં જ્યાં વેદમાં એવા મંત્રો આવશે ત્યાં ત્યાં ભાષ્ય કરતી વખતે ખુલાસો કરીશું

## इति ब्रह्मविद्याविषयः

—— ० ——

## अथ वेदोक्तधर्मविषयः संक्षेपतः प्रकाश्यते

**संगच्छध्वं सं वदध्वं सं वो मनांसि जानताम् । देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥ १ ॥**

ऋ० अ० ८ अ० ८ व० ४९ म० २

અર્થ—ઈશ્વર મનુષ્યોને ઉપદેશ કરે છે કે (संगच्छध्वम्) હે મનુષ્યો! જે પક્ષપાતરહિત સત્યલક્ષણોથી યુક્ત ધર્મ છે તેનું ગ્રહણ કરો, અને તેની પ્રાપ્તિને માટે એક બીજાની સાથે વૈરભાવ મૂકી દઈને પરસ્પર એકઠા મળીને એક મત થાઓ કે જેથી તમારાં ઉત્તમોત્તમ સુખોની વૃદ્ધિ થાય અને સર્વ દુઃખોનો નાશ થાય (संवदध्वम्) તેવી રીતે એકઠા મળીને પરસ્પર જલ્પ* વિતંડાદિ વિરૂદ્ધવાદને છોડી દઈને પ્રીતિપૂર્વક પ્રશ્નોત્તરની રીતે સંવાદ કરો કે જેથી તમારી સદ્વિદ્યા તથા સદ્ગુણની વૃદ્ધિ થાય (सं वो मनांसि जानताम्) તમે લોકો તમારા યથાર્થ જ્ઞાનને નિત્ય વધારતા રહો જેથી તમારૂં મન પ્રકાશયુક્ત થઈને નિત્ય પુરૂષાર્થને વધારે તથા તમે જ્ઞાની થઈને નિત્ય આનંદમાં રહો અને હમેશાં ધર્મનુંજ સેવન કર્યા

---

*જલ્પ તથા વિતણ્ડા એ એક જાતના વાદ છે ન્યાયશાસ્ત્રમાં વાદને ત્રણ ભાગમાં વિભક્ત કર્યો છે—(૧) વાદ (૨) જલ્પ (૩) વિતણ્ડા।

(૧) વાદ—સિદ્ધાન્તની વિરૂદ્ધ ન હોય તેવાં પ્રમાણ અને તર્કથી ન્યાયના પાંચ અવયવપૂર્વક [પાંચ અંગ (૧) પ્રતિજ્ઞા (૨) હેતુ (૩) ઉદાહરણ (૪) ઉપનય (૫) નિગમન] પોતાના પક્ષનું મંડન કરવું અને ઉપરના સાધનો સહિત સામા પક્ષનું ખંડન કરવું તેને વાદ કહે છે

(૨) જલ્પ—વાદમાં કહેલાં સાધનો સહિત છલ જાતિ અને નિગ્રહસ્થાન પૂર્વક વાદ કરવો તેને જલ્પવાદ કહે છે

(૩) વિતણ્ડાવાદ—જલ્પમાં કહેલાં સાધનો સહિત વાદ કરે પણ પોતે પોતાના પક્ષનું સ્થાપન ન કરે તેને વિતણ્ડાવાદ કહે છે

કરો. ( यथा पूर्वे: ) જેમ પૂર્વના ( देवाः सञ्जानानाः ) યથાર્થ જ્ઞાનવાળા વિદ્વાનો વેદ રીતિએ સત્યધર્મનું આચરણ કરતા તેમ તમેપણ કરો. કારણ ધર્મનું જ્ઞાનત્રણ પ્રકારે થઇ શકે છે. એક તો ધર્માત્મા વિદ્વાનોની શિક્ષાથી, બીજું આત્માની શુદ્ધિ તથા સત્ય જાણવાની ઇચ્છા અને ત્રીજું પરમેશ્વરની કહેલી વેદવિદ્યાને જાણવાથી મનુષ્યોને સત્યાસત્યનો યથાવત્ બોધ થાય છે. અન્યથા નહિ.

समानो मन्त्रः समितिः समानी समानं मनः सहचित्तमेषाम्।
समानं मन्त्रमभिमन्त्रये वः समानेन वो हविषा जुहोमि ॥ २ ॥

ऋ० अ० ८ अ० ८ व० ४९ मं० ३.

અર્થ—હે મનુષ્યો ! ( समानः मन्त्र ) તમારો મંત્ર અર્થાત્ ઈશ્વરથી પૃથ્વી પર્યંતના પદાર્થોના ગુપ્ત સામર્થ્ય તથા ગુણોનુ જ્ઞાન, તેનો વિચાર, જેમ રાજા અને તેના મંત્રીના સત્યાસત્ય વિચાર એકજ હોય છે, તેમજ તમારા પણ તે સત્ય, સર્વોપકારક વિચાર તુલ્ય અર્થાત વિરોધ રહિત થાઓ. એટલે કે જ્યારે જ્યારે કોઇ વાધા ભરેલા વિષય ઉપર વિચાર કરો ત્યારે ત્યારે સભાસદોના જૂદા જૂદા મત પડે તો પણ તે સર્વમાંથી સાર લઇને તેમાંથી જે સર્વ મનુષ્યોના હિતકર અને સદ્ગુણયુક્ત હોય તે મતને અનુસારે કામ કરો, કે જેથી સર્વે મનુષ્યોના ઉત્તમોત્તમ સુખની વૃદ્ધિ થાય ( समितिः समानी ) તમારી સામાજીક નિયમ વ્યવસ્થા, અર્થાત્ ન્યાયનો પ્રચાર સર્વ મનુષ્યોના માન તથા જ્ઞાન, કલા, બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસાદિ શુભગુણોના સાધક, શિષ્ટ મનુષ્યોની સભાવડે રાજ્ય પ્રબંધ સંબંધિની, પરમાર્થ તથા વ્યવહારની સાધક, બુદ્ધિ, શરીરબળ અને આરોગ્યવર્ધક શુભ કર્મ, સર્વે મનુષ્યોની સ્વતંત્રતા, દાન તથા સુખવર્ધનને માટે એકરસ કરો. અર્થાત એવા પ્રકારની મર્યાદા બાંધો કે બધાને સમાન થઇ પડે. ( समानम् मनः ) તમારા સંકલ્પ વિકલ્પાત્મક મન ( સંકલ્પ એટલે અભિલાષા, ઇચ્છા વગેરે; વિકલ્પ એટલે અપ્રીતિ, દ્વેષ વગેરે. શુભગુણોમાંતિ સંકલ્પ અને અશુભ ગુણોમાંન વિકલ્પ રાખવો ) પરસ્પર એક મત થાઓ અને ( चित्तम् ) પૂર્વપરાનુભૂત સ્મરણાત્મક ધર્મ તથા ઈશ્વરસંબંધીનું ચિંતન તે

પણ સમાન અર્થાત્ સર્વ પ્રાણિઓના દુખનો નાશ અને સુખની વૃદ્ધિકર્તા થાઓ (सह) તમે તમારૂ સર્વ સામર્થ્ય પરસ્પર એક બીજાના સુખ અને ઉપકારને માટે વાપરો, પરન્તુ એક બીજાની અવદશા કરવાને માટે વાપરશો નહિ (एषाम) જે લોક ઉપર પ્રમાણે સર્વજીવો પ્રતિ સ્વાત્મભાવ રાખીને વર્ત્તે છે તેવા પરોપકારી અને બીજાઓને પરમસુખ આપનારાઓ ઉપર હું પ્રસન્ન થાઉં છું; અને (समानम् मन्त्रम् अभिमन्त्रये) તમને ઉપર કહેલા ધર્મની આજ્ઞા કરૂં છું તે પ્રમાણે વર્ત્તો કે જેથી તમારા સત્યનો નાશ અને અસત્યની વૃદ્ધિ ન થાય (समानेन व हविषा जुहोमि) તથા હે મનુષ્યો! તમે જે જે પદાર્થનું કોઇને દાન કરવાની ઇચ્છા કરો અથવા કોઈની પાસેથી ગ્રહણ કરો તે તે સત્યધર્મથી યુક્તજ કરો. આથી હું તમારો સત્યની સાથે અને સત્યનો તમારી સાથે સંબંધ કરૂં છું. માટે મારા કહેલા ધર્મનું જ તમે પાલન કરો.

**समानीव आकूति समाना हृदयानि वः। समानमस्तु वो मनोयथा व सुसहासति ॥ ऋ० अ० ८ अ० ८ व० ४९. मं ४.**

અર્થ—હે મનુષ્યો! તમે સર્વ એકમત રહીને ધર્મનું સેવન કરો અને સર્વદા સુખને વધારો. (व आकूति) તમારા વ્યવસાય, ઉત્સાહ, તથા રીતભાત એ સર્વ (समानी) પરસ્પરનો ઉપકાર કરવામાં અને સર્વ જનોનું સુખ વધારવામાં સર્વદા તત્પર રહો. તમે સર્વએ મળીને મારા કહેલા વૈદિકધર્મનો ઉપદેશ સર્વદા કરીને તેનો લોપ ન થાય તેમ વર્તવું (व हृदयानि) તમારાં અંતઃકરણ સર્વદા [समानम] નિર્વૈર, પ્રેમથી પૂર્ણ અને આનંદિત રહો [व मन] તમારાં મન તેમની વૃત્તિઓ સહિત [समानम] સર્વદા સરખાં રહો. મનને માટે શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે—

**काम संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रधा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव तस्मादपि पृष्ठत उपस्पृष्टो मनसा विजानाति ॥ श० कां० १४ अं० ४.**

અર્થ,—મનનો અર્થ મનન કરવું અગર વિવેક કરવો એવો છે
काम—શુભ ગુણની ઇચ્છા
सकल्प—શુભ ગુણની પ્રાપ્તિના અનુરાગની ઇચ્છા
विचिकित्सा—પ્રથમ સંશય ઉત્પન્ન થયો હોય તે સંબંધી નિશ્ચય કરવાની ઇચ્છા.

શ્રદ્ધા—ઈશ્વર, સત્યધર્મ ઈત્યાદિ ઉપર પૂર્ણ વિશ્વાસ
અશ્રદ્ધા—નિરીશ્વર વાદ, તથા અધર્મ ઈત્યાદિ ઉપર સર્વથા અનિશ્ચય
ધૃતિ—સુખ અથવા દુ ખની વખતે પણ ઈશ્વર અને ધર્મ ઉપર સદૈવ નિશ્ચય
રાખવો તે
અધૃતિ—અનાભ ગુણોનુ આચરણ કરવામા અધીર રાખવી તે
હ્રી—સત્યધર્મનુ આચરણ ન કરવાથી અને અસત્યધર્મનુ આચરણ કરવાથી
જે લજ્જાયુક્ત અ કુચિત મનોવૃત્તિ થાયછે તે
ધી—શુભ ગુણોને શીઘ્ર ધારણ કરનારી બુદ્ધિ
ભી—અસત્યાચરણ ઈશ્વરની આજ્ઞાનુ ઉલ્લઘન પાપાચરણ વગેરે કરતા
ઈશ્વર આપણને જુએછે એવી મનમા ઉત્પન્ન થતી બીક

આ સઘળી મનની વૃત્તિઓ છે માટેજ મનવડે સર્વ વ્યાવહારિક જ્ઞાન થાયછે (યથા વ સુહાસતિ) હે મનુષ્યો। જે પ્રયત્ન કરવાથી તમારા સુખની વૃદ્ધિ થાય, એક બીજાને સહાય કરી શકો અને એક બીજાનુ સુખ વધારી શકો, તે પ્રયત્ન તમારે સદા કરવો અર્થાત્ બીજાને સુખી જોઇને તમારે સુખી થવુ અને બીજાને દુ ખી જોઇને તમારે દુ ખી થવુ બીજાના દુ ખનો વધારો થાય તેમ ન કરતા સવ લોકો સ્વતંત્ર અને સુખી થાય તેમ કરવુ

दृष्ट्वा रूपे व्याकरोत्सत्यानृते प्रजापतिः ।
अश्रद्धामनृते दधाच्छ्रद्धां सत्ये प्रजापतिः ॥ ४ ॥

यजुः० अ० १९ मं० ७७.

અર્થ—પરમાત્મા સર્વને ઉપદેશ કરેછે કે તમે સતત સત્ય ઉપર શ્રદ્ધા અને અસત્ય ઉપર અશ્રદ્ધા રાખો (પ્રજાપતિ) પરમેશ્વરે (સત્યાનૃત) ધર્મ અને અધર્મના (રૂપ) સ્વરૂપ કે જે સંસારમા પ્રસિદ્ધ અને જે અપ્રસિદ્ધ* છે એમ જાણીને (વ્યાકરાત્) પોતાની વિદ્યાના સામર્થ્યથી તેનો ભેદ સ્પષ્ટ કર્યો (અશ્રદ્ધામ્ અનૃત) તેણે એવી આજ્ઞા કરી કે સર્વએ અધર્મ ઉપર કદી પણ શ્રદ્ધા ન કરવી અને (સત્ય) વેદશાસ્ત્ર પ્રતિપાદિત પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ પક્ષ

*ધર્મ અને અધર્મના લક્ષણ શરીરની બહારની ચેષ્ટાઓસાથે સબધ રાખે છે તે પ્રસિદ્ધ, અને જે આત્માની સાથે સબધ રાખે છે તે અપ્રસિદ્ધ અથવા ગુપ્ત કહેવાય છે

पात रहित न्याययुक्त अने सत्यधर्म उपर ( श्रद्धाम् दधातु ) सर्वेए विश्वास राखवो अर्थात सवए पोताना मनने अधर्ममाथी पाछु खेची धर्ममा वगाडवु जोइए

दते दृंह मा मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम् । मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे । मित्रस्य चक्षुषा समीक्षामहे ॥ ५ ॥

यजुः अ० ३६ मं० १८

અર્થ —સર્વે મનુષ્યોએ સર્વની સાથે મિત્રભ ન રાખવો કોઇનીપણ સાથે નિષ્કારણ વૈર ન કરવુ ( दते ) હે સર્વ દુ ખ વિનાશક ઈશ્વર ! મારા ઉપર કૃપા કરો કે જેથી હુ સત્યધર્મને યથાવત જાણુ ( सवाणि भूतानि ) સર્વ પ્રાણિમાત્ર ( मा ) મને સવદા ( मित्रस्यचक्षषा ) મિત્ર ભાવથી ( समीक्षन्ताम् ) જુએ અર્થાત્ મારા મિત્ર થાય ( माम ) એવી સદિચ્છાયુ ત જે હુ તેને ( दृंह ) સદૈદિત ઉન્નતિયુક્ત કર અને ( अहम ) હુ પણ ( मित्रस्य चक्षुषा ) મિત્ર બુદ્ધિથી—સર્વ પ્રાણિઓને આ મવત્ ગણીને ( सर्वाणि भूतानि ) પ્રાણિમાત્રને ( समीक्ष ) જોઇશ ( मित्रस्य चक्षुषा समीक्षामहे ) એજ પ્રમાણે અમે સર્વ એક બીજાને મિત્રભાવથી જોઇએ અમે સર્વ મળીને એક બીજાના સુખની વૃદ્ધિ કરીએ આ ઈશ્વરોક્ત ઐક્યમૂલક ધર્મ જે પાળો તેનુજ કલ્યાણ થશે

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यताम् । इदमहमनृतात्सत्यमुपैमि ॥ ६ ॥

यजुः अ० १ मं० ५.

અર્થ —સર્વે મનુષ્યોએ ઇશ્વરનીજ સહાયની ઇચ્છા કરવી કારણ તેની સહાયતા વિના સત્યધર્મનું જ્ઞાન અને અનુષ્ઠાન કરવાની શકિત પ્રાપ્ત થતા નથી. ( अग्न ) હે જ્ઞાનસ્વરૂપ પરમાત્મન ! ( व्रतपत ) હે સત્યપતે ! ( व्रतम् ) સત્ય ધર્મનુ આચરણ ( चरिष्यामि ) કરવાનો મે નિશ્ચય કર્યો છે [ सत्यमेव देवा अनृतं मनुष्या । एतद्ध वै देवा व्रतं चरन्ति यत्सत्यम ॥ श० कां० १ अ० १ ] સત્યા ચરણ કરે છે તે દેવ છે અને અસત્ય માર્ગે જનારા મનુષ્ય કહેવાય છે, માટે સર્વેએ

સત્યાચરણ કરવું જોઇએ સત્યાચરણ એજ ધર્મ છે (तत् शकेयम्) જે રીતે સત્યધર્મનું આચરણ કરવાને હું સમર્થ થાઉં (तत् मे राध्यताम्) તે રીતની સિદ્ધિ મારી પાસે આપની કૃપાથી સદૈવ રહો. હું જે વ્રત ધારણ કરવાની ઇચ્છા રાખું છું તે (इदम्) આ છે. (अहम्) હું (अनृतात्) અધર્માચરણને, છોડીને (सत्यम्) સત્યધર્મને (उपैमि) સ્વીકાર કરું છું.

ઇશ્વરની પ્રાર્થના કરીને પોતે પુરૂપાર્થ કરીને આ ધર્મનું અનુષ્ઠાન સર્વેએ કરવું જોઇએ. જે મનુષ્ય પુરૂષાર્થ કરતો નથી (આળસમાં દિવસ ગુમાવે છે) તેના ઉપર ઇશ્વર કૃપા નથી કરતો જે પ્રમાણે આંખવાળો મનુષ્ય જોઇ શકે છે અને આંધળો જોવાને અશક્તિમાન છે તેવી રીતે પુરૂપાર્થી, ધર્માચરણ કરનાર અને ઇશ્વરનો અનુગ્રહ ઇચ્છનાર ઉપરજ પરમેશ્વર દયા કરે છે. પરમેશ્વરે જીવને પુરૂષાર્થ કરવાનાં સાધન પ્રથમથીજ આપેલાં છે. તેનો ઉપયોગ જે કરતો નથી તેને પરમાત્માની સહાય પણ મળતી નથી જે પદાર્થનો જેટલો ઉપયોગ કરવો શક્ય છે તેટલો ઉપયોગ કર્યા પછી ઇશ્વરના અનુગ્રહની ઇચ્છા રાખવી. તાત્પર્ય કે પુરૂષાર્થ કરવાથીજ ઇશ્વર સંતુષ્ટ થાય છે.

## व्र॒तेन॑ दी॒क्षामा॑प्नोति दी॒क्षया॑प्नोति॒ दक्षि॑णाम् ।
## दक्षि॑णा श्र॒द्धामा॑प्नोति श्र॒द्धया॑ स॒त्यमा॑प्यते ॥ ७ ॥

### यजुः० अ० १९ मं० ३०

અર્થ:—જે માણસ ધર્મનો જીજ્ઞાસુ હોય છે તેનેજ સત્યનું જ્ઞાન થાય છે, માટે સત્ય ઉપરજ સર્વેએ વિશ્વાસ રાખવો. અસત્ય ઉપર કદી પણ વિશ્વાસ ન રાખવો. જે (व्रतेन) સત્યનુ પાલન કરે છે તેનેજ (दीक्षाम्) ઉત્તમ અધિકાર (आप्नोति) પ્રાપ્ત થાય છે, (दीक्षया) એ ઉત્તમ ગુણવડે ઉત્તમ અધિકારી થવાથી તેને (दक्षिणाम्) સર્વ ઠેકાણેથી ઉત્તમ ફલ (आप्नोति) મળે છે—અર્થાત્ શુભગુણોના અચિરણથી જ્યા જાય ત્યાં એને માન મળે છે અને બીજાં પણ ઉત્તમ ઉત્તમ ફળ મળે છે (આ ફળનેજ દક્ષિણા કહે છે) જે વખતે બ્રહ્મચર્યાદિ સત્ય વ્રતો વડે તે દક્ષિણાયુક્ત થાય છે, અને જ્યારે સર્વના સત્કારને પ્રાપ્ત થાય છે ત્યારે તેના ઉપર સર્વનો (श्रद्धाम्) વિશ્વાસ (आप्नोति) બેસે છે કારણ સત્યના આચરણવડે સત્કાર થવોજ જોઇએ. (श्रद्धया) જેમ જેમ શ્રદ્ધા વધતી જાય છે તેમ તેમ (सत्यम्) પરમેશ્વર, મોક્ષ અને ધર્મ-

જ્ઞાનની ( आप्यते ) પ્રાપ્તિ સત્વર થાય છે માટે શ્રદ્ધા, ઉત્સાહ વગેરે પુરૂષાર્થ સાથ શુભસહિત પુરૂષાર્થ કરવો અને મોક્ષ સુધીના ઉત્તમ ફલોની સર્વએ પ્રાપ્તિ કરવી

श्रमेण तपसा सृष्टा ब्रह्मणा वित्तर्ऋतेश्रिता ॥ ९ ॥
नावृता श्रिया प्रावृता यशसा परीवृता ॥ १० ॥
अथर्व० कां० १२ अनु० ५ मं० १–२.

અર્થ —( श्रमण० ) ઇત્યાદિ મંત્રોમા ધર્મના લક્ષણો કરેલા છે ( तपसा ) ધર્માનુષ્ઠાન એજ ( श्रमण ) પ્રયત્ન કિંવા પુરૂષાર્થ છે આ પુરૂષાર્થસહિત પરમેશ્વરે મનુષ્યોને ( सृष्टा ) ઉત્પન્ન કર્યા છે અર્થાત્ મનુષ્યોને પુરૂષાર્થની સર્વ શક્તિઓ આપી છે માટે તેમણે ( ब्रह्मणा ) વૈદિક જ્ઞાનના સાધન વડે જ્ઞાની થવુ જોઇએ ( ऋतेश्रिता ) સરલતા અને પુરૂષાર્થનો તેમણે આશ્રય લેવો મનુષ્યોએ ( सत्यन ) વેદશાસ્ત્ર અને પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે પરીક્ષિત સત્ય એ બન્નેનો ( आवृता ) સર્વત્ર, સર્વદા આશ્રય લેવો જોઇએ ( श्रिया ) ઉત્તમ સદ્ગુણોવડે શોભનાર ચક્રવર્તી રાજ્યલક્ષ્મીથી ( प्रावृता ) યુક્ત થાઓ ( यशसा ) ઉત્કૃ૦ ગુણગ્રહણ કરો અને સત્યાચરણ રૂપ યશયુક્ત ( परीवृता ) થાઓ

स्वधया परिहिता श्रद्धया पर्य्यूढा दीक्षया गुप्ता यज्ञे प्रतिष्ठिता लोको निधनम् ॥ ११ ॥ अथर्व० कां० १२ अनु० ५ मं० ३.

અર્થ —હે મનુષ્યો ( स्वधया ) તમે તમારાજ પદાર્થોથી સંતુષ્ટ રહીને ( परिहिता ) સર્વ પ્રમાણે સર્વ મનુષ્યોનુ હિત કરો—બીજાઓને સહાય કરો ( श्रद्धया ) સત્ય ઉપર દૃઢ વિશ્વાસ ( पर्यूढा ) રાખો ( दीक्षया ) સત્પુરૂષ આપ્ત વિદ્વાન એમના ઉપદેશરૂપી દીક્ષાથી ( गुप्ता ) તમારૂ રક્ષણ થાઓ અને બીજાનુ રક્ષણ કરો ( यज्ञ ) ' यज्ञो वै विष्णुः " સર્વ વ્યાપક પરમેશ્વરની પ્રાપ્તિ, અશ્વમેધાદિ યજ્ઞ અને શિલ્પવિદ્યામાં ( प्रतिष्ठिता ) ઉન્નતિ

વેપાર વિના હરકતે ચાલે અને ધનની વૃદ્ધિ થાય તેમ કરવુ (ત્વિષિ ચ) ઉત્તમ ગુણરૂપી પ્રકાશ ચારે દિશાઓમા પ્રસારો (યશ ચ) ધર્માચરણ કરીને ઉત્તમ કીર્ત્તિ સપાદન કરો (વર્ચ ચ) સદ્વિદ્યાનો પ્રચાર કરવો, પઠનપાઠનાદિ કર્ત્તવ્ય યોગ્ય રીતિએ કરના (દ્રવિણમ ચ) અપ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિની ઇચ્છા ન્યાયને રસ્તે કરવી–મળેલાનુ રક્ષણ કરવુ—રક્ષિતની વૃદ્ધિ કરવી અને એવા વધારેલા દ્રવ્યને સત્કર્મોમા વાપરવુ આ ચાર પ્રકારના પુરૂષાર્થથી ધન ધાન્ય મેળવીને સદૈવ ઉન્નતિ કરી સુખ મેળવવુ

आयुश्च रूपं च नामं च कीर्त्तिश्च प्राणश्चापानश्च चक्षुश्च श्रोत्रं च ॥१४॥ पयश्च रसश्चान्नं चान्नाद्यं च ऋतं च सत्यं चेष्टं च पूर्त्तं च प्रजा च पशवश्च ॥१५॥

પસતા પદાર્થોનો સંગ્રહ પુરૂષાર્થવડે કરવો: ( પ્રજા ) સંતાન અને રાજ પુરૂષોને ઉત્તમ વિદ્યા શીખવીને સુધારવાં જોઇએ, ( પશવઃ ) હાથી, ઘોડા, બળદ વગેરેને કાળજીપૂર્વક ઉત્તમ શિક્ષા આપીને કામમાં લેવા. આ મંત્રોમાં અનેક ચકાર આવેલા છે તેથી બીજા પણ અનેક ઉત્તમ ગુણોનો બોધ થાય છે. માટે તે પણ સપાદન કરવા. આ પ્રમાણે અનેક મંત્રોમાં પરમેશ્વરે ધર્મનો ઉપદેશ કર્યો છે.

### ધર્મ વિષયે તૈત્તિરીય શાખાનાં પ્રમાણો.

ऋतं च स्वाध्याय प्रवचने च । सत्यं च स्वाध्याय प्रवचने च । तपश्च स्वा० । दमश्च स्वा० । शमश्च स्वा० । अग्नयश्च स्वा० । अग्निहोत्रं च स्वा० । अतिथयश्च स्वा० । मानुषं च स्वा० । प्रजा च स्वा० । प्रजनश्च स्वा० । प्रजातिश्च स्वा० । सत्यमिति सत्यवचा राथीतर. । तप इति तपो नित्यः पौरुशिष्टिः । स्वाध्यायप्रवचने एवेति नाको मौद्गल्यः । तद्धि तपस्तद्धि तपः ॥ १ ॥

અર્થઃ— સર્વે મનુષ્યોએ ( સ્વાધ્યાય ) વેદાધ્યયન અને ( પ્રવચન ) તે અધ્યયનનો બીજાને ઉપદેશ કરવો એ બે કૃત્યો સર્વદા કરવાં અને તેમની સાથે ( ઋતમ્ ) યથાર્થ જ્ઞાન મેળવવું અથવા બ્રહ્મોપાસના, ( સત્યમ્ ) પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પરીક્ષા કરીને નિશ્ચય કરેલા સત્યનેજ માનવું અને તેને અનુકૂલ કર્મ કરવાં ( તપઃ ) સુખ દુઃખાદિ દ્વંદ્વોનુ સહન કરીને ધર્માનુષ્ઠાનમાં મચ્યા રહેવું. ( દમ. ) સર્વ ઇન્દ્રિયોને અધર્મમાંથી ખેંચીને ધર્મમાર્ગમાં પ્રવૃત્ત કરવી. ( શમઃ ) મનવડે અધર્મનું ચિંતન પણ ન કરવું. ( અગ્નય. ) વેદ, શાસ્ત્ર તથા અગ્ન્યાદિ પદાર્થોના સંયોગથી પારમાર્થિક અને વ્યાવહારીક વિદ્યાઓનો લાભ સર્વને આપીને શીઘ્ર વિદ્યાની ઉન્નતિ કરવી. ( અગ્નિહોત્રમ્ ) નિત્ય હોમ તથા અશ્વમેધાદિ યજ્ઞથી વાયુ વૃષ્ટિ જલાદિની શુદ્ધિ કરીને સર્વને સુખ પોહોંચાડવું; ( અતિથયઃ ) ઉપદેશ કરવાને માટે ફરતારા પૂર્ણ વિદ્વાન અને ધર્માત્માની સેવા કરીને સત્યનું શોધન કરીને સંશય દૂર કરવો ( માનુષમ્ ) મનુષ્ય સંબંધી રાજ્યાદિ વ્યવહાર યથાયોગ્ય કરવા, ( પ્રજા ) ધર્મથી સંતાનોત્પત્તિ કરીને તેને ધર્મ તથા વિદ્યાનું ઉત્તમ શિક્ષણ આપવું, ( પ્રજનઃ ) વીર્યની વૃદ્ધિ

અતિથિ દેવઃ ભવ ) માતા, પિતા, આચાર્ય તથા અતિથિની સેવા ચાકરી કર. ( યાન્યનવદ્યાનિ........ઇતરાણિ ) જે જે ઉત્તમ કર્મો છે તે સદૈવ કરતાં પણ નઠારાં કર્મોનો સર્વથા ત્યાગ કર. ( યાનિ અસ્માકમ્... ...નો ઇતરાણિ ) જે અમારાં સદાચરણ હોય તેનુંજ અનુકરણ કર અને અમારામાં જે કાંઇ દુરાચાર હોય તેનું અનુકરણ ન કરીશ.

**एके चास्मच्छ्रेयाᳪसो ब्राह्मणाः। तेषां त्वयासनेन प्रश्वसितव्यम्। श्रद्धया देयम्। अश्रद्धया देयम्। श्रिया देयम्। ह्रिया देयम्। भिया देयम्। संविदा देयम्। अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात्। ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः। युक्ता आयुक्ताः। अलूक्षाः। धर्मकामाः स्युः। यथा ते तत्र वर्त्तेरन् तथा तत्र वर्त्तेथाः। अथाभ्याख्यातेषु ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः। युक्ता आयुक्ताः अलूक्षा धर्मकामाः स्युः। यथा ते तेषु वर्त्तेरन् तथा तेषु एष आदेशः एष उपदेशः। एषा वेदोपनिषत्। एतदनुवर्त्तेथाः। शासनम्। एवमुपासितव्यम्। एवमु चैतदुपास्यम्॥ ४॥ तैत्तिरिय आरण्यके। प्रपा० ७ अनु० ९।११॥**

અર્થઃ—( एके च अस्मत् . ब्राह्मणाः ) જે અમારામાં વિદ્વાન્ અને ધર્માત્મા હોય તેમનો સંગ કર અને તેમની વાણીમાં વિશ્વાસ રાખ. ( श्रद्धया देयम्० ) પ્રીતિ, અપ્રીતિ, સંપત્તિ, લજ્જા, ભય અથવા પ્રતિજ્ઞા એમાના કોઈ પણ કારણથી સદૈવ વિદ્યાનું દાન કર—અર્થાત્ પ્રતિગ્રહ કરતાં દાન શ્રેષ્ઠ છે. ( દ ય यदि,.... स्युः ) જ્યારે તને કર્તવ્ય કર્મ અથવા ધાર્મિક આચરણ વિષે સંશય ઉત્પન્ન થાય ત્યારે વિદ્વાન, પક્ષપાતરહિત, યોગી, બ્રહ્મજ્ઞાની, અને ધાર્મિક તથા પાપાચરણ ન કરનાર બ્રાહ્મણને તે વિષે પૂછ અથવા (यथाते ..वर्त्तेथाः) તેઓ જે પ્રમાણે આચરતા હોય તે પ્રમાણે તું આચર. ( एष आदेशः ) આજ આજ્ઞા; ( एष उपदेशः ) આજ ઉપદેશ;( एषा वेदोपनिषत् ) આજ વેદ તથા ઉપનિષદનો સાર, ( एतदनुशासनम् ) આજ પ્રમાણે તારે વર્તવું એવી અમારી આજ્ઞા છે. ( एवम् उपासितव्यम् ) એજ પ્રમાણે શ્રદ્ધા યુક્ત અંતઃકરણવડે સચ્ચિદાનંદાદિ લક્ષણયુક્ત પરમાત્માની પ્રાર્થના કરવી.

ऋत तपः सत्यं तप श्रुतं तपः शान्तं तपो दमस्तपः शमस्तपो दान तपो यज्ञस्तपो भूर्भुव सुवर्ब्रह्मैतदुपास्वैतत्तप ॥ तैत्ति० आरण्य० प्रपा० १० अनु० ८.

અર્થ —( ऋतम ) બ્રહ્મની ઉપાસના (सत्यम् ) સત્યભાષણ સત્યઆચરણ ( श्रुतम् ) વિદ્યાનુ શ્રવણ ( शान्तम ) મનને અધર્મથી હટાવી ધર્મમા લગાડવાની જે શાંતિ ઉત્પન્ન થાય છે તે ( दम ) ઇન્દ્રિયોનો અધર્મ માર્ગથી નિરોધ કરી તેને ધર્મમા લગાડવી તે ( शम ) મનોનિગ્રહ કરીને અધર્મને મનમા પણ સ્થાન ન આપવુ તે ( दानम ) વિદ્યાદિ પદાર્થોનુ દાન ( यज्ञ ) પૂર્વોકત હવનીય પદાર્થોનો યજ્ઞ કરવો આ સઘળા તપ છે વળી ( भू भुव सुव० तप ) સર્વ વ્યાપક બ્રહ્મની ઉપાસના કરવી તે પણ એક મહત્ તપછે માટે તે પરબ્રહ્મની તુ સર્વદા ઉપાસના કર

सत्य परं पर ँ सत्य ँ सत्येन न सुवर्गाल्लोकाच्च्यवन्ते कदाचन सता ँ हि सत्य तस्मात्सत्ये रमन्ते ॥ तप इति तपोनानशनात्पर यद्धि पर तपस्तद्दुधर्ष तद्दुराधर्ष तस्मात्तपसि रमन्ते ॥ दमइति नियत ब्रह्मचारिणस्तस्माद्दमे० ॥ शम इत्यरण्ये मुनयस्तस्माच्छमे० ॥ दानमिति सर्वाणि भूतानि प्रश ँ सन्ति दानान्नातिदुष्कर तस्माद्दाने०॥ धर्म इति धर्मेण सर्वमिद परिगृहीत धर्मान्नातिदुश्चर तस्माद्धर्मे०॥ प्रजन इतिभूया सस्तस्माद्भूयिष्ठा प्रजनने० ॥ अग्नय इत्याह तस्मादग्नय आधातव्या अग्निहोत्रमित्याह तस्मादग्निहोत्रे० ॥ यज्ञ इति यज्ञेन हि देवा दिवगतास्तस्माद्यज्ञे०॥ मानसमिति विद्वा ँ सस्तस्माद्विद्वा ँ स एव मानसे रमन्ते ॥ न्यास इति ब्रह्मा ब्रह्मा हि पर परो हि ब्रह्मा तानि वा एतान्यवराणि तपा ँ सि न्यास एवात्यरेचयत् ।य एव वेदेत्युपनिषत् ॥ प्राजापत्यो हारुणि सुपर्णेय प्रजापति पितरमुपससार कि भगवन्त परम

वदन्तीति तस्मै प्रोवाच सत्येन वायुरावाति सत्येनादित्यो रोचते दिवि सत्यं वाचःप्रतिष्ठा सत्यं सर्वंप्रतिष्ठितं तस्मात्सत्यं परम वदन्ति॥तपसा देवा देवतामग्रआयन्तपसर्षयः सुवरन्वविन्दन् तपसा सपत्नान्प्रणुदामारातीस्तपासि सर्वं प्रतिष्ठितं तस्मात्तपः परम० ॥ दमेन दान्ताः किल्बिषमवधून्वन्ति दमेनब्रह्मचारिणःसुवरगच्छन दमो भूतानां दुराधर्षं दमे सर्वं प्रतिष्ठितं तस्माद्दमं प०॥ शमेन शान्ताः शिवमाचरन्ति शमेन नाकं मुनयोन्यविन्दञ्छमो भूतानां दुराधर्षं शमे सर्वं प्रतिष्ठितं तस्माच्छमं प०॥दानं यज्ञानां वरूथं दक्षिणा लोके दातार २ सर्वभूतान्युपजीवन्ति दानेनरातीरपानुदन्त दानेन द्विषन्तो मित्रा भवन्ति दाने सर्वं प्रतिष्ठितं तस्माद्दानं प०॥ धर्मो विश्वस्य जगतः प्रतिष्ठालोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति धर्मेण पापमपनुदन्ति धर्मे सर्वं प्रतिष्ठितं तस्माद्धर्मप०॥ प्रजननं वै प्रतिष्ठालोके साधुप्रजायास्तन्तुं तन्वानः पितॄणमनृणो भवति तदेव तस्य अनृणं तस्मात्प्रजनं प०॥ अग्नयो वै त्रयी विद्या देवयानः पन्था गार्हपत्य ऋक् पृथिवीरथन्तरमन्वाहार्य पचनो यजुरन्तरिक्षं वामदेव्यमाहवनीयःसामसुवर्गो लोको बृहत्तस्मादग्नीन्प० ॥ अग्निहोत्र २ सायं प्रातर्गृहाणां निष्कृतिः स्विष्ठ २ सुहुतं यज्ञक्रतूनां प्रायण २ सुवर्गस्य लोकस्य ज्योतिस्तस्मादग्निहोत्रं प० ॥ यज्ञ इति यज्ञेन हि देवा दिवंगता यज्ञेनासुरानपानुदन्त यज्ञेन द्विषन्तो मित्रा भवन्ति यज्ञे सर्वं प्रतिष्ठितं तस्माद्यज्ञं प०॥ मानसं वै प्राजापत्यं पवित्रं मानसेन मनसा साधु पश्यति मानसा ऋषयः प्रजा असृजन्त मानसे प्रतिष्ठित

**तस्मान्मानसं परमं वदन्ति ॥ तैत्ति० आरण्य० प्रपा० १० अनु ६२।६३॥**

અર્થઃ—( सत्यम्..........रमन्ते ) સત્યજ ખરેખર શ્રેષ્ઠ છે; સત્યનું પાલન કરતાં સુખસ્થિતિ ઓછી થતી નથી, અને સત્પુરૂષોનું સત્પુરૂષપણું સત્યથીજ રહે છે. માટે મનુષ્યોએ સત્યમાંજ રમ્યા કરવું. ( तप...... रमन्ते ) બીજાના પદાર્થનું ગ્રહણ ન કરવું એજ મોટું તપ છે. જો કે તપ કરવું તે કઠણ છે તથાપિ તે સર્વેએ કરવું જોઇએ. સત્પુરૂષો તપમાંજ રમ્યા કરે છે (दम...रमन्ते) જીતેન્દ્રિય રહેવાથીજ બ્રહ્મચર્ય પૂર્ણપણે રહે છે અને તેથી સર્વ વિદ્યાઓનો અભ્યાસ પૂર્ણ રીતે થઇ શકે છે; માટે સર્વેએ પોતાની ઇન્દ્રિયોને વશમાં રાખવી. ( शमः......रमन्ते ) મનના ચંચળપણાનો નાશ કર્યાથીજ મનુષ્ય ગહન વિષયોનું મનન કરવામાં સમર્થ થાય છે. આ શમવડેજ અરણ્યમાં આશ્રમ બાંધીને રહેનાર મુનિઓ મોટી પદવીએ ચઢે છે. માટે સર્વેએ શમ ધારણ કરવો જોઇએ. ( दानं......रमन्ते ) દાનની સર્વ મનુષ્યો સ્તુતિ કરે છે. દાન યોગ્ય રીતિએ કરવું તે ઘણુંજ અઘરૂં કામ છે. દાન સર્વેએ કરવું. (धर्मं० ) સર્વ કાર્યોમાં ધર્માચરણ મુખ્ય છે. ધર્મથીજ સર્વ વ્યવસ્થાઓ ચાલે છે. ધર્માચરણ કરવું તે ઘણુંજ અઘરૂં કામ છે. સત્પુરૂષો ધર્મમાં રહેવું તેનેજ માન સમજે છે. (प्रजन०) પ્રજાની વૃદ્ધિ થવાને માટે વીર્યવાન્ થઇને ઋતુકાલમાં વીર્યદાન કરવું. ( अग्नय० ) ત્રણ વેદ અને અગ્નિ એની સહાયથી સર્વ વિદ્યા અને કલાઓની સિદ્ધિ કરવી. (अग्निहोत्रम्०) હવન કરીને વાયુશુદ્ધિદ્વારા સર્વનો ઉપકાર કરવો (मानसं०) ( વિચાર કરનાર વિદ્વાન્ હોય છે ) માટે વિદ્વાન્ લોક વિચાર—મનન કરે છે તેમ બધાએ વિચાર કરવો ( न्यास० ) વિદ્યા શિખીને બ્રહ્મજ્ઞાન મેળવવું અને સંન્યાસાશ્રમ ધારણ કરીને ધર્મ અને વિદ્યા એનો લાભ સર્વને કરી આપવો. આ પ્રમાણે મુખ્ય ધર્મ છે તે સર્વેએ જાણવું. પ્રાજાપત્ય આરૂણિ સુપર્ણેયે પોતાના પિતાને પૂછયું કે, સર્વમાં ઉત્તમ અને સર્વથી મોટું શું છે? પિતાએ કહ્યું ( सत्येन ) સત્યસ્વરૂપ બ્રહ્મ સર્વમાં મુખ્ય છે; તેનીજ સત્તાએ વાયુ વાય છે, સર્ય પ્રકાશે છે, સર્વનું અસ્તિત્વ તેનેજ આધારે છે, તેનાજ આધારે આ સઘળું વિશ્વ છે માટે તે પરબ્રહ્મને મુખ્ય કહે છે.( तपसा ) પૂર્વોક્ત તપનું આચરણ કરીનેજ વિદ્વાન લોકોએ તેની પ્રાપ્તિ કરી છે. મંત્રદ્રષ્ટા ઋષિઓ તપ કરીનેજ મુક્ત થયા. તપવડે કામ ક્રોધાદિ જીતાય છે. તપ વડે ધર્માચરણ કરાય છે. માટે તપ મુખ્ય છે. ( दमेन ) ઇન્દ્રિયોનું દમન કરનાર પાપથી દૂર રહે છે અને તેજ પૂર્ણ બ્રહ્મચર્ય પાળી શકે છે. અને તેમનેજ વિદ્યાલાભ થાય છે, તથા તેજ લોકો સુખ ભોગવે છે. ઇંદ્રિય દમન જો કે ઘણું કઠણ છે,

તથાપિ તેની સહાયથી સર્વોત્તમ ફળોની સિદ્ધિ થાય છે માટે તે તપ મુખ્ય છે (शमेन) મનનું શમન–મનની ચંચળતાને દૂર કરનાર લોકો ઉત્તમ આચરણ કરે છે માનસિક સ્થિરતાને લીધેજ મુનિઓને સુખ મળે છે. આ પણ ઘણું કઠણ વ્રત છે તથાપિ એના આધારે સર્વ સુખો હોવાથી તેમુખ્ય મનાય છે (दानम्) દાન એ ધર્મનું મુખ્ય અંગ છે દાન કરનારાના આશ્રયથી અન્ય પ્રાણિઓનું જીવન ટકે છે, દાનથી શત્રુનો પરાજય થાય છે, અને શત્રુ મિત્ર થાય છે તાત્પર્ય કે દાન પણ મોક્ષ મેળવવામાં મુખ્ય સાધન છે (धर्म) ધર્મ એ સર્વ જગતનો આધાર છે. ધાર્મિક પુરૂષના ઉપર સર્વ મનુષ્યો વિશ્વાસ રાખે છે ધર્માચરણથી પાપનો નાશ થાય છે, માટે ધર્મ પણ મુખ્ય છે. (प्रजननम्) ઉત્તમ પ્રજા ઉત્પન્ન કર્યાથી પિતૃઋણમાંથી છૂટકારો થાય છે માટે વીર્યવાન્ અને વિદ્વાન્ સંતાન ઉત્પન્ન કરવા એ એક મુખ્ય ધર્મ છે (अग्नय) ત્રણ વેદ તે ત્રણ અગ્નિ છે તેમનું સાંગોપાંગ અધ્યયન કર્યાથી પૃથ્વી અને આકાશની સર્વવિદ્યાની સિદ્ધિ થાય છે માટે ત્રણ વેદ મુખ્ય છે. (अग्निहोत्रम्०) સવારસાંજ અગ્નિહોત્ર કર્યાથી તેમાં જે પૂર્વોક્ત સુગંધાદિ પદાર્થોનો હોમ થાય છે તેને લીધે વૃષ્ટિ વાયુ જલ આદિની શુદ્ધિ થાય છે અને સર્વ મનુષ્યોને સુખ મળે છે માટે અગ્નિહોત્ર મુખ્ય છે (यज्ञ) પૂર્વે વિદ્વાનોએ યજ્ઞ કરીને સુખ મેળવ્યું યજ્ઞથીજ શત્રુનો પરાભવ થાય છે યજ્ઞથી શત્રુ પણ મિત્ર થાય છે, યજ્ઞથી સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ થાય છે, માટે યજ્ઞ મુખ્ય છે (मानसम्) વિદ્વાન્ લોકો મનને શુદ્ધ કરીને પવિત્ર પરમાત્માનું ધ્યાન કરે છે મન શુદ્ધ થવાથીજ પવિત્ર જ્ઞાનની પણ પ્રાપ્તિ થાય છે જ્ઞાનથીજ પ્રજાની ઉન્નતિ થાય છે મનના આધારથીજ સર્વ કંઈ છે માટે મન શ્રેષ્ઠ છે–અર્થાત્ મન ઉપર ઉત્તમ વિદ્યાનો સંસ્કાર કરવો તે પરમધર્મ છે આ ધર્મનું પાલન મનુષ્યોએ કરવું જોઈએ

**सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यङ् ज्ञानेन ब्रह्म-चर्येण नित्यम्। अन्तः शरीरे ज्योतिर्मयोहि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः॥ मुंड०उं० मुं०३ खं०१मं०५**

અર્થ —(अन्तः शरीरे ... शुभ्रः) શરીરની અંદર શુભ્ર જ્યોતિર્મય એવા પરમાત્મા છે, (यम् ... क्षीणदोषाः) તેને સર્વ દોષો (કામ, ક્રોધ, અવિદ્યા આદિ) નાશ પામ્યા છે જેના એવા યોગીઓ જોઈ શકે છે (सत्येन ... नित्यम्) આ પરમાત્માની પ્રાપ્તિ સત્ય ધર્માચરણ તપશ્ચર્યા અને ઉત્તમ બ્રહ્મચર્ય પાલન કરવાથીજ થાય છે

**सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः। येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ मुण्डकोप० मुं० ३ खं० १ मं० ६**

અર્થ —( सत्यम् ... न अनृतम् ) સત્યથીજ મનુષ્યોનો જય થાય છે અને અસત્યથી પરાજય પામી દુઃખસાગરમાં ડુબે છે ( सत्येन ) અને એજ પ્રમાણે સત્યધર્મથી ( देवयान ) જ્ઞાની લોકોને પ્રાપ્ત થનારા ( पन्था ) આનંદમય મોક્ષ માર્ગ ( वितत ) સ્પષ્ટ દેખાય છે ( येन ) સત્યધર્માનુષ્ઠાનથી પ્રકાશિત આજ માર્ગે ( आप्तकामा ऋषय ) પરમાત્માની ઇચ્છા કરનારા, નિત્ય સંતુષ્ટ રહેનારા મહાત્માઓ ( आक्रमन्ति ) જાય છે ( सत्यस्य ) સત્યનું પરમ આશ્રમસ્થાન જે બ્રહ્મ, તેને પ્રાપ્ત થઇને મોક્ષાનંદ ભોગવે છે માટે સત્યધર્મનું અનુષ્ઠાન અને અધર્મનો ત્યાગ સર્વેએ કરવો જોઇએ વળી —

**चोदनालक्षणोऽर्थो धर्मः पूर्वमी० अ० १ पा० १ सू० २**
**यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥ वैशेषिके अ० १ पा० १ सू० २**

અર્થ —( चोदना ) વેદદ્વારા સત્યધર્મની જે પ્રેરણા થાય છે તેજ ધર્મ છે અનર્થકારક અધર્મથી જે દૂર રહે છે તેજ અર્થ ધર્મની અંતર્ભૂત હોય છે એમ જાણવું પરમેશ્વરે વેદોમાં જેનો નિષેધ કરેલો છે તે અધર્મ છે એમ જાણીને સર્વે મનુષ્યોએ તેનો ત્યાગ કરવો જોઇએ ( यतः ) જે આચરણોથી ( अभ्युदयनिःश्रेयससिद्धि ) ઐહિક સર્વ સુખોની પ્રાપ્તિ થાય અને પારમાર્થિક મોક્ષ સુખની પણ પ્રાપ્તિ થાય તેને ધર્મ કહે છે એ વિનાના બીજા બધા અધર્મ છે એમ જાણવું

આ પ્રમાણે ઇશ્વરે વેદમાં ધર્મનો ઉપદેશ કર્યો છે દર્શનો તેમજ ઉપનિષદોમાં પણ વેદનાજ ભાવાર્થને સ્પષ્ટ કરેલો હોવાથી વેદાનુકૂળ મત જે આ ગ્રંથોમાં જોવામાં આવે છે તે પણ વેદોપદેશજ છે એમ કહેવાને કંઇપણ હરકત નથી આ ઇશ્વરોપદિષ્ટ ધર્મ સર્વ મનુષ્યોનો એકજ છે આના વિના બીજો કોઇ પણ ધર્મ છેજ નહિ માટે વૈદિકધર્મ પ્રમાણે પોતાનું આચરણ રાખીને ઐહિક અને પારલૌકિક સુખ મેળવવું તે પ્રત્યેક મનુષ્યનું આવશ્યક કર્મ છે

**इति वेदोक्तधर्मविषयः**

## अथ सृष्टिविद्याविषयः सक्षेपतः

नासदासीन्नोसदासीत्तदानीं नासीद्रजो नो व्योमा परोयत् । किमावरीवः कुहकस्य शर्मन्नम्भः किमासीद्गहनं गभीरम् ॥ १॥ ऋ० अ० ८ अ० ७ व. १७

ભાવાર્થ—આ સઘળું દશ્ય જગત્ પરમાત્માએ રચ્યું છે, તેજ એનુ રક્ષણ કરે છે અને પ્રલયકાલે નાશ કરે છે આ પ્રમાણે વખતો વખત કરે છે આ સૃષ્ટિ ઉત્પન્ન થતા પહેલા ( असत् ) શૂન્ય આકાશ પણ ( न आसीत् ) નહોતુ—તેનો વ્યવહાર નહોતો ( तदानीम् ) સૃષ્ટિની પૂર્વે ( सत् ) પ્રકૃત્યાત્મક અવ્યક્ત એવુ આ સૃષ્ટિનુ સત સંજ્ઞક પ્રધાન કારણ તે પણ ( नो आसीत् ) ન હોતુ ત્રિગુણાત્મક પ્રકૃતિનીજ પ્રધાન એ સજ્ઞા છે ( रजः ) *રજ પરમાણુ સુદ્ધા ન હોતા ( व्योम ) સ્થૂલ જગતને રહેવાનુ સ્થાન આકાશ પણ નહોતું, પણ પરબ્રહ્મનું જાણે કે સામર્થ્યંજ—સૂક્ષ્મ અને સર્વનુ આદિકારણ જેને 'પરમ કારણ, મહાકારણ' એવા નામો પણ આપેલા છે તેજ માત્ર હતુ ( कुहकस्य ) ધુમસનુ ( अम्भ ) પાણી અલ્પ હોવાથી પૃથ્વીને ( किम् आवरीव ) શુ આચ્છાદન કરી શકશે ? અગર તે પાણીવડે નદીઓમા પુર આવી શકશે ? નહિ, અર્થાત્ ધુમસનુ પાણી (गहनम, गभीरम् किम् ) ગહનકિંવા ગભીર છે શુ ? નહિ જેવી રીતે આ ધુમસનુ પાણી અતિ અલ્પ હોવાને લીધે પૃથ્વીને આચ્છાદન કરી શકતુ નથી તેવી રીતે આ જગત્ ( शर्मन् ) શુદ્ધ અને કલ્યાણકારક બ્રહ્મના કરતા અલ્પ હોવાને લીધે તેના ઉપર આવરણ કરવામા અશક્ત છે ૧

+न मृत्युरासीदमृतं न तर्हि न रात्र्या अह्न आसीत्प्रकेतः । आनीदवातं स्वधया तदेकं तस्माद्धान्यन्नपरः किञ्चनास ॥ २॥ ऋ० अ० ८ अ० ७ व० १७

ભાવાર્થ—( तर्हि ) તે વખતે ( न मृत्यु आसीत् अमृतम् ) મૃત્યુ કે જીવન પણ નહોતા ( न रात्र्या अह्न आसीत्प्रकेत ) રાત્રિ દિવસનો પણ વ્યવહાર ન

* કોઇપણ આકાર બનાવવા યોગ્ય થયેલા પરમાણુ

+ આ અને એની આગળના નંબર ૬ સુધીના મંત્રોનુ ભાષ્ય ભાષ્યભૂમીકામા ન હોવાથી મે કર્યુ છે ( पं० बालकृष्ण शर्म्मा )

હોતો. ત્યારે તે વખતે શું હતું ? (तत् एकम्) તે એક (अवातम्) નિશ્ચલ પરબ્રહ્મ (स्वधया आसीत्) * સ્વધાસહિત–પોતે ધારણ કરેલા સામર્થ્યસહિત જાગૃત હતો. (तस्मात् ह अन्यत् न परः किञ्च नास) તે સ્વધાસહિત બ્રહ્મવિના બીજું કંઇ પણ નહોતું ૨

तम आसीत्तमसा गूढमग्रे ऽप्रकेतं सलिलं सर्वमा इदम्। तुच्छ्येनाभ्वपिहितं यदासीत्तपसस्तन्महिना जायतैकम् ॥ ३ ॥ ऋ० अ० ८ अ० ७ व० १७ ,

અર્થ:—(इदम्) આ જગત (अग्रे) ઉત્પત્તિની પૂર્વે (तम आसीत्) અંધકારથી આવૃત્ત હતું (तमसा गूढम्) તેમાં ગતિનો અભાવ હોવાને લીધે, તે જાણવાને અયોગ્ય (अप्रकेतम् सलिलम्) વ્યવહાર શૂન્ય આકાશવત્ હતું. (तुच्छयेनाभ्वपि) પરમેશ્વરે પોતાના સામર્થ્ય વડે કારણ સ્થિતિમાંથી કાર્યરૂપમાં આ જગતને આપ્યું તેની મહત્તત્વ એવી સંજ્ઞા છે. જેની સત્તા નીચે આ સર્વ એક દેશી આચ્છાદિત થાયછે તેને વ્યવહારમાં આણવું, તે અનંત સામર્થ્યવાન્ પરમેશ્વરને સહજ કરવા જેવું કામ છે. ૩ .

અપ્રતીયમાન જગતના ( बन्धुम् ) સહાયક-જગતના બંધનમાં લાવનારા કર્મોને ( निरविन्दन् ) જાણે છે અને બંધમુક્ત થાય છે ૪

# तिरश्चीनो विततो रश्मिरेषामधःस्विदासी३दुपरि स्विदासी३त् रेतोधा आसन्महिमान आसन्त्स्वधा अवस्तात्प्रयतिः परस्तात् ॥५॥ ऋ०अ.८अ.७व.१७.

અર્થ —આ સંપૂર્ણ સૃષ્ટિનો પ્રલય થયા પછી [ अधःस्विदासीत् उपरि स्विदासीत् ] ઉપર નીચે સર્વ સ્થળે શું હતું ? [ આ પ્રશ્નનો ઉત્તર આજ મંત્રમાં આગળ આપ્યો છે ] ( एषाम् ) જગતના આ સર્વ સૂક્ષ્મ અને સ્થૂલ પદાર્થોના ( रश्मि १ ) સમૂહ (तिरश्चीन ) પોતાના કારણ રૂપમાં અંતર્હીત થઈને ( वितत ) સર્વત્ર ઉપર નીચે પ્રસરેલા હતા ( रेतोधा २ ) પોતાના કર્મરૂપ બીજ સહિત જીવ ઉપર નીચે સર્વ સ્થળે ( आसन् ) હતા ( महिमान ) કર્મરૂપ બીજનો નાશ કરીને મુક્ત થયેલા મહાત્માઓ પણ ( आसन् ) હતા સર્વ ઈશ્વરનેજ આધીન હોવાથી( अवस्तात् ) જેની શક્તિ ગૌણ મહિમા હોનારી ( स्वधा ३ ) નિમિત્ત રૂપ પરમાત્માનિના પોતાની મેળે કાર્યરૂપ થવામાં અસમર્થ સ્વધા પ્રકૃતિ ઉપર નીચે હતી અને ( परस्तात् ) ઉપર રહેતા સર્વ પદાર્થોના સ્વામી ( प्रयति ) પોતાને આશ્રિત રહેનારી પ્રકૃતિ । આધીન ન થઈને તેને નિયમમાં રાખનાર પરમાત્મા ઉપર નીચે હતો ( આ મંત્રમાં અનાદિકાલથી ચાલતા આવેલા જીવ પરમાત્મા અને પ્રકૃતિ એ ત્રણેનું પ્રલયકાલમાં પણ અસ્તિત્વ હતું એમ જણાવ્યું છે ) ૫

# को अद्धा वेद क इह प्रवोचत्कुत आजाता कुत इयं विसृष्टिः। अर्वाग्देवा अस्य विसर्जनेनाथा को वेद यत आबभूव॥ ६ ॥ ऋ० अ० ८ अ० ७ व० १७.

અર્થ —( कुत इयम् विसृष्टिः आजाता ) આ વિવિધ સૃષ્ટિ કોનાથી ઉત્પન્ન થઈ તે ( इह ) આ જગતમાં ( क अद्धावेद ) તત્વતઃ કોણ જાણે છે અને ( क प्रवोचत )

---

१ अणूर व्याप्तौ सह्याप्त चेतयन्माद्यातामि मत्यय रशादेशश्च ॥

२ रेत कर्मरूप बीजं दधाति स रेतोधा जीवा ॥

३ स्वयमीश्वरो दधातीति स्वमात्मानमीश्वरेण धापयतीति वास्वधा ॥

કોણ કહી શકે છે? આ વાત વિદ્વાન્ લોકો કહી શકશે એમ કોઇ કહેતો (अथा विसृज तेन देवा अर्वाक) આ સૃષ્ટિ ઉત્પન્ન થયા પછી દેવ એટલે વિદ્વાન્ લોક ઉત્પન્ન થયા છે તો પછી તેઓ પોતાના જન્મ પહેલાની વાત કેવી રીતે કહી શકશે (अथ) ત્યારે એ (कवेद) કોણ જાણે છે? આનો જવાબ-(यत आ बभूव) જે નિમિત્ત કારણ પરમાત્માવડે આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે તેજ પરમાત્મા આ વાત જાણે છે ૬

## इय विसृष्टिर्यत आवभूव यदि वादधे यदिवान ।
## यो अस्याध्यक्षःपरम व्योमन्त्सो अङ्गवेद यदिवान वेद॥

ऋ० अ० ८ अ० ७ व० १७.

અર્થ —(इयम्) આ પ્રત્યક્ષ દેખાતી (विसृष्टि) વિવિધ પ્રકારની સૃષ્ટિ (यत) જે પરમેશ્વર વડે ઉત્પન્ન થઇ છે, (यदिवा दध) તે પરમેશ્વર તેને ધારણ કરે છે (यदिवान) તથા તેનો વિનાશ કરે છે એટલે વ્યતીત કરે છે (य) જે (अस्य) આ સર્વ વિશ્વનો (अध्यक्ष) સ્વામી છે (परमव्योमन्) જે આકાશ પ્રમાણે વ્યાપક છે તેમાંજ આ સૃષ્ટિ રહે છે—પ્રલય કાળમાં આ સૃષ્ટિ પરમેશ્વરમાંજ લીન થાય છે (अङ्ग) હે જીવ! (वेद) જો તું તે પરમેશ્વરને જાણીશ તોજ તને પરમાનંદ પ્રાપ્ત થશે પણ (यदि) જો તું તો (नवेद) નહિ જાણે તો તને પરમસુખની પ્રાપ્તિ થવાની નથી ૭

## हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्यजातःपतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम॥

ऋ० अ० ८ अ० ७ व० ३ मं० १

અર્થ —(अग्रे) સૃષ્ટિની પૂર્વે (हिरण्यगर्भ) પરમેશ્વર (भूतस्य जातस्य) આ ઉત્પન્ન થએલી સર્વ સૃષ્ટિનો (एक पति) એકનો સ્વામી (समवर्त्तत) હતો તેના વિના બીજું કોઇજ નહોતું પ્રલય થયા પછી સૃષ્ટિ તેમાંજ લીન હતી (स) તેણે (इमाम् पृथिवीम् उत द्याम्) આ પૃથ્વી અને પ્રકાશમાન તારાઓ ...

( दाधार ) धारण કરેલા છે. તે ( *कस्मै ) સુખ સ્વરૂપ ( देवाय ) પરમેશ્વરની ( हविषा विधेम ) અમે ઉપાસના કરીએ છિયે.

**सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्। स भूमिं सर्वतस्पृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम् ॥१॥ यजुः अ० ३१.**

અર્થ —( सहस्रशीर्षा ) આ મ ત્રમા પુરુષ એ પદ વિશેષ્ય છે, અને सहस्रशीर्षा ઇત્યાદિ પદો વિશેષણ છે પુરૂષ શબ્દને માટે પ્રમાણ —

**पुरुष पुरिशय इत्याचक्षीरन् ॥ नि० अ० १ ख १३**

પુરિ એટલે સ સાર તેમા સુનાર અર્થાત્ સર્વમા વ્યાપીને રહેનાર તે પુરૂષ અર્થાત્ પરમેશ્વર

**पुरुष. पुरिषादः पुरिशयः पूरयतेर्वा पूरयत्यन्तरित्य न्तरपुरुषमभिप्रेत्य यस्मात्पर नापरमस्ति किंचिद्यस्मा न्नाणीयो न ज्यायोस्ति किंचित्। वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेद पूर्णं पुरुषेण सर्वमित्यपि निगमो भवति॥ नि० अ० २ ख ३.**

ભાવાર્થ —સર્વ સ સારમા વ્યાપક થઇને રહે છે તથા જે આ જગતને પોતાના સ્વરૂપથી પૂરે છે અર્થાત્ તેમા વ્યાપીને રહે છે, તથા જે જીવાત્મામા પણ વ્યાપી રહેલ છે તે અ તર્યામિ પરમાત્માના સ્વરૂપ અર્થે આ રૂચા છે જે પૂર્ણ પરમાત્માથી ઉત્તમ કોઇ પણ વસ્તુ પૂર્વે હતીજ નહિ, વર્તમાનકાળમા પણ તેની બરાબર અથવા તેના કરતા ઉત્તમ કોઇ પણ વસ્તુ છેજ નહિ અથવા તેના કરતા કોઇપણ વસ્તુ સૂક્ષ્મ કે મહાન્ થઇ નથી, થવાની નથી અને છે પણ નહિ જેવી રીતે વૃક્ષ પોતાની ડાળીઓ પાદડા, ફૂલ તથા ફલાદિને ધારણ કરીને ઉભુ રહે છે તેવી રીતે પરમેશ્વર સર્યાદિ લોકો, આ પૃથ્વી અને આખા જગતમા વ્યાપીને રહે છે એ પરમેશ્વર એક જ છે, અદ્વિતીય છે તથા તેનો સજાતીય, વિજાતીય અગર બીજો કોઇપણ ઇશ્વર નથી આજ પરમેશ્વર આખા જગત્મા વ્યાપીને રહેલો છે માટે તેને પુરૂષ કહે છે

* क' એટલે સુખ આ 'क' શબ્દની 'कस्मै' એ ચતુર્થી વિભક્તિ છે

**सर्वं वै सहस्रं सर्वस्य दातासीत्यादि॥ श०कां०७अ०५.**

આ આખું જગત સહસ્ર નામક છે.

(સહસ્રશીર્ષા) સર્વ જગતનાં અસંખ્યાત માથાં જે પૂર્ણ પરમાત્મામાં રહેલાં છે તેને સહસ્રશીર્ષા પુરૂષ કહે છે. (સહસ્રાક્ષઃ) સર્વ જગતની અસંખ્યાત આંખો તે પરમાત્મામાં રહેલી હોવાથી પરમેશ્વરને સહસ્રાક્ષ કહે છે. (સહસ્રપાત્) તેજ પરમાત્મામાં આ જગતના અસંખ્ય પગ રહેલાછે તેથી તેને સહસ્રપાદ કહેછે (સઃ ભૂમિમ્ સર્વતઃ સ્પૃત્વા) તે પરમાત્મા ભુમિથી પ્રકૃતિ સુધીના પદાર્થોની અંદર તેમજ બહાર આખા જગતમાં વ્યાપી રહ્યો છે (अत्यतिष्ठत् दशाङ्गुलम्) દશાંગુલ શબ્દ હૃદય તથા બ્રહ્માંડનો વાચક છે, અંગુલી શબ્દ અંગનો વાચકછે. પાંચ સ્થૂલ તથા સૂક્ષ્મ ભૂત મળીને જગતનાં દશ અવયવ થાયછે તથા પાંચ પ્રાણ, મન બુદ્ધિ, ચિત્ત અને અહંકાર તથા દશમો જીવ અને શરીરમાં જે હૃદય દેશ છે તે પણ દશ આંગળના પરિમાણથી લેવાય છે: આ ત્રણેમાં વ્યાપક હોઇને એમની ચારેતરફ વ્યાપી રહ્યો છે તેથી તે પુરૂષ કહેવાય છે, કારણ કે જે દશાંગુલ સ્થાનથી પણ પરછે તેજ જગતનો રચનાર છે.

**पुरुष एवेदꣳ सर्वं यद्भूतं यच्च भाव्यम्। उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति॥ २॥ यजुः० अ०३१**

અર્થઃ—(यत् भूतम्) પૂર્વકાલમાં ઉત્પન્ન થયેલું વિશ્વ (यत् भाव्यम्) જે ભવિષ્યમાં ઉત્પન્ન થવાનું છે (च) અને જે વર્તમાનમાં છે (इदम् सर्वम्) એ સર્વ વિશ્વોને (पुरुषः एव कृतवान्) તે પરમેશ્વરેજ ઉત્પન્ન કર્યા છે. આ જગત તેના વિના બીજા કોઇએ ઉત્પન્ન કર્યું નથી. (उत) અને તે પરમેશ્વર (अमृतत्वस्य) મોક્ષનો (ईशानः) સ્વામી અર્થાત મોક્ષ આપનાર છે. એના વિના મોક્ષ આપવાનું સામર્થ્ય બીજાકોઇનામાં નથી. (यतः) કારણકે તે (अन्नेन) પૃથ્વી આદિ સર્વ ભોગ્ય પદાર્થોથી (अतिरोहति) બિલકુલ જૂદો છે. તે પોતે અજન્મા હોઇને સ્વસામર્થ્યથી સર્વ જગતને ઉત્પન્ન કરે છે. એજ સર્વનું આદિ—નિમિત્ત કારણ છે.

**एतावानस्य महिमातो ज्यायाँश्च पूरुषः। पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि॥३॥ यजुः०अ०३१**

અર્થ—(अस्य) આ પરમેશ્વરનો (महिमा) મહિમા (एतावान्) આ સઘળું ભૂત, ભવિષ્યત અને વર્તમાનકાલનું વિશ્વજ છે, આ વિશ્વ એન

સામર્થ્ય છે તે ખરૂં પણ એટલુજ એનુ સામર્થ્ય અને મહિમા છે એમ કોઇએ સમજવુ નહિ તેનુ વાસ્તવિક સામર્થ્ય અપરિમિત છે ( અત ) આના કરતા ( પુરુષ જ્યાયાંશ્ચ ) તે પરમેશ્વરનું સામર્થ્ય ઘણુ મહાન્ છે ( અસ્યપાદ ) આ પરમેશ્વરના એક દેશમા ( વિશ્વા ) સર્વ ( ભૂતાનિ ) પૃથિ યાદિ લોક રહેલા છે ( અમૃતમ્ ) મોક્ષ સુખ ( અસ્ય દિવિ ) આ પરમેશ્વરના પ્રકાશાત્મક સ્વરૂપમા પૂર્ણ રીતે ભરેલુ છે. તેજ પ્રમાણે ( દિવિ ) દ્યોતનાત્મક જગત્ પણ ( ત્રિપાદ્ ) ત્રિગુણિત છે પ્રકાશિત થનાર જગત એક પાસ ને પ્રકાશિત કરનાર જગત તેના કરતા ત્રણ ગણુ મોટુ છે પરમેશ્વર પોતે મોક્ષ સ્વરૂપ, સર્વનો આશ્રય, સર્વનો ઉપાસ્ય દેવ, આનંદ સ્વરૂપ અને સર્વને પ્રકાશિત કરનારો છે

त्रिपादूर्ध्व उदैत्पुरुषः पादोऽस्येहाभवत्पुनः । ततो विष्वङ् व्यक्रामत्साशनानशने अभि ॥ ४ ॥

यजुः अ० ३१.

અર્થ —(પુરુષ) આ પરમાત્મા ( ત્રિપાદ્ ઊર્ધ્વમ્ ) ત્રિપાદરૂપી જગતની પેલી તરફ ( ઉદૈત્ ) પ્રકાશિત થાય છે સર્વ કાર્ય અને કારણરૂપ સૃષ્ટિથી આ પરમેશ્વર તદન જુદોજ છે આ સર્વ સૃષ્ટિ તેના આધારે રહે છે, તેના સામર્થ્યથી ઉત્પન્ન થાય છે, અને પ્રલયકાલ તેનામાજ લીન થાય છે એવી રીતે ત્રણેમલમા આ વિનશ્વર સૃષ્ટિમા જો કે તે વ્યાપ્તછે તથાપિ અવિદ્યા, અધકાર, અજ્ઞાન જન્મ મરણ, જ્વરાદિ દુ ખો તેને સ્પર્શ કરી શકતા નથી–તે સર્વદા આ દુ ખોથી અલિપ્ત રહે છે ( અસ્ય ) આ પરમેશ્વરના સ્વરૂપની સાથે તુલના કરતા ( ઇહ પુન પાદ ) આ કાર્યરૂપ વિશ્વ તો કેવળ અલ્પ ( અભવત ) છે ( તત ) તેના સામર્થ્યથીજ ( વિષ્વઙ્ ) આ વિવિધ પ્રકારના જગત્ ઉત્પન્ન થયા છે આ જગતમા મુખ્ય બે પ્રકાર છે તે આ પ્રમાણે છે—( સાશનાનશને ) એક ભોજનાદિ વ્યવહાર કરનાર જીવ ચેતનાદિ સહિત જગમ અને બીજુ ભોજન ન કરનાર અર્થાત્ સ્થાવર જગત્ આ બન્ને પ્રકારના જગતને તેણે ઉત્પન્ન કરીને ( અભિ ) તેમા સર્વ ઠેકાણે ( વ્યક્રામત્ ) તે વ્યાપેલો છે

ततो विराडजायत विराजो अधिपूरुषः । स जातो

अत्यरिच्यत पश्चाद्भूमिमथो पुरः॥ ५ ॥ यजुः० अ० ३१

અર્થ —( तत ) તે પરમાત્માના સામર્થ્યથીજ ( विराट् ) વિરાટ પુરુષ-વિશ્વ એજ જેનુ શરીર છે તે ( अजायत ) ઉત્પન્ન થયો. બ્રહ્માણ્ડ એ શરીર, સૂર્યચંદ્ર નેત્ર, વાયુ તે પ્રાણ પૃથ્વી તે પગ એવો આ વિરાટ પુરુષ છે "विविधं पदार्थं राजमान स विराट्" જેમા અનંતપદાર્થ શોભે છે તેને વિરાટ કહે છે આ સઘળુ તે પરમેશ્વરના સામર્થ્યથીજ ઉત્પન્ન થયું ( विराज अधि ) આ વિરાટ્રૂપી વિશ્વ બન્યા પછી તે તે પ્રત્યેક ગોળ ઉપર ( पुरुष ) જીવ રહેવા યોગ્ય ભિન્ન ભિન્ન શરીરો ઉત્પન્ન થયા ( स जात ) તે ઉત્પન્ન થયેલા વિરાટ્ અને જીવને રહેવાના શરીરો તે સર્વે ( अत्यरिच्यत ) પરમેશ્વરથી તદન નિરાળાજ છે ( पुर ) પ્રથમથી જ તે પરમેશ્વરે ( भूमिम् ) પૃથ્વી ઉત્પન્ન કરી અને ( अथो ) ત્યાર પછી જીવોએ તેના ઉપર શરીર ધારણ કર્યા અર્થાત્ પરમેશ્વર જીવો થકી સર્વથા પૃથક્ છે અને તેનાજ સામર્થ્યથી આ સર્વ વિશ્વ યથા રીતિએ ચાલ્યુ છે

तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं पृषदाज्यम्। पशूँस्ताँश्चक्रे वायव्यानारण्या ग्राम्याश्च ये ॥ ६ ॥

यजुः० अ० ३१

અર્થ —( तस्मात् ) તે ( सर्वहुत ) સર્વને પૂજવા યોગ્ય એવા ( यज्ञात् १ ) સર્વ વ્યાપક પરમાત્માના સામર્થ્યથીજ ( २ पृषद् ३ आजम् ) અન્ન અને ઘૃતાદિ પદાર્થ ( सम्भृतम ) ઉત્પન્ન થયા તાત્પર્ય કે જગતમાના સર્વ પદાર્થો તેના સામર્થ્યથી ઉત્પન્ન થયેલા છે આ ઉત્પન્ન થએલા સર્વ પદાર્થો નિત્યપ્રતિ સર્વ જીવોના ઉપયોગમાં આવે છે માટે સર્વેએ તે પરમાત્માની અનન્યભાવથી ઉપાસના કરવી જોઇએ ( ये ) જે ( आरण्या ) અરણ્યમા રહેનાર અને ( ग्राम्या ) ગામમા રહેનાર ( पशून् ) પશુઓને અને ( वायव्यान् ) વાયુમા સંચાર કરનારા પક્ષીઓને પણ તેણેજ ( चक्र ) ઉત્પન્ન કર્યા અર્થાત્ સર્વ પ્રાણીઓને તેણેજ ઉત્પન્ન કર્યા છે

---

१ यज्ञो वै विष्णु विष्णु व्यापक परमेश्वर ॥ २ वर्षन्ति सिञ्चन्ति भुक्तिदलादिकारकमन्नादिवस्तु यस्मिस्तत्पृषत् ॥ पृषदिति भक्ष्यामात्रलक्षणम् ॥

३ आज्यमिति व्यञ्जनोपलक्षणम् ॥

तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे। छन्दाꣳसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥७॥ यजुः० अ० ३१.

અર્થઃ—તે પરમેશ્વરથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ ઉત્પન્ન થયા. ( આ મંત્રનો સ્પષ્ટ અર્થ વેદોત્પત્તિ પ્રકરણમાં આપ્યો છે. )

तस्मादश्वा अजायन्त ये के चोभयादतः। गावो ह जज्ञिरे तस्मात्तस्माज्जाता अजावयः ॥ ८ ॥ यजुः० अ० ३१.

અર્થ—( तस्मात ) તે પરમેશ્વરના સામર્થ્યથી ( अश्वा ) ઘોડા ( अजायन्त ) ઉત્પન્ન થયા ( છતાં મંત્રમા ગ્રામ્ય તથા અરણ્ય પશુઓ ઉત્પન્ન થયાં એમ કહેલું છે તેનુંજ વિશેષ સ્પષ્ટિકરણ અહીં કરેલું છે. ) ઘોડા, ગાય વગેરે પશુઓમાં ઉપર્યુક્ત ગુણ વિશેષ હોવાને લીધે તેમનુંજ ગ્રહણ આ મંત્રમાં કરેલું છે ( ये के च ) અને જે પ્રાણિઓને (उभयादत.) બન્ને તરફ દાંત છે એવાં ઊંટ અને ગધેડાં આદિ ઉત્પન્ન થયા ( गाव ) ગાયો ( तस्मात ) તે સર્વવ્યાપક પરમેશ્વરેજ (जज्ञिरे ) ઉત્પન્ન કરી. ( अजा ) બકરીઓ અને ( अवय ) મેંઢા પણ તે પરમાત્માના સામર્થ્યથીજ ઉત્પન્ન થયાં છે

ते यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः । तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ ९ ॥ यजुः अ० ३१

અર્થ.—( तम्. अग्रत. जातम् ) આરંભ કાલથી વર્તમાન જગત્કર્તા (यज्ञम् पुरुषम्) સર્વપૂજ્ય એવા પરમેશ્વરની (बर्हिषि) અંતઃકરણમાં જે (प्रौक्षन्) ઉપાસના કરે છે અથવા કરશે તેજ ખરા ભક્ત છે એવો ઇશ્વરોપદેશ છે. (तेन) તે પરમેશ્વરે વેદદ્વારા (साध्या) જ્ઞાની લોકો તથા (देवा) વિદ્વાનોને અને (ऋषय) મંત્રદૃષ્ટાઓને ઉપદેશ કર્યો એવી રીતે પરમેશ્વરનો ઉપદેશ ધારણ કરનારા પૂર્ણજ્ઞાની લોક ( अयजन्त ) તે પરમેશ્વરની પૂજા કરે છે. અર્થાત સર્વેએ તે પરમાત્માનીજ સ્તુતિ પ્રાર્થના અને ઉપાસના કરીને સર્વ કામ કરવાં.

यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् । मुखं

किमस्यासीत् किं बाहू किमूरू पादा उच्येते ॥ १० ॥
यजुः० अ० ३१

અર્થઃ—( पुरुषम् ) પૂર્વોક્ત પરમેશ્વરના ગુણોની ( कतिधा ) કેટલા પ્રકારે ( व्यकल्पयन् ) કલ્પના કરી છે? ( व्यदधुः ) તેની ધારણા અર્થાત્ તેના ગુણોનું વ્યાખ્યાન કેટલા પ્રકારે કરાય છે. ( मुखम् किम् ) એના મુખ્ય ઉત્તમ ગુણોથી શું ઉત્પન્ન થયું? ( किम् बाहू ) તેના બળ, વીર્ય આદિ ગુણોથી શું ઉત્પન્ન થયું? ( किम् ऊरू ) મધ્યમ ગુણોથી શું ઉત્પન્ન થયું. ( पादौ उच्येते ) મૂર્ખતાદિ નીચ ગુણોથી યુક્ત એવું કોણ ઉત્પન્ન થયું. આ પ્રશ્નોનો ઉત્તર આગળના મંત્રોમાં આપેલો છે.

ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः। ऊरू तदस्य यद्वैश्यः पद्भ्या ँ शूद्रो अजायत ॥ ११ ॥ यजुः० अ० ३१.

અર્થઃ—( अस्य ) આ પુરુષની આજ્ઞાથી ( मुखम् ) વિદ્યાદિ મુખ્ય ગુણો, સત્ય ભાષણ અને ધર્મોપદેશાદિક મુખ્ય કર્મોથી યુક્ત એવા ( ब्राह्मणः ) બ્રાહ્મણ ઉત્પન્ન થયા. ( बाहू ) બલ વીર્યાદિ ગુણોથી યુક્ત એવા ( राजन्यः ) ક્ષત્રિયો તેણે ( कृतः ) ઉત્પન્ન કર્યા. ( अस्य ) તેના ઉપદેશથી ( ऊरू ) કૃષિકર્મ અને વ્યાપારાદિ મધ્યમ ગુણયુક્ત વૈશ્યને ઉત્પન્ન કર્યા. ( पद्भ्याम् ) પગ પ્રમાણે જડબુદ્ધિ જેમની છે અને જેમનો સેવા કરવી એજ ધર્મ છે એવા નીચ ગુણયુક્ત લોક ( शूद्रः ) શૂદ્ર ( अजायन्त ) થયા. આ મંત્ર ઉપરનાં પ્રમાણો વર્ણાશ્રમ પ્રકરણમાં લખીશું. छन्दसि लुङ् लङ् लिटः। અષ્ટાધ્યા૦અ૦ ૩ પા૦ ૪ સૂ૦ ૬. આ સૂત્રથી સામાન્યકાલમાં પણ ત્રણે લકારનું વિધાન થાય છે.

चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत। श्रोत्राद्वायुश्च प्राणश्च मुखादग्निरजायत ॥ १२ ॥ यजुः० अ० ३१

અર્થઃ— ( मनसः ) તે પરમાત્માના મનન સામર્થ્ય વડે ( चन्द्रमा ) ચંદ્ર ઉત્પન્ન થયો ( चक्षोः ) પ્રકાશ સામર્થ્યવડે ( सूर्यः अजायत ) સૂર્ય ઉત્પન્ન થયો. ( श्रोत्रात् ) અવકાશરૂપ સામર્થ્યમાંથી આકાશ અને બીજા તેને સામર્થ્યવડે વાયુ, પ્રાણ અને અન્ય ઇંદ્રિયો ઉત્પન્ન થઈ. ( मुखात् ) મુખ્ય જ્યોતિરૂપ સામર્થ્યમાંથી અગ્નિ ઉત્પન્ન થયો.

**नाभ्यां आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौः समवर्त्तत। पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकां २ अकल्पयन् ॥ १३ ॥ यजुः० अ० ३१**

અર્થ:—(नाभ्या) તે જગદીશ્વરના અવકાશમય સૂક્ષ્મ સામર્થ્યમાંથી અંતરિક્ષ ઉત્પન્ન થયું (शीर्ष्णः) મસ્તક જેવા ઉત્તમ સામર્થ્યમાંથી (द्यौः) પ્રકાશાત્મક સૂર્યાદિ લોક ઉત્પન્ન થયા (पद्भ्याम्) આધારમય સામર્થ્યવડે પૃથ્વી ઉત્પન્ન થઇ. (श्रोत्रात्) શબ્દમય સામર્થ્યથી દિશાઓ ઉત્પન્ન થઇ. (तथा) તેજ પ્રમાણે અન્ય સામર્થ્યના યોગે (लोकान्) અન્ય લોક અને તે ઉપરની સર્વે સ્થાવર જંગમાત્મક સૃષ્ટિ ઉત્પન્ન થઇ. અર્થાત્ પરમેશ્વરેજ સ્વસામર્થ્યથી સૃષ્ટિને ઉત્પન્ન કરી.

**यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत। वसन्तोऽस्यासीदाज्यं ग्रीष्म इध्मः शरद्धविः ॥ १४ ॥ यजुः० अ० ३१.**

અર્થ:—(देवाः) વિદ્વાન્ લોક, (पुरुषेण हविषा) પરમેશ્વરે આપેલા જ્ઞાનના યોગથી (यज्ञम्) અગ્નિહોત્રથી અશ્વમેધ પર્યંત સર્વયજ્ઞ અને શિલ્પ વિદ્યામય સર્વે ક્રિયાઓ (अतन्वत) કરતા હતા—કરે છે જે અને હવે પછી પણ કરશે. જગત્ એ પણ એક મોટો યજ્ઞજ ચાલ્યો છે તે યજ્ઞની સામગ્રી નીચે પ્રમાણે છે. (वसन्तः अस्य आसीत् आज्यम्) આ બ્રહ્માંડરૂપી યજ્ઞમાં વસન્તઋતુ ઘી પ્રમાણે છે. (ग्रीष्मः इध्मः) ગ્રીષ્મઋતુ સમિધા છે અને (शरत् हविः) શરદઋતુ પુરોડાશાદિ હવિષ્યાન્નવત્ છે.

**सप्तास्यासन् परिधयस्त्रिः सप्त समिधः कृताः। देवा यद्यज्ञं तन्वाना अबध्नन् पुरुषं पशुम् ॥ १५ ॥ यजुः अ० ३१**

અર્થ:—(अस्य) આ બ્રહ્માંડના (सप्त) સાત (परिधयः) પ્રકારના પરિધિ છે અથવા એક ઉપર બીજું એમ સાત આવરણ છે. આ આવરણ જેમ આ બ્રહ્માંડને છે તેમજ તે પ્રત્યેક ગોળને પણ છે. તે આ પ્રમાણે:—[૧] સમુદ્ર, [૨] ત્રસરેણુ સહિતવાયુ. [૩] મેઘમંડળ અને ત્યાંનું વાતાવરણ. [૪]

પૃથ્વિજલ, [૫] તેની ઉપરનો સૂક્ષ્મવાયુ, [૬] એના કરતાં પણ સૂક્ષ્મ ધનંજય નામનો વાયુ અને [૭] ધનંજય કરતાં પણ સૂક્ષ્મ સર્વવ્યાપક સૂત્રાત્માવાયુ આ સાત આવરણ ગોળાકાર એકની ઉપર બીજું એ પ્રમાણે છે. આગળ બતાવેલાં ( त्रिसप्त ) એકવિશ પદાર્થ ( सामिधः ) આ વિશ્વની સામગ્રી ( कृताः ) છે. [૧] શ્રોત્ર [૨] ત્વચા [૩] ચક્ષુ [૪] જીવ્હા [૫] નાસિકા [૬] વાણિ [૭] પગ [૮] હાથ [૯] ગુદાદ્વાર [૧૦] શિશ્ન [૧૧] શબ્દ [૧૨] સ્પર્શ [૧૩] રૂપ [૧૪] રસ [૧૫] ગંધ [૧૬] આકાશ [૧૭] વાયુ [૧૮] અગ્નિ [૧૯] પાણી [૨૦] પૃથ્વી [૨૧] પ્રકૃતિ અને બુદ્ધિ આદિ અંતઃકરણ યુક્ત, જીવાત્મા, પ્રકૃતિ અને બુદ્ધિ આદિ સહિત જીવાત્મા એ સર્વ સૂક્ષ્મ પદાર્થ હોવાથી એકજ વર્ગમાં આવે છે એમ જાણવું. પ્રત્યેક વિભાગમાં પેટાતત્વો અનેક છે. (यत्) તે (यज्ञम्) પૂજનીય (१ पशुम्) સર્વદૃષ્ટા (पुरुषम्) પરમેશ્વરનાજ (देवाः) વિદ્વાન્ લોક (तन्वानाः) મહિમા વર્ણન કરતા અને તેનાજ ગુણોનું કીર્તન કરતા તથા તેનેજ (२ अबध्नन्) ધ્યાનાવસ્થામાં મનમાં સ્થિર કરતા હતા. અર્થાત્ તે પરમેશ્વર વિના બીજા કોઇની પણ ઉપાસના કોઇએ કરવી નહિ.

यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् । ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥ यजुः० अ० ३१ मं० १६.

અર્થ:—( देवाः ) વિદ્વાન લોક ( यज्ञम् ) તે પૂજનીય પરમેશ્વરની ( यज्ञेन ) સ્તુતિ, પ્રાર્થના ઉપાસના કરીનેજ ( अयजन्त ) પૂજન કરે છે ( કરતા હતા તથા કરશે ). ( तानि ) તેજ ( धर्माणि ) ધર્મ ( प्रथमानि ) પ્રથમજ, અર્થાત્ સર્વ કર્મોની પહેલાં કરવા યોગ્ય ( आसन् ) છે. અર્થાત્ મનુષ્યોએ સર્વ કર્મોના આરંભમાં જગન્નિયંતા પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના તથા ઉપાસના કરીને તે તે કર્મોનો આરંભ કરવો. ( ते ) જે એવી રીતે પરમેશ્વરની ઉપાસના કરે છે તે ( महिमानः ) ઐશ્વર્યજ પૂજ્ય છે. તેમને ( १नाकम् ) સર્વ દુઃખ રહિત એવું મોક્ષસ્થાન ( सचन्त ) મળે છે. ( यत्र ) આ મોક્ષ અવસ્થામાં ( पूर्वे ) પૂર્વના ( साध्याः ) સાધન સંપન્ન અને ( देवाः ) વિદ્વાન્ લોક ( सन्ति ) છે. મોક્ષમાં

૧. पश्यतीति पशुः । પશુ એટલે જે સર્વ જુએ છે તે. સર્વ સાક્ષી.
૨. ચિત્તબંધન એ એક યોગનો પ્રકાર છે. એકજ વસ્તુ ઉપર ચિત્તસ્થિર કરવું.

મરેલા લોકો બ્રહ્માનાં સો વર્ષ સુધી ત્યાંજ રહે છે. ત્યાં સુધી તેમને જન્મ મૃત્યુ-નું દુઃખ હોતું નથી. આ મંત્ર ઉપર નિરૂક્તકાર યાસ્કાચાર્યે નીચે પ્રમાણે સ્પષ્ટીકરણ કરેલું છેઃ—

**यज्ञेन यज्ञमयजन्त देवा अग्निनाग्निमयजन्त देवा अग्निः पशुरासीत्तमालभन्त तेनायजन्तेति च ब्राह्मणम्. तानि धर्माणि प्रथमान्यासन्। ते ह नाकं महिमानः समसेवन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः साधनाः। द्युस्थानो देवगण इति नैरुक्ताः॥ निरु० अ० १२ खं० ४१.**

અર્થઃ—( अग्निना ) જીવે ( अग्निम् ) પરમેશ્વરની ( अयजन्त ) પૂજા કરી. ( अग्निः ) પરમેશ્વર એ ( पशुः ) સર્વદ્રષ્ટા છે તેનીજ વિદ્વાન્ લોક ( * आलभन्त=अयजन्त ) ઉપાસના કરે છે. એવું બ્રાહ્મણ ગ્રંથોમાં લખેલું છે. સર્વોપકારક અગ્નિ હોત્રાદિથી અશ્વમેધ પર્યંત સર્વ યજ્ઞો કરીને અગ્નિની સેવા કરેછે એવા પૂજ્ય લોકો મોક્ષને મેળવેછે (द्युस्थानः) "द्युः" એટલે 'પ્રકાશમય ઈશ્વર' છે સ્થાન જેનું તે દ્યુસ્થાન ( देव-विद्वान् ) છે—જ્ઞાની લોકોનું આશ્રયસ્થાન પરમેશ્વરજ હોય છે. અથવા સૂર્ય અને પ્રાણ એ બેની પાસેથી અનુક્રમે પ્રકાશમય કિરણું અને વિતાન ઉત્પન્ન થાય છે તેમાંજ ( देवगणः ) વિદ્વાનોનો સમુદાય રમમાણ થાય છે. એ પ્રમાણે ઉપરના લેખમાં નિરૂક્તકારનો આશય છે.

**अद्भ्यः संभृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्त्तताग्रे।**

---

१ न+अकम्=नाकम्. ( न ) નથી ( अकम् ) દુઃખ જ્યાં તે સ્થાનને नाक કહે છે અર્થાત્ મોક્ષ સ્થાન. ( પૃષ્ઠ ૧૦૪ની લીટી ૨૪માંના नाकम् શબ્દ ઉપરની આ ટીપ છે ).

* आ+लभ्=आलभ्. ( आ ) નજદીક ( लभ् ) પ્રાપ્ત થવું-જવું. આ મૂળનો "आलभ्" ધાતુનો અર્થ છે પરન્તુ આગળ કાલાંતરે "ઠાર મારવું" એ પ્રમાણે એ શબ્દનો અર્થ થવા લાગ્યો!! ( उप ) નજદીક ( आसना ) બેસવું આ "ઉપાસના" શબ્દનો અર્થ અને 'आलभन्त' શબ્દનો ઉપરનો અર્થ વૈદિક કાલમાં એકજ હતો, માટેજ "आलभन्त" શબ્દને ઉપરના બ્રાહ્મણ ગ્રંથના ઉતારામાં "अयजन्त" ( પૂજા, સંગતિ, દાન ) એ પર્યાય શબ્દ આપેલો છે. મતલબ, કે आलभन्त અને अयजन्त શબ્દ પૂજા અર્થ વાચક છે.

**तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥ १७ ॥ यजुः अ० ३१.**

અર્થઃ—તે પરમેશ્વરે ( पृथिव्यै ) પૃથ્વીને ઉત્પન્ન કરવા માટે ( अद्भ्यः रसात् च ) પાણીમાંથી તેના સારાંશ રસને ( संभृतः ) ગ્રહણ કરીને પૃથ્વી તથા અગ્નિના પરમાણુ મેળવીને પૃથ્વી રચી. તેમજ અગ્નિનાં પરમાણુ સાથે જલનાં પરમાણુ મેળવીને જલ, વાયુના પરમાણુ સાથે અગ્નિનાં પરમાણુ મેળવીને અગ્નિ અને વાયુનાં પરમાણુ વડે વાયુને રચ્યો છે તેવીજ રીતે પોતાના સામર્થ્યથી આકાશ રચ્યું છે. ( विश्वकर्मणः ) વિશ્વકર્મા પરમાત્માના સામર્થ્યમાં આ જગતની પહેલાં કારણરૂપ જગત ( समवर्तत ) વર્તમાન હતું ત્યારે ( तस्य ) તે પરમેશ્વર પોતાના સામર્થ્યના અંશને ( કારણરૂપ જગતને ) ગ્રહણ કરીને ( त्वष्टा ) વિશ્વની રચના ( विदधत् ) કરે છે ત્યારેજ ( रूपम् एति ) આખું વિશ્વ આપણને અહીંયાં દેખાય છે તેવું રૂપગુણ વાળું થાય છે. ( तत् मर्त्यस्य देवत्वम् ) તેજ કારણરૂપ જગત મરણ ધર્મયુક્ત વિશ્વ અને મનુષ્યના રૂપવાળું થાય છે. ( आजानम् अग्रे ) વેદનો પ્રકાશ કરતી વખતે પરમાત્માએ મનુષ્યોને પોતાની વેદરૂપ આજ્ઞા આપી કે ધર્મયુક્ત સકામ કર્મોથી તમે દેવત્વને પામો અને તમારા શરીરજન્ય, ઇષ્ટ સુખને ભોગવો તથા નિષ્કામ કર્મો કરીને વિજ્ઞાન પ્રાપ્ત કરીને મોક્ષ સુખ ભોગવો!

**वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।**
**तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥१८॥ यजु० अ० ३१.**

અર્થઃ—મનુષ્ય શું જાણવાથી જ્ઞાની થઇ શકે છે તેનો ઉત્તર આ મંત્રમાં આપ્યો છે. પૂર્વોક્ત લક્ષણયુક્ત સર્વથી ( महान्तम् ) મહાન્ ( आदित्यवर्णम् ) સ્વપ્રકાશવિજ્ઞાન સ્વરૂપ, ( तमसः परस्तात् ) અજ્ઞાન–અવિદ્યાંધકારથી પૃથક્ એવા ( पुरुषम् ) પરમેશ્વરને ( अहम् वेद ) હું જાણું છું માટે જ્ઞાની છું અર્થાત્ એને જાણ્યાવિના કોઇ જ્ઞાની થઈ શકતો નથી. કારણ ( तम् एव विदित्वा ) મનુષ્ય તે પરમેશ્વરનેજ જાણીને ( अतिमृत्युम् एति ) મૃત્યુથી રહિત થઇને મોક્ષાનંદને ભોગવે છે. ( न अन्यः पन्थाः विद्यते अयनाय ) આના વિના મોક્ષને માટે બીજો એકે માર્ગ નથી. तमेव પદમાં एव પદ મૂકવાથી એમ સૂચવેલું છે કે ઇશ્વરવિના અન્ય કોઇની ઉપાસના ન કરવી જોઇએ. કોઇ પૂછે કે અન્યની ઉપા-

સના ન કરવી એમ શાથી જાણ્યું તો તેનો ઉત્તર એ છે કે એજ મંત્રમાં (न अन्यः पन्थाः विद्यते अयनाय) અર્થાત્ વ્યાવહારિક તથા પારમાર્થિક સુખની પ્રાપ્તિને માટે બીજો કોઇ માર્ગ નથી પરન્તુ તેનીજ ઉપાસના સુખનો માર્ગ છે; માટે તેનાથી વિરૂદ્ધ ગુણવાળાને ઇશ્વર ગણીને પૂજનાર દુઃખનેજ પ્રાપ્ત થાય છે. એટલા માટે સર્વએ એજ પરમેશ્વરની ઉપાસના કરવી જોઇએ.

## प्रजापतिश्चरति गर्भे अन्तरजायमानो बहुधा विजायते। तस्य योनिं परिपश्यन्ति धीरास्तस्मिन् ह तस्थुर्भुवनानि विश्वा ॥ यजु० अ० ३१ मं० १९

અર્થઃ—(प्रजापतिः) તેજ પ્રજાપતિ પરમેશ્વર સર્વનો સ્વામી, જીવ તેમજ જડ જગતના (गर्भे) મધ્યમાં-જીવ અને જડજગત્‌માં (अन्तरजायमानः) અંતર્યામિ રૂપથી અને ઉત્પન્ન થયાવિના રહેલો છે. તેના સામર્થ્યથીજ આ સર્વ વિશ્વ (बहुधा विजायते) અનેક પ્રકારે ઉત્પન્ન થાય છે. (तस्य योनिम्) તે પરબ્રહ્મની પ્રાપ્તિનું કારણ સત્યધર્મનું અનુષ્ઠાન તેમજ વેદનું જ્ઞાન છે એમ (धीराः) વિદ્વાન્ અને ધ્યાનાવસ્થિત યોગીઓ (परिपश्यन्ति) બરાબર જાણે છે. (तस्मिन् ह तस्थुः भुवनानि विश्वा) જેમાં સર્વ પ્રાણિઓ તથા સર્વ લોકલોકાંતરે સ્થિતિ કરી છે તે પરમેશ્વરમાંજ જ્ઞાની લોકો મોક્ષાનંદની પ્રાપ્તિ કરીને સ્થિત થાય છે.

## यो देवेभ्य आतपति योदेवानां पुरोहितः । पूर्वो यो देवेभ्यो जातो नमो रुचाय ब्राह्मये ॥ यजुः० अ० ३१ मं० २०

અર્થઃ—(यः देवेभ्यः) જે પરમાત્મા વિદ્વાનોનાં (आतपति) અંતઃકરણમાં પ્રકાશ કરે છે. (यः देवानाम् पुरोहितः) જે વિદ્વાનોનો પુરોહિત છે-જેમાં વિદ્વાનો મોક્ષ સુખ પામીને આનંદમાં રહે છે, (पूर्वः यः देवेभ्यः जातः) જે વિદ્વાનોનો પણ વિદ્વાન્ છે અને જે વિદ્વાનોના જ્ઞાનથીજ જાણવામાં આવે છે (नमः रुचाय ब्राह्मये) તે રૂચિકારક પ્રિય બ્રહ્મને અમે નમસ્કાર કરીએ છિએ. તથા જેમણે વિદ્વાનો પાસેથી બ્રહ્મોપદેશ લઇને બ્રહ્મનેજ પોતાના પિતાસમાન માન્યો

છે તેવા વિદ્વાન્ મનુષ્યને પણ અમે નમસ્કાર કરીએ છીએ.

**रुचं ब्राह्मं जनयन्तो देवा अग्रे तदब्रुवन्। यस्त्वैवं ब्राह्मणो विद्यात्तस्य देवा असन्वशे ॥ यजुः० अ० ३१ मं० २१.**

અર્થઃ—( रुचम् ब्राह्मम् ) બ્રહ્મથી ઉત્પન્ન થયેલા પ્રીતિકર જ્ઞાનને ( जनयन्तः देवाः अग्रेतत् अब्रुवन् ) વિદ્વાન્ લોકો પ્રકટ કરીને બીજાઓને તેનો ઉપદેશ કરે ( यः तु एवम् ब्राह्मणः विद्यात् ) જે આવી રીતે બ્રહ્મને જાણે છે ( तस्य देवाः असन् वशे ) તેનેજ મન આદિ સર્વ ઈંદ્રિયો વશ થાય છે—બીજાને નથી થતી.

**श्रीश्च ते लक्ष्मीश्च पत्न्यावहोरात्रे पार्श्वे नक्षत्राणि रूपमश्विनौ व्यात्तम्। इष्णन्निषाणामुं म इषाण सर्वलोकं म इषाण ॥ यजुः० अ० ३१ मं० २२**

અર્થઃ—હે પરમેશ્વર! ( श्रीः ) સર્વ શોભા ( लक्ष्मीः ) શુભ લક્ષણયુક્ત ધનાદિ એ બે ( ते ) તારી ( पत्न्यौ ) સ્ત્રી સમાન છે તથા ( अहोरात्रे ) રાત્રિ દિવસ તારી ( पार्श्वे ) કક્ષાઓ છે, ( नक्षत्राणि ) જે કાલચક્રના કારણભૂતની પણ કક્ષાઓવત્ છે સૂર્યચંદ્ર તારાં નેત્રસમાન ( रूपम् ) તેમજ નક્ષત્રો રૂપ સમાન છે. ( अश्विनौ व्यात्तम् ) તથા દ્યૌ અને પૃથ્વી એ તારા વિકાસિત મુખસમાન છે એજ પ્રમાણે આ જગતમાં જે કંઈ સૌંદર્યયુક્ત વસ્તુઓ છે તે રૂપ પણ તારા સામર્થ્યથીજ છે હે વિરાટ્ પરમેશ્વર! ( मे ) મને ( अमुम् ) પરલોકનું મોક્ષાખ્ય પદ તારી કૃપાકટાક્ષ તથા ( इष्णन् ) ઇચ્છા વડે પ્રાપ્ત થાઓ અને ( सर्वलोकम् ) સર્વ લોકનું રાજ્ય તથા સુખ ( मे ) મને તારી કૃપાથી પ્રાપ્ત થાય. એજ પ્રમાણે હે પુરા પરમેશ્વર! સર્વ શોભા, લક્ષ્મી અને શુભ લક્ષણવંતી સર્વ ક્રિયાઓ તારી કૃપાથી મને પ્રાપ્ત થાઓ, અને સર્વ શુભગુણો મારામાં નિવાસ કરો અશુભ અને દુષ્ટ ગુણોનો નાશ થાઓ; અને મને તે સર્વોત્તમ ગુણોને ધારણ કરવા યોગ્ય બનાવો.

**श्रीर्हि पशवः ॥ श० कां० १ अ० ८**

**श्रीर्वै सोमः ॥ श० कां० ४ अ० १**

**श्रीर्वै राष्ट्रं श्रीर्वै राष्ट्रस्य भारः॥ श०कां०१३ अ०१**

लक्ष्मीर्लाभाद्वा लक्षणाद्वा लप्स्यमानाद्वा लाञ्छनाद्वा लषतेर्वा स्यात्प्रेप्सा कर्मणो लज्जतेर्वा स्यादश्लाघाकर्मणः शिप्रे इत्युपरिष्टाद् व्याख्यास्यामः ॥ निरु० अ० ४ खं० १०

આ પ્રમાણોથી ઉપરના મંત્રમાં કરેલા શ્રી તથા લક્ષ્મી શબ્દના અર્થની સંગતિ બરાબર થાય છે.

इति पुरुषसूक्तव्याख्या ।

यत्परममवमं यच्च मध्यमं प्रजापतिः ससृजे विश्वरूपम् । कियता स्कम्भः प्रविवेश तत्र यन्न प्राविशत् कियत्तद्बभूव ॥ १ ॥ अथर्व० कां० १० अनु० ४ मं० ८

અર્થઃ—( यत् परमम् ) *ઉત્તમ ( अवमम् यत् च मध्यमम् ) મધ્યમ અને નિકૃષ્ટ એવું ત્રણ પ્રકારનું જગત્ ( प्रजापतिः ) પરમેશ્વરે ( ससृजे विश्वरूपम् ) સ્વસામર્થ્યરૂપ કારણ જગતમાંથી રચ્યું છે—જે આ જગતનું વિવિધરૂપ રચે છે તે પ્રજાપતિ પરમેશ્વર ( कियता स्कम्भः ) એ ત્રિવિધ જગત્માં કેટલા સંબંધવડે પ્રવેશ થયેલો છે ? આ જગતે તેમાં પ્રવેશ કરેલો નથી ત્યારે ( कियत् तत् बभूवः ) તે જગત્ કેટલું થયું ? અર્થાત્ આ ત્રિવિધ જગતમાં ઇશ્વર સર્વત્ર વ્યાપ્ત થયેલોછે અને જગત્ના કરતાં ઘણોજ મહાન્ છે એના આગળ જગત્ કંઇ હિસાબમાંજ નથી.

देवाः पितरो मनुष्या गन्धर्वाप्सरसश्च ये । उच्छिष्टाज्जज्ञिरे सर्वे दिवि देवा दिवि श्रिताः ॥ अथर्व० कां० ११ प्रपा० २४ अनु० ४ मं० २७

અર્થઃ—( देवाः ) વિદ્વાન્ તથા સૂર્યાદિ લોક, ( पितरः ) જ્ઞાની પુરુષો, ( मनुष्याः ) મનનશીલ લોકો, ( गन्धर्वाः ) ગાનવિદ્યાવિત્ અથવા સૂર્યાદિ લોક,

* ઉત્તમ—પ્રકૃત્યાદિક જગત્.
મધ્યમ—મનુષ્યદેહથી તે આકાશ સુધીનું જગત્.
નિકૃષ્ટ—ઘાસ, માટી, ક્ષુદ્ર કૃમિ, કીટાદિક જંતુઓ.

( अप्सरसः ) તેમની સ્ત્રીઓ ( यज्ञे ) તથા આ જગતમાં વસતાં મનુષ્યાદિ પ્રાણિઓ ( उच्छिष्टात् ) સર્વથી શ્રેષ્ટ પરમેશ્વરના સામર્થ્યથીજ ( जज्ञिरे ) ઉત્પન્ન થયાં છે તથા ( दिविदेवाः दिवि श्रिताः ) સૂર્યાદિ લોકો અને તેમના આશ્રયે રહેનારાં ચંદ્ર તથા પૃથ્વી ઉપર રહેનાર લોકો પણ તેણેજ ઉત્પન્ન કર્યા છે. આ સિના આ વિષય પ્રતિપાદક મંત્રો વેદમાં ઘણા છે.

## इति संक्षेपतःसृष्टिविद्याविषयः



## अथ पृथिव्यादिलोकभ्रमणविषयः

હવે પૃથ્વી આદિ લોકો ફરે છે કે સ્થિત છે તેનો વિચાર કરીએ છીએ વેદાદિશાસ્ત્રોના મતપ્રમાણે તેઓ સર્વ ભ્રમણ કરે છે. પૃથ્વીના ભ્રમણ વિષે પ્રમાણઃ—

आयंगौः पृश्निरक्रमीदसदन्मातरं पुरः । पितरं च प्रयन्त्स्वः ॥ यजुः० अ० ३ मं० ६.

અર્થઃ—(आयंगौः ) પૃથ્વી, સૂર્ય, ચંદ્ર અને અન્ય ગોળ ( पृश्निः ) આકાશમાં ( अक्रमीत् )આક્રમણ કરે છે. તેમાંથી પૃથ્વી પોતાની ( मातरम् ) જલ પરમાણુરૂપ આકાશરૂપી માતાને અને ( पितरम् ) અગ્નિમય ( स्वः ) સૂર્ય પિતાને ( असदत्) આસ થઇને ( प्रयन् ) પુનઃ પુનઃ જાય છે. અર્થાત્ જલ પરમાણુનું સ્થાન જે આકાશ તેમાં થઇને નિરંતર સૂર્યની આસ પાસ ફરેછે. પૃથ્વી જલમાંથી થયેલી હોવાથી જલ તેની માતા અને અગ્નિમય સૂર્ય તેનો પિતા છે એમ સમજવું. તેજ પ્રમાણે સૂર્ય પોતાના પિતા વાયુ અને આકાશમાતાની આસપાસ ફરેછે. અને ચંદ્ર પોતાના પિતા અગ્નિ અને જલ રૂપી માતાની આસ પાસ ફરે છે. આજ પ્રમાણે બીજા ગોળ પણ પોતપોતાની કક્ષામાં ફરે છે.

યાસ્કાચાર્ય નિઘંટુમાં 'गौ' શબ્દથી પૃથ્વી અને 'पृश्निः' થી આકાશનું ગ્રહણ કરે છે. તેમજ નિરૂક્તમાંઃ—

गौरिति पृथिव्या नामधेयं यद्दूरंगता भवति यच्चास्या भूतानि गच्छन्ति ॥ निरु० अ० २ खं० ५

गौरादित्यो भवति गमयति रसान् गच्छत्यन्तरिक्षेऽथ द्यौर्यत् पृथिव्या अधिदूरंगता भवति यच्चास्यां ज्योतींषि गच्छन्ति ॥ निरु० अ० २ खं० १४

सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्व इत्यपि निगमो भवति सोपि गौरुच्यते ॥ निरु० अ० २ खं० ९

स्वरादित्यो भवति ॥ निरु० अ० २ खं० १४.

અર્થ —( गच्छति प्रतिक्षण भ्रमति या सा गौः पृथिवी ) પ્રત્યેક ક્ષણમાં ભ્રમણ કરે છે માટે પૃથ્વીને ગૌ કહે છે ( दूरगता ) પૃથ્વી આકાશથી દૂર દૂર જાય છે. સૂર્યને પણ ગૌ કહે છે કારણ તે પોતે ભ્રમણ કરે છે અને તેથી સર્વ રસોમા ગતિ ઉત્પન્ન થાય છે દ્યૌ એટલે દ્યુલોક એને પણ ગૌ કહે છે કારણ એમાના સર્વ ચળકતા ગોળ ફરે છે સૂર્યરશ્મિ અને ચંદ્ર એમને પણ ગૌ કહે છે. કારણ કે તે પણ ફરે છે તે ગતિવાન છે સૂર્યને ( स्व ) સ્વર પણ કહે છે

अद्भ्यः पृथिवी ॥ तैत्तिरीयोपनिषदि.

પૃથ્વીની ઉત્પત્તિ જલથી હોવાને લીધે તેને પૃથ્વીની માતા પ્રમાણે સમજવું. ઉપરના મંત્રમાં અર્થ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે પૃથ્વી આદિ લોક, વાયુ, આત્મા અને ઇશ્વર એમની સત્તાવડે પોતાના સ્થાનમા રહીને પોતાની કક્ષામાં ફરે છે.

या गौर्वर्त्तनिं पर्य्येति निष्कृतं पयो दुहाना व्रतनीरवारतः । सा प्रब्रुवाणा वरुणाय दाशुषे देवेभ्यो दाशद्धविषा विवस्वते ॥ ऋ० अ० ८ अ० २ व०१० मं०१

અર્થ —( या ) પૂર્વોક્ત ( गौ ) પૃથ્વી ( वर्त्तनिम् ) પોતાના માર્ગમા ( अवारत ) નિરંતર, બિલકુલ અટક્યા વિના, ( विवस्वते * ) સૂર્યની ( परिएति ) આસપાસ ફરેછે ( निष्कृतम् ) તે પૃથ્વી આદિ ગોળાઓના માર્ગ પરમેશ્વરે નિયત કરેલા છે. ( पय ) તે સર્વ પ્રકારનો રસ [illegible] અ૦ ૫ વ૦ [illegible]ઓને આપીને વારંવાર તૃપ્ત કરે છે [illegible] સામર્થ્યથી [illegible] ( [illegible] ) [illegible] ( [illegible] ) પાલન કરે છે આ પૃ[illegible] અને ભૂમિને ( [illegible] ) ધારણ કરે છે માટે [illegible]

* સુપાંસુલુક્૦ [illegible] ઉપરથી [illegible] શબ્દ ચોથો છે

લોકોને નિયમમાં રાખનાર એવો તું સર્વનો (मित्रः) મિત્ર છે. (अद्भुतः) આશ્ચર્યકારક સૂર્ય (ज्योतिषा) પોતાના પ્રકાશવડે (तमः) અંધકારનો (अन्तः कृणोत्) સમૂળગો નાશ કરે છે. (वावत्) તેમજ (धिषणे) વસ્તુમાત્રને ધારણ કરનાર ઘાવા અને પૃથ્વીના આકર્ષણથી (व्यवर्त्तयत्) યોગ્ય જગાએ રાખેલાં છે (चर्मणि इव) જે પ્રમાણે ચામડીમાં વાળ રહેલા છે તેજ પ્રમાણે સૂર્યાદિના આકર્ષણથી એકંદર અન્ય ગોળ રહેલા છે. તાત્પર્ય એટલુંજ કે, (वृष्ण्यम्) વીર્યવાન્ વિશ્વને (अधत्त वैश्वानरः) સૂર્યાદિ ગોળે આકર્ષણ કરીને ધારણ કરેલાં છે. અને સૂર્યાદિ ગોળને પરમેશ્વરે ધારણ કરેલા છે.

आकृष्णेन रजसा वर्त्तमानो निवेशयन्नमृतं मर्त्यं च।
हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन्॥
यजुः० अ० ३३ मं० ४३

અર્થઃ—(सविता) પરમાત્મા અને સૂર્ય (रजसा) સર્વ ગોળાઓની સાથે (आकृष्णेन) આકર્ષણ વડેજ (वर्त्तमानः) સંબંધ રાખનારા છે, સૂર્ય અને પરમાત્મા (हिरण्ययेन) જ્યોતિર્મય અને (रथेन) રમણ, આનંદ ઇત્યાદિ વૃત્તિ ઉત્પન્ન કરનાર જ્ઞાન અને તેજથી યુક્ત છે. તે (मर्त्यम्) મનુષ્યાદિ મર્ત્ય લોક અને (अमृतम्) સત્ય વિજ્ઞાન કિરણ સમૂહ વગેરેને (निवेशयन्) વ્યવસ્થાથી પોતપોતાની કક્ષામાં રાખે છે તેજ પ્રમાણે (मर्त्यम्) પૃથ્વી આદિ લોક ઉપર (अमृतम्) જ્ઞાન, વૃષ્ટિ અથવા રસનું (निवेशयन्) સેચન કરે છે. એવો આ (देवः) પ્રકાશમાન સૂર્ય (भुवनानि) સર્વ લોકોનો આશ્રય છે. તેજ પ્રમાણે (पश्यन्) સર્વને જગતના પદાર્થમાત્રનું સ્વરૂપ દેખાડતો દેખાડતો (याति) ગમન કરે છે. આ મંત્રમાં પૂર્વના મંત્રમાંથી હરિભિઃ અને અકૃભિઃ એ બે પદ અનુવૃત્તિ દ્વારા આવે છે. તે પદોનો અંતર્ભાવ કરીને આ મંત્રનો અર્થ કરીએ તો નીચે પ્રમાણે થાય છેઃ—

लोका रजांस्युच्यन्ते ॥ निरु० अ० ४ खं० १९

रथो रंहतेर्गतिकर्मणः स्थिरतेर्वा स्याद्विपरीतस्य रममाणोऽस्मिँस्तिष्ठतीति वा रयतेर्वा रसतेर्वा ॥ निरु० अ० ९ खं० ११

विश्वानरस्यादित्यस्य॥ निरु० अ० १२ खं० २१

અર્થ —"रज" એટલે પૃથ્વી આદિ લોક "रथ" એટલે ગતિ, અસ્થિરતા, જ્ઞાન, પ્રાપ્તિ, રમણ, આનંદ, લાભ રૂચિ ઇત્યાદિ ગુણો જેમાં છે તે અર્થાત્ રથ એટલે આનંદરૂપ જ્ઞાન અથવા તેજોમય વિશ્વાનર એટલે સૂર્ય

આ પ્રમાણે આકર્ષણ વિધાયક મંત્રો વેદમાં અનેક છે

इत्याकर्षणानुकर्षणविषय संक्षेपत

—— ० ——

## अथ प्रकाश्यप्रकाशकविषय सक्षेपत

સૂર્યવડે ચંદ્રાદિ ગોળ પ્રકાશિત થાય છે આથી એમ સિદ્ધ થાય છે કે સૂર્ય પ્રકાશક અને ચંદ્ર આદિ પ્રકાશ્ય કહેવાય છે

सत्येनोत्तभिता भूमिः सूर्येणोत्तभिता द्यौः ।
ऋतेनादित्यास्तिष्ठन्ति दिवि सोमो अधिश्रितः ॥
अथर्व० कां० १४ अनु० १ मं० १

અર્થ —(भूमि) આ પૃથ્વી (सत्येन) નિત્યસ્વરૂપ બ્રહ્મ વાયુ અને સૂર્યવડે (उत्तभिता) આકાશમાં ધારણ થયેલી છે (सूर्येण) સૂર્યએ (द्यौः) પ્રકાશ (उत्तभित) ધારણ કરેલો છે (ऋतेन) કાલ મન અને વાયુ વડે (आदित्याः) બારે મહિના, ઋતુ અથવા કિરણો નાનુક્રમે (तिष्ठन्ति) રહે છે (दिवि) સૂર્યના પ્રકાશમાં (सोमः अधिश्रितः) ચંદ્રમા આશ્રય કરેલો છે અર્થાત ચંદ્રની પાસે પોતાનો પ્રકાશ નથી પણ ચંદ્રાદિ ગોળ સૂર્યના પ્રકાશથીજ પ્રકાશિત થાય છે

सोमेनादित्या बलिनः सोमेन पृथिवी मही। अथो नक्षत्राणामेषामुपस्थे सोम आहितः ॥

अथर्व० कां० १४ अनु० १ मं० २

અર્થઃ— ( सोमेन ) ચંદ્રની સાથે સંયુક્ત થઇને ( आदित्याः ) સૂર્યનાં કિરણ પૃથ્વી ઉપર આવે છે તેથી તે ( बलिनः ) વિશિષ્ટ બલયુક્ત થાય છે. જે ઠેકાણે પર્વતોને લીધે સૂર્યનાં કિરણો જઇ શકતાં નથી ત્યાં વિશેષ ટાઢ હોય છે. સૂર્યનાં કિરણો સાક્ષાત્ ન પડવાને લીધે ટાઢ વિશેષ હોય છે. અને તેથી ત્યાંનાં પ્રાણિ વિશેષ બળવાન હોય છે. ( ચંદ્રનાં કિરણો પણ તેજ પ્રમાણે પરાવૃત્ત થઇને આવેલાં હોવાથી ટાઢક અને બળ ઉત્પન્ન કરનારાં છે. ) ( सोमेन ) ચંદ્રના પ્રકાશથી અથવા સોમાદિ ઔષધિઓ વડે ( पृथिवी ) આ ભૂમિ ( मही ) બળવાન, બળદાતા થયેલી છે. ( एषाम् ) આ ( नक्षत्राणाम् ) નક્ષત્રોની ( उपस्थे ) પાસે ( सोमः ) ચંદ્રને ( आहितः ) સ્થાપન કરેલો છે.

कः स्विदेकाकी चरति क उ स्विज्जायते पुनः । किꣳ स्विद्धिमस्य भेषजं किं वा वपनं महत् ॥

यजुः अ० २३ मं० ९

અર્થઃ—( कः एकाकी चरति ) આ બ્રહ્માંડમાં કોણ એકલો ફરે છે? સ્વપ્રકાશથી કોણ પ્રકાશે છે? ( कः पुनः जायते ) કોણ બીજાથી પ્રકાશિત થાય છે? ( किम् स्वित् हिमस्य भेषजम् ) ટાઢનું ઔષધ શું? ( किम् वा वपनम् महत् ) બીજારોપણને સારુ મહાન્ ક્ષેત્ર કયું છે.? ( આ પ્રશ્નોના ઉત્તર આગલા મંત્રમાં છે. )

सूर्य एकाकी चरति चन्द्रमा जायते पुनः । अग्निर्हिमस्य भेषजं भूमिरावपनं महत् ॥ यजुः० अ० २३ मं. १०

અર્થઃ—( सूर्यः एकाकी चरति ) સૂર્યજ સ્વયંપ્રકાશી હોવાથી બીજા ગોળાઓને પ્રકાશ આપતો આપતો આકાશમાં વિચરે છે. ( चन्द्रमा जायते पुनः ) ચંદ્રમાં પોતાનો પ્રકાશ ન હોવાથી તે સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થાય છે.

(अग्निर्हिमस्य भेषजम्) અગ્નિ ઠંડનું ઔષધ છે (भूमि-आवपनम् महत्) જમીન બીજ વાવવા માટે ઉત્તમ ક્ષેત્ર છે આ પ્રમાણે આ વિદ્યાનું પ્રતિપાદન કરનારા મંત્રો વેદમાં ઘણા છે

## इति प्रकाश्यप्रकाशकविषयः संक्षेपतः

---

### अथ गणितविद्याविषय

एका च मे तिस्रश्च मे तिस्रश्च मे पञ्च च मे पञ्च च मे सप्त च मे सप्त च मे नव च म एकादश च म एकादश च मे त्रयोदश च मे त्रयोदश च मे पञ्चदश च मे पञ्चदश च मे सप्तदश च मे सप्तदश च मे नवदश च मे नवदश च म एकविꣳशतिश्च म एकविꣳशतिश्च मे त्रयोविꣳशतिश्च मे त्रयोविꣳशतिश्च मे पञ्चविꣳशतिश्च मे पञ्चविꣳशतिश्च मे सप्तविꣳशतिश्च मे सप्तविꣳशतिश्च मे नवविꣳशतिश्च मे नवविꣳशतिश्च म एकत्रिꣳशच्च म एकत्रिꣳशच्च मे त्रयस्त्रिꣳशच्च मे यज्ञेन कल्पन्ताम् ॥ १ ॥ चतस्रश्च मेऽष्टौ च मेऽष्टौ च मे द्वादश च मे द्वादश च मे षोडश च मे षोडश च मे विꣳशतिश्च मे विꣳशतिश्च मे चतुर्विꣳशतिश्च मे चतुर्विꣳशतिश्च मेऽष्टाविꣳशतिश्च मेऽष्टाविꣳशतिश्च मे द्वात्रिꣳशच्च मे द्वात्रिꣳशच्च

मे षट्त्रिंशच्च मे षट्त्रिंशच्च मे चत्वारिंशच्च मे चत्वारिंशच्च मे चतुश्चत्वारिंशच्च मे चतुश्चत्वारिंशच्च मेऽष्टाचत्वारिंशच्च मे यज्ञेन कल्पन्ताम् ॥ २ ॥ यजुः० अ० १८ मं० २४—२५.

આ મંત્રોમાં મૂળરૂપે અંકગણિતવિદ્યા છે એકમાં એક (૧+૧=૨) મેળવીએ તો બે થાય, બેમાં એક (૨+૧=૩) મેળવવાથી ત્રણ થાય છે (૩+૨=૫) (૫+૨=૭) આ પ્રમાણે આગળ પણ સમજી લેવું એ વિષમ અંક એટલે એકી સંખ્યાને માટે થયું તેને બે ચાર ચારને ચાર આઠ (૪+૪=૮ (૮+૪=૧૨) (૧૨+૪=૧૬) એજ પ્રમાણે અનંત સંખ્યાઓ ગણી લેવી આ મંત્રોમાંના અનેક પ્રકાર ગણિતના અનેક પ્રકાર દેખાડે છે એ સર્વ પ્રકાર વેદાંગ ગ્રંથ જ્યોતિશાસ્ત્રમાં આપેલા હોવાથી આ ઠેકાણે વિશેષ વિવેચન કરવું અયોગ્ય છે તે ન લખતાં ગણિતવિદ્યા મંત્ર ઉપરના મંત્રોમાં છે આ અંકગણિતનું નામ છે. તેને પદાર્થોના હિસાબમાં કામ આવે છે, અને અજ્ઞાત પદાર્થોની સંખ્યા જાણવાને માટે જે હિસાબ કરાય છે તેને બીજગણિત—(Algebra) કહે છે તે નીચે પ્રમાણે છે

## (૨) બીજગણિત.

अग्न आ याहि वीतये गृणानो हव्यदातये । नि होता सत्सि बर्हिषि ॥ साम० छं० । प्रपा० १ खं० १॥

અર્થ —(અગ્ન) એ ચિન્હ "અ" પરિમાણનું દ્વિત્વ બતાવે છે [બીજગણિતમાં અજ્ઞાતસંખ્યા "અ, ક, ગ" ઇત્યાદિ અક્ષરોથી દેખાડાય છે, અને તેની કીમત "અ, કે, ગે," એ પ્રમાણે દેખાડાય છે] આ મંત્રમાં આ અંક જો કે સ્વરદર્શક છે તથાપિ એ અંક સ્વરની બે અથવા ત્રણગણી વધારે કિંમત દેખાડે છે માટે આ મંત્ર બીજગણિતના મૂળભૂત છે આ પ્રમાણે વેદમંત્રોમાં જુદા જુદા ઠેકાણે એક ક્રિયાથી બે અથવા વધારે ઉદ્દેશ સાધેલા હોય છે ગણિતનો ત્રીજો ભાગ રેખાગણિત અથવા ભૂમિતિ (Geometry) છે તે નીચેના મંત્રમાં આપીએ છીએ

## (૩) રેખાગણિત અથવા ભૂમિતિ.

इयं वेदिः परो अन्तः पृथिव्या अयं यज्ञो भुवनस्य नाभिः।
अयꣳ सोमो वृष्णो अश्वस्य रेतो ब्रह्मायं वाचः परमं व्योम॥

यजुः० अ० २३ मं० ६२

અર્થ—(इयम् वेदि) આ વેદિ ત્રિકોણ, ચતુષ્કોણ ગોળ, શેનાકાર અથવા બીજા આકારવાળી છે (पृथिव्या पर अन्त) પૃથ્વીની જે ચાર બાજુની છેટની હદ તે તેનો પરિધ છે (अयम् यज्ञ *) પરિધની બન્ને બાજુઓ જોડનાર લીટીને વ્યાસ કહે છે (भुवनस्य नाभि) આ લીટી તે પૃથ્વીની મધ્યરેખાજ છે (अयम् सोम) ચંદ્રલોકને પણ એજ પ્રમાણે પરિધિવ્યાસ વગેરે છે (वृष्ण) વૃષ્ટિકર્તા સૂર્ય, વાયુ અને અગ્નિ (अश्वस्य) એ વેગના હેતુઓને પણ એજ પ્રમાણે પરિધ વગેરે હોય છે (रेत) તેમનુ વીર્ય અને એ પરિધરૂપ સામર્થ્ય ચોતરફ પ્રસરેલુ છે આ મંત્રમા વેદિનો આકાર, પૃથ્વીનો પરિધ અને વ્યાસ એ શબ્દ રેખાગણિત સૂચવે છે (ब्रह्मायम्) બ્રહ્મ વાણીથી પણ પર હોઇને સર્વની પરે વ્યાપક રહેલો છે




कासीत्प्रमा प्रतिमा किं निदानमाज्यं किमासीत् परिधिः क आसीत्। छन्दः किमासीत् प्रउगं किमुक्थं यद्देवा देवमयजन्त विश्वे॥

ऋ० अ० ८ अ० ७ व० १८ मं० ३.

અર્થ—(प्रमा का आसीत्) સર્વનો યથાર્થ જ્ઞાતા કોણ છે? (किम् प्रतिमा) જગત્માત્રનુ માપ કરનાર કોણ છે? (किम् निदानम) જગત્માત્રનુ આદિકારણ કોણ છે? (किम् आज्यम्) આ જગત્મા આનંદયુક્ત અથવા તો ઘૃતની પેઠે જગત્મા જાણવા યોગ્ય સારભૂત કોણ છે? (क परिधि आसीत्) આ સંસારની

* यज देवपूजासंगतिकरणदानेषु। આ ધાતુ ઉપરથી યજ્ઞ શબ્દ સિદ્ધ થયો છે સંગતિકરણ એટલે જોડવુ, એકત્ર કરવુ, સાધવુ માટે આ ઠેકાણે યજ્ઞ શબ્દનો અર્થ સાધનાર એજ થાય છે

પરિધિ કોણ છે? (छन्दः किम् आसीत्) સ્વતંત્ર કોણ છે? (प्रउगम्) પ્રગીત અને શબ્દોથી સ્તુતિ કરવા યોગ્ય કોણ છે? આ સાત પ્રશ્નોનો ઉત્તર મંત્રના ઉત્તરાર્ધમાંજ આપેલો છે કે (यत् विश्वेदेवा देवम् अयजन्त) જેને સર્વ વિદ્વાનો પૂજતા હતા-પૂજે છે અને ભવિષ્યમાં પૂજશે તે પરમાત્મા છે. આ વિદ્યા જ્યોતિઃશાસ્ત્રમાં વિસ્તારપૂર્વક લખેલી છે. આ વિષયના પ્રતિપાદક ઘણા મંત્રો વેદમાં છે પરન્તુ ગ્રંથવિસ્તારના ભયથી અત્રેજ વિરમવું પડે છે.

## इति संक्षेपतो गणितविद्याविषयः

---

## अथेश्वरस्तुतिप्रार्थनायाचनासमर्पणोपासनाविद्याविषय

સ્તુતિસંબંધે યોમૂતંચ ઇત્યાદિ મંત્રોમાં લખી ગયા છીએ અને વળી આગળ પણ લખીશું. આ ઠેકાણે પ્રાર્થના વિષે લખીએ છીએ.

**तेजोसि तेजो मयि धेहि वीर्य्यमसि वीर्य्यं मयि धेहि बलमसि बलं मयि धेहि। ओजोऽस्योजो मयि धेहि मन्युरसि मन्युं मयि धेहि सहोऽसि सहो मयि धेहि॥**

**यजु० अ० १९ मं ९.**

અર્થઃ—હે પરમેશ્વર! (तेजः असि) તું અનંતવિદ્યા અને વિજ્ઞાનરૂપ તેજવડે પ્રકાશિત છે, માટે (तेजः) તે તારૂં તેજ (मयि) મારામાં ઉત્પન્ન કર. (वीर्यम् असि) હે પરમાત્મન્! તું અનંત વીર્યવાન્ છે માટે (वीर्यम् मयि धेहि) મારા શરીર, બુદ્ધિ, મન ઇત્યાદિમાં પણ શૌર્ય, સ્ફૂર્તિઆદિ વીર્ય ઉત્પન્ન કર. (बलम् असि) હે જગદીશ્વર! તું સર્વથી બલવાન્ છે (बलम् मयि धेहि) માટે મારામાં પણ બલ ઉત્પન્ન કર. (ओजः असि) હે પરબ્રહ્મન્! તું અનંત વિદ્યાઓના બલથી યુક્ત છે (ओजः मयि धेहि) માટે મારામાં પણ વિદ્યાવિજ્ઞાન વગેરે બુદ્ધિનું સામર્થ્ય ઉત્પન્ન કર. (मन्युः असि) હે પરમકારુણિક પરમાત્મન્! તું દુષ્ટો ઉપર ક્રોધ કરનાર છે (मन्युम् मयि धेहि) મને પણ દુષ્ટો ઉપર ક્રોધ કરવાનું સામર્થ્ય આપ. (सहः असि) હે દેવાધિદેવ! તું સહન કરનાર છે માટે મને પણ (सहः मयि धेहि) સુખ દુઃખાદિ દ્વંદ્વોને સહન કરવાનું સામર્થ્ય આપ. હે દયાઘન! એ પ્રમાણે મારામાં સર્વ સદ્ગુણ ઉત્પન્ન કર.

( ૨ ) (स्वा + वाग + आह)=સ્વાહા–પોતાના મન કાનમાં જેવું જ્ઞાન હોય તેનેજ નિષ્કપટપણે મ્હો ઉપર ભાખવું જોઈએ.

( ૩ ) (स्वम + प्र + आह )–પોતાના પદાર્થનેજ પોતાનો કહેવો અને બીજાના પદાર્થને પોતાનો ન બતાવતા બીજાનોજ કહેવો.

( ૪ ) ( सु + आहुतम् हवि जुहोति )—ઉત્તમ સંસ્કાર કરીને તૈયાર કરેલા હવિદ્રવ્યનોજ હોમ કરવો.

આ પ્રમાણે સ્વાહા શબ્દના ચાર અર્થ છે. હે પરમેશ્વર ! આ પ્રમાણે વર્તવાની અમને બુદ્ધિ આપ.

स्थिरा वं: सन्त्वायुंधा पराणुदें वीळू उत प्रंतिष्कर्भे ।
युष्माकंमस्तु तविंषी पनीयसी मा मर्त्यंस्य मायिनं:॥

ऋ० अ० १ अ० ३ व० १८ मं० २

અર્થ —પરમેશ્વર મનુષ્યોને આશિર્વાદ આપે છે કે (व आयुधा ) તમારા આગ્નેયાદિ અસ્ત્ર, શતઘ્ની ( તોપ ) ભુશુણ્ડી ( બંદુક ) આદિ આયુધો અને ધનુષ્ બાણ તલવાર આદિક શસ્ત્રો (स्थिरा ) મારા અનુગ્રહથી દૃઢ થાઓ. અને તેથી ( पराणुद ) તમે દુષ્ટલોકોનો પરાભવ કરો. તે હથિયારો ( वीळू ) અત્યંત મજબુત અને સર્વગુણયુક્ત હોવા જોઇએ ( उत प्रतिष्कभ ) તેની સહાયથી તમે શત્રુના સૈન્યનો નાશ કરો. ( युष्माकम् ) તમારૂં ( तविषी ) સૈન્ય ઉત્તમ રાખો. જ્યાં સુધી તમે ઉત્તમ સૈન્ય રાખશો ત્યાંસુધીજ તમારૂં ચક્રવર્તિ રાજ્ય રહેશે અને તમે શત્રુઓનો પરાજય કરી શકશો. આ આશિર્વાદ સદ્વર્તન રાખનાર માણસોનેજ છે. પણ ( मायिन ) જે ઠગ કિંવા દુષ્ટ છે તેવા ( मर्त्यस्य ) મનુષ્યોને માટે ( मा ) આ આશિર્વાદ નથી–અર્થાત્ સદાચરણી ઉપરજ ઇશ્વર દયા કરે છે અને દુષ્ટાચારીઓ ઉપર નથી કરતો.

इषे पिन्वस्वोर्जे पिन्वस्व ब्रह्मणे पिन्वस्व क्षत्राय पिन्वस्व द्यावांपृथिवीभ्यां पिन्वस्व । धर्मासि सुधर्मा मे न्यस्मे नृम्णानि धारय ब्रह्म धारय क्षत्रं धारय विशं धारय॥

यजुः० अ० ३८ मं० १४.

અર્થ –હે ભગવાન્ ( इषे ) અમારી ઇચ્છાઓ શુભ અને ઉત્તમ તથા

અમારાં શરીર ઊત્તમોત્તમ તથા પુષ્ટિકારક અન્નાદિથી ( पिन्वस्व ) બલવાન કર ( ऊर्जे ) અમે વેદવિદ્યા તથા વિજ્ઞાન ગ્રહણ કરવામા પરમ પ્રયત્નવાન અને ( ब्रह्मणे ) બ્રાહ્મણવર્ણને યોગ્ય ગુણકર્મસ્વભાવયુક્ત થઇએ તેટલા માટે ( पिन्वस्व ) અમને દઢોત્સાહી કર ! ( क्षत्राय पिन्वस्व ) અમને સામ્રાજ્યયુક્ત કરીને તેને સાચવવાને પરમવીર્યવાન ક્ષત્રિયસ્વભાવવાળા કર ! ( द्यावा पृथिवीभ्याम् पिन्वस्व ) જેની રીતે દ્યાવાપૃથ્વી, સૂર્ય, અગ્નિ અને ભૂમ્યાદિ પદાર્થોથી સર્વ જગત્‌ને પ્રકાશ અને ઉપકાર પહોંચે છે, તેવીજ રીતે ક્લાકૌશલ, યાનચાલનાદિ વિદ્યા ગ્રહણ કરીને અમે પણ સર્વ મનુષ્યોનો ઉપકાર કરીએ તેને માટે અમને ઉત્તમ પ્રયત્નવાન્ કર ! ( सुधर्मा ) હે સુધર્મ પરમેશ્વર ! તુ ( धर्मासि ) ન્યાયકારી છે, અમને પણ તારા જેવા ન્યાયી કર ( अमेनि ) હે સર્વહિતકારકેશ્વર ! જેવો તું નિર્વૈર છે, તેવીજ રીતે અમને પણ સર્વના મિત્ર કર, તથા ( अस्मे ) અમને ( नृम्णानि धारय ) ઉત્તમ રાજ્ય, ઉત્તમધન અને શુભ ગુણવાળા કર તેમજ ( ब्रह्म धारय ) અમારામા વેદવિદ્યાપઠિત વિદ્વાન્ બ્રાહ્મણો ( क्षत्रम् धारय ) ચક્રવર્તિ રાજ્ય ચલાવવામા સમર્થ એવા ક્ષત્રિયો અને ( विशम् धारय ) સત્ય ન્યાયથી પર દેશ વગેરે સ્થાનોમા જઇને ઉત્તમ વ્યાપાર કરનારા વૈશ્યો ઉત્પન્ન થાય અર્થાત્ અમારામા સર્વોત્તમ ગુણ તથા ઐશ્વર્ય આવે એવી અમે પ્રાર્થના કરીએ છીએ તે હે ભગવાન કૃપાનિધિ ! અમારી સર્વ ઇચ્છાઓ આપ પૂર્ણ કરો !

यज्जाग्र॑तो दू॒रमु॒दैति॒ दैवं॒ तदु॑ सु॒प्तस्य॒ तथै॒वैति॑ । दू॒र॒ङ्ग॒मं ज्योति॑षां॒ ज्योति॒रेकं॒ तन्मे॒ मनः॑ शि॒वस॑ङ्कल्प॒मस्तु ॥ यजुः० अ० ३४ मं० १

અર્થ —( यत् जाग्रत ) જાગ્રત મનુષ્યનું મન ( दूरम उदति ) સર્વ ઇન્દ્રિયોનુ અધિષ્ઠાન હોવાથી તેમનો સ્વામી છે ને ( दैवम ) જ્ઞાનાદિ દિવ્યગુણવાળુ તથા પ્રકાશસ્વરૂપ છે ( तत उ सुप्तस्य ) તેવીજ રીતે સુતેલા મનુષ્યનુ મન પણ ( तथा एव एति ) સ્વપ્નમા દિવ્યપદાર્થને જોતુ તથા સુષુપ્તિ અવસ્થામા પણ [illegible] રહે છે, તથા ( दूरम गमम ) દૂર દૂર જવાના સ્વભાવવાળુ અને ( ज्योतिषाम ज्योति एकम् ) ઇન્દ્રિયો તથા સૂર્યાદિ પદાર્થોનુ પ્રકાશક એક અસહાય એવુ જે મારૂ મન છે ( तत् मे मन ) તે હે ઇશ્વર ! આપના કૃપાકટાક્ષથી ( शिव सङ्कल्पम अस्तु ) શિવસંકલ્પ અર્થાત્ [illegible] ધર્મ અને શુભગુણપ્રિય થાય એવી [illegible] તે [illegible] ધારણ કર

वाजश्चमे प्रसवश्च मे प्रयतिश्च मे प्रसितिश्च मे धीतिश्च मे क्रतुश्च मे० ॥

આ અને એની આગળના એટલે યજુર્વેદ અધ્યાય અઢારના સઘળા મંત્રો ઇશ્વરને સર્વસ્વ સમર્પણ કરવાના વિધાયક છે અર્થાત્ સર્વથી ઉત્તમ મોક્ષ સુખથી તે ક્ષુદ્ર ઐહિક સુખો સુધીની યાચના મનુષ્યોએ કેવલ ઇશ્વર પાસેથીજ કરવી જોઇએ.

आयुर्यज्ञेन कल्पतां प्राणो यज्ञेन कल्पतां चक्षुर्यज्ञेन कल्पताᳪं श्रोत्रं यज्ञेन कल्पतां वाग्यज्ञेन कल्पतां मनो यज्ञेन कल्पतामात्मा यज्ञेन कल्पतां ब्रह्मा यज्ञेन कल्पतां ज्योतिर्यज्ञेन कल्पताᳪं स्वर्यज्ञेन कल्पतां पृष्ठं यज्ञेन कल्पतां यज्ञो यज्ञेन कल्पताम् । स्तोमश्च यजुश्च ऋक् च साम च बृहच्च रथंतरंच ॥ स्वर्देवा अगन्मामृता अभूम प्रजापतेः प्रजा अभूम वेट् स्वाहा॥ यजुः० अ०१८ मं०२९

यज्ञो वै विष्णुः ॥ श० कां० १।२–।१३.

ભોગ, શિલ્પવિદ્યાજન્ય વસ્તુ આ સર્વે વસ્તુઓ ઇશ્વરને સમર્પણ કરીએ છિયે કે જેથી અમે કૃતજ્ઞ થઇએ; અને એમ કરવાથી પરમકારુણિક પરમાત્મા અમને સર્વોત્તમ સુખ આપે કે જેથી અમે ( स्वः देवाः ) સુખથી પ્રકાશિત અને ( अमृता ) મોક્ષની ( अगन्म ) સર્વદા પ્રાપ્તિ કરીએ તથા ( प्रजापतेः ) અમે પરમેશ્વરનીજ (प्रजा) પ્રજા (अभूम) થઇએ. અર્થાત્ પરમેશ્વર વિના અન્ય કોઇને કદાપિ પણ રાજા ન માનીએ. તથા ( वेट् स्वाहा ) અમે સદા સત્ય બોલીએ અને હે પરમાત્મન્ ! આપની આજ્ઞા પાલન કરવામાં પરમ પ્રયત્ન અને ઉત્સાહવાન્ થઇએ. આપની આજ્ઞા વિરુદ્ધ કદિપણ વર્તિએ નહિ કિન્તુ આપની સેવામાંજ સદા પુત્રવત્ રહીએ.

## इति प्रार्थना याचनासमर्पणविषयः संक्षेपतः

---

## अथोपासनाविषयः संक्षेपतः

युञ्जते मनं उत युञ्जते धियो विप्रा विप्रस्य बृहतो विपश्चितः। वि होत्रा दधे वयुनाविदेक इन्मही देवस्य सवितुः परिष्टुतिः॥

ऋ० अ० ४ अ० ४ व० २४ मं० १.

અર્થઃ—( विप्राः ) ઇશ્વરોપાસક ( होत्राः ) યોગિયો ( विप्रस्य ) જે સર્વત્ર પરમેશ્વરમાં પોતાનું (मनः युञ्जते) મન યુક્ત કરે છે, (उत) વળી ( धियः ) પોતાની બુદ્ધિ વૃત્તિ પણ તેમાંજ યુક્ત કરે છે. તે પરમેશ્વર કેવો છે કે જે આ સર્વ જગતને ( विदधे ) ધારણ કરે છે તથા ( वयुनावित् ) સર્વ જીવોનાં શુભાશુભ કર્મો તથા જ્ઞાનને જાણનાર (बृहतः) સર્વથી મહાન્ (विपश्चितः) વિદ્વાન્ ( एकः ) અદ્વિતીય, ( इत् ) સર્વત્ર વ્યાપ્ત, જ્ઞાનસ્વરૂપ અને એનાથી ઉત્તમ કોઇપણ પદાર્થ નથી તે ( देवस्य ) સર્વ જગત્ પ્રકાશક ( सवितुः ) સર્વ જગદુત્પાદક ઇશ્વરની સર્વ મનુષ્યોએ ( मही परिष्टुतिः ) સર્વ પ્રકારે મહાન્ એવી સ્તુતિ કરવી જોઇએ. એમ કરવાથી જીવાત્મા ઇશ્વરની પ્રાપ્તિ કરી શકે છે.

युञ्जानः प्रथमं मनस्तत्वाय सविता धियम्। अग्ने

ज्योतिं निचाय्यं पृथिव्या अध्याभरत् ॥यजुः०अ०११मं१

અથ —( युञ्जान ) યોગ કરનાર મનુષ્યો જ્યારે ( तत्त्वाय ) બ્રહ્મજ્ઞાન આદિ તત્વજ્ઞાનને માટે ( प्रथमम ) પ્રથમ ( मन ) પોતાના મનને ઇશ્વરમાં યુક્ત કરે છે ત્યારે તેની બુદ્ધિને કૃપાથી ( सविता ) પરમેશ્વર પોતાનામા નિયુક્ત કરી લે છે ત્યારપછી ( अग्ने ज्योति ) અગ્નિ પરમાત્માના પ્રકાશસ્વરૂપને તે યોગી ( निचाय्य ) યથાવત્ જાણીને ( अध्याभरत् ) પોતાના આત્મામા ધારણ કરે છે ઉપાસક યોગીઓનુ આજ લક્ષણ જાણવુ જોઇએ

युक्तेन मनसा वयं देवस्य सवितुः सवे। स्वर्ग्याय शक्त्या ॥ यजुः० अ० ११ मं० २

અર્થ —સર્વ મનુષ્યોએ એવી ઇચ્છા કરવી જોઇએ કે અમે ( स्वर्ग्याय ) મોક્ષ સુખને માટે ( शक्त्या ) યોગબળની ઉન્નતિથી ( देवस्य ) સ્વપ્રકાશ આનંદસ્વરૂપ ( सवितु ) સર્વાન્તર્યામિ પરમેશ્વરના ( सवे ) અનન્ત ઐશ્વર્યમા ( युक्तेन मनसा ) યોગયુક્ત પોતાના શુદ્ધ મન કરણવડે રહીએ

युक्त्वाय सविता देवान्त्स्वर्यतो धिया दिवम् । बृहज्ज्योतिः करिष्यतः सविता प्रसुवाति तान् ॥यजुः० अ० ११ मं० ३

અથ —એવી રીતે યોગાભ્યાસ કરવાથી ( सविता ) અન્તર્યામિ ઇશ્વર કૃપાવડે ( स्वर्यत ) શુદ્ધ નિર્મળ ચિત્તથી ( देवान् ) ઉપાસક યોગીઓને ( युक्त्वाय ) પોતામા યુક્ત કરી તેમના આત્મામા ( धिया ) સ્વકૃપાધાર વૃત્તિવડે પોતાના ( बृहज्ज्योति ) અનન્ત પ્રકાશ અને ( दिवम् ) દિવ્યસ્વરૂપનો ( प्रसुवाति ) પ્રકાશ કરે છે તથા ( करिष्यत ) સત્યભક્તિ કરનાર ( तान् ) ઉપાસક યોગિયોને મોક્ષ દાન આપીને આનંદમા રાખે છે

युजे वां ब्रह्म पूर्व्यं नमोभिर्विश्लोकं एतु पथ्येव सूरेः । शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा आये धामानि दिव्यानि तस्थुः ॥ यजुः० अ० ११ मं. ५.

અર્થ —ઉપાસકોનો ઉપદેશ કરનાર અને તેને ગ્રહણ કરનાર બન્ને પામે

ઈશ્વર પ્રતિજ્ઞા કરેછે કે ( ब्रह्म पूर्व्यम् ) જ્યારે તમે સનાતન બ્રહ્મની (नमोभिः) સ્થિર આત્મા અને સત્યભાવથી નમસ્કારાદિ સહ ઉપાસના કરશો ત્યારે હું તમને આશિર્વાદ આપીશ કે ( सूरेः पथ्या इव ) જેમ પરમ વિદ્વાનોને ધર્મમાર્ગ યથાવત્ પ્રાપ્ત થાય છે તેમ ( वाम् ) તમને બન્નેને ( श्लोक ) સત્યકીર્તિ ( वि एतु ) પ્રાપ્ત થાઓ. અને ( अमृतस्य पुत्राः ) હે મોક્ષમાર્ગના પાલન કરનારા મનુષ્યો ( शृण्वन्तु विश्वे ) તમે સર્વે સાંભળો કે ( ये ) પૂર્વે જે ઉપાસકો હતા તે ( दिव्या-नि धामानि ) પ્રકાશસ્વરૂપ, વિદ્યા, ઉપાસનાયુકત. કર્મો તથા સુખસ્વરૂપ, જન્મ, સુખ સાધનમાં ( आतस्थु- ) સ્થિત થયેલાછે એવી રીતે ઉપાસના કરનારા તમને પણ હું ઉપાસના યોગમાં યુક્ત કરું છું.

सीरा युञ्जन्ति कवयो युगा वितन्वते पृथक् । धीरा देवेषु सुम्नया ॥ यजुः० अ० १२ मं० ६७

અર્થઃ—( कवयः ) વિદ્વાન ( धीराः ) ધ્યાની યોગીઓ ( पृथक ) યથાયોગ્ય વિભાગવડે ( सीराः ) યોગાભ્યાસ, ઉપાસનાને માટે નાડીઓને ( युञ्जन्ति ) પરમાત્માને જાણવાને માટે અભ્યાસમાં યુકત કરે છે, તથા ( युगाः ) યોગને લાયક કર્મોનો ( वि तन्वते ) વિસ્તાર કરે છે એ પ્રમાણે જે કરે છે તે ( देवेषु ) વિદ્વાન્ યોગીઓમાં ( सुम्नया ) સુખપૂર્વક રહિને પરમાનંદને પ્રાપ્ત કરે છે.

युनक्त सीरा वियुगा तनुध्वं कृते योनौ वपतेह बीजम् । गिरा च श्रुष्टिः सभरा असन्नो नेदीय इत्सृण्यः पक्वमेयात् ॥

यजुः०अ०१२मं०६८.

અર્થઃ—હે યોગી લોકો તમે યોગાભ્યાસવડે પરમાત્માના યોગથી આનંદ ( युनक्त ) યુકત થાઓ અને મોક્ષ સુખનો સદા ( वितनुध्वम् ) વિસ્તાર કરો: તથા ( युगा ) ઉપાસનાયુકત કર્મોને ( सीरा ) પ્રાણ, આદિત્ય યુકત નાડીઓને ઉપાસના કર્મમાં યુકત કરો. એ પ્રમાણે ( कृते योनौ ) અંતઃકરણને શુદ્ધ કરીને પરમાનંદના કારણ રૂપ આત્મામાં ( वपतेह बीजम ) ઉપાસના વિધિથી યોગ ઉપાસનાના વિજ્ઞાન નામક બીજનું રોપણ કરો તથા ( गिरा च ) વેદવિદ્યા-રૂપ વાણીથી ( युनक्त ) યુક્ત થાઓ અને ( पक्वम् ) શુદ્ધાનંદ સિદ્ધ ( श्रुष्टिः ) યોગફલ ( नः नेदियः असत् ) અમને શિઘ્ર પ્રાપ્ત થાઓ એવી ઇચ્છા કરો. ( इत

ણ્ય ) ઉપાસના યુક્ત યોગવૃત્તિઓ મન નગનો પ્રાપ્ત કરે છે તથા તેના વડે ઉપાસક યોગી ( સમસ ) શાન્ત્યાદિ ગુણોને ધારણ કરે છે મન્ત્રના શ્રુષ્ટિ અને સૃણિ શબ્દ આવેલા છે તેને માટે પ્રમાણ —

श्रुष्टीति क्षिप्रनामाशु अष्टीति ॥ निरु० अ० ६ खं० १२
द्विविधा सृणिर्भवति भर्त्ता च हन्ता च ॥ निरु० अ० १३ खं० ५

अष्टाविंशानि शिवानि शग्मानि सहयोगं भजन्तु मे । योगं प्रपद्ये क्षेमं च क्षेमं प्रपद्ये योगं च नमोऽहोरात्राभ्यामस्तु ॥

अथर्व० कां० १९ अ० १ व० ८ मं २

અર્થ —હે ગણેશ ! આપની કૃપાથી ( મે ) મારી ( अष्टाविंशानि शिवानि ) અઠાવિશ સુખકારક વસ્તુઓ-દશ ઇન્દ્રિયો દશ પ્રાણ મન બુદ્ધિ ચિત્ત અહંકાર વિદ્યા, સ્વભાવ, શરીર તથા બળ ( शग्मानि ) સુખવાળા થઈને ( अहोरात्राभ्याम् ) રાતદિવસ ઉપાસના યોગને ( भजन्तु ) સેવે તથા આપની કૃપાથી ( योगम् प्रपद्ये ) યોગને પ્રાપ્ત થઈને ( क्षेमम् ) ક્ષેમને પ્રાપ્ત કરે અને ક્ષેમની મદદથી યોગબળને વધારે આ બાબતમા તમે અમારા સહાયકારી થાઓ તેના માટે અમે તમને હમેશા નમસ્કાર કરીએ છિએ

भूयांनरात्याः शच्याः पतिस्त्वमिन्द्रासि विभूः प्रभूरिति त्वोपास्महे वयम् अथर्व० कां० १३ अनु० ४ म० ४७

અર્થ —( इन्द्र ) હે ઇન્દ્ર પરમેશ્વર ! તું ( शच्याः ) પ્રજાને વાણીનો તથા કર્મનો ( पतिः असि ) સ્વામિ છે તથા ( भूयान् ) સર્વ શક્તિમાન્ તથા સર્વથી ઉત્તમ હોવાથી તું સર્વથી શ્રેષ્ઠ છે ( अरात्याः ) અમારી શત્રુરૂપી કુરૂપ પ્રજા, અસત્ય વાણી તથા પાપ કર્મોનો તું શત્રુ છે અર્થાત્ તેમનો નાશ

ઋનામાં ( પ્રભુ ) તું સમર્થ છે તથા ( વિભુ ) તું વ્યાપક છે ( ઇતિ ) એમ જાણીને ( વયમ્ ) અમે સદા ( त्वा उपास्महे ) તમારી ઉપાસના કરીએ છિએ.

**वाचो नामसु शचीति पठितम् ॥ निघं. अ० १ खं० ११**
**तथा कर्मणां नामसु शचीति पठितम् ॥ निघं अ० २ खं० १**
**तथा प्रजा नामसु शचीति पठितम् ॥ निघं. अ० ३ खं० ९**

ઉપરના પ્રમાણોમાં યાસ્કાચાર્ય બતાવે છે કે વાણી, કર્મ તથા પ્રજા એ ત્રણ અર્થમાં શચી શબ્દ વપરાય છે

## नमस्ते अस्तु पश्यत पश्यं मा पश्यत ॥
## अथर्व० कां० १३ अनु० ४ मं० ४८

અર્થઃ—ઇશ્વર ઉપદેશ કરે છે કે હે મનુષ્યો ! તમે હમેશા ઉપાસનાની રીતે ( મા ) મને ( पश्यत ) સમ્યક્ જાણીને તે પ્રમાણે વર્તો તથા હે ઉપાસકો ! તમે એમ જાણો અને બોલો કે હે અનંત વિદ્યા યુક્ત પરમેશ્વર ! ( नमस्ते अस्तु ) તને અમે હમેશા નમસ્કાર કરીએ છિએ કારણ કે—

## अन्नाद्येन यशसा तेजसा ब्राह्मणवर्चसेन ॥
## अथर्व० कां० १३ अनु० ४ मं० ४९

અર્થ —તુ ( अन्नाद्येन ) અન્નાદિથી, ગન્ધાદિ ઐશ્વર્યથી ( यशसा ) સત્કર્મથી થએલી સર્વોત્તમ કીર્તિથી ( तेजसा ) તેજથી અને ( ब्राह्मण वर्चसेन ) પૂર્ણવિદ્યાથી યુક્ત હે પરમેશ્વર તું અમને ( पश्य ) જો. એના માટે અમે હમેશા તારી ઉપાસના કરીએ છિએ

## अम्भो अमो महः सह इति त्वोपास्महे वयम् ॥
## अथर्व० कां० १३ अनु० ४ मं० ५०

અર્થ—હે મહાન ! [ अम्भ ] [ આ શબ્દ आप्लृ ધાતુને असुन् પ્રત્યય લગાડવાથી થએલો છે ] તું વ્યાપક, શાન્ત રૂપ અને પ્રાણનો પણ પ્રાણ [ अम ] જ્ઞાન સ્વરૂપ [ महः ] સર્વથી મહાન્ તથા પૂજ્ય [ सह ] સહનશીલ છે [ इति वा ] એમ તને જાણીને તારી [ वयम् उपास्महे ] ઉપાસના અમે કરીએ છિએ.

अम्भो अरुणं रजतं रजः सह इति त्वोपास्महे वयम् ॥
अथर्व० कां० १३ अनु० ४ मं० ५१

અર્થઃ—( अम्भः ) હે વ્યાપક પરમાત્મન્ તું ( अरुणम् ) પ્રકાશસ્વરૂપ ( रजतम् ) પ્રીતિના કારણરૂપ આનંદસ્વરૂપ ( रजः ) સર્વ લોકના ઐશ્વર્યયુક્ત ( सहः ) સહનશક્તિનો દાતા છે ( इति त्वा वयम् उपास्महे ) માટે અમે તારી ઉપાસના કરીએ છિયે. તારાવિના અમારો બીજો કોઇ પણ ઉપાસ્ય નથી.

उरुः पृथुः सुभूर्भुव इति त्वोपास्महे वयम् ॥
अथर्व० कां० १३ अनु० ४ मं० ५२

અર્થઃ—( उरुः ) હે સર્વ શક્તિમાન્ ! ( पृथुः ) મહાન્ વ્યાપક વિભુ! ( सुभूः भुवः ) તું પ્રત્યેક પદાર્થમાં બરાબર વ્યાપક હોવાથી સુભૂ છે અન્તરીક્ષની પેઠે આકાશ રૂપ હોવાથી ભુવઃ છે એમ જાણીને ( त्वा ) તારી અમે ( उपास्महे ) ઉપાસના કરીએ છિએ.

प्रथो वरो व्यचो लोक इति त्वोपास्महे वयम् ॥
अथर्व० कां० १३ अनु० ४ मं० ५३

અર્થઃ—હે પરમાત્મન્ ! તું ( प्रथः ) સર્વ જગતનો વિસ્તારકર્તા ( वरः ) શ્રેષ્ઠ, ( व्यचः ) અખિલ જગતનો જ્ઞાતા અને ( लोकः ) વિદ્વાનોવડે જાણવા યોગ્ય છે ( इति त्वा ) એવા તારા સર્વજ્ઞ સ્વરૂપની ( वयम् उपास्महे ) અમે ઉપાસના કરીએ છિએ.

युञ्जन्ति ब्रध्नमरुषं चरन्तं परितस्थुषः । रोचन्ते रोचना दिवि ॥ ऋ० अ०१ अ० १ व०११ मं० १

પ્રથમ અર્થઃ—જે વિદ્વાન્ યોગિઓ ( परितस्थुषः ) અખિલ જગતના પદાર્થો તથા મનુષ્યોને જાણનાર સર્વજ્ઞ ( अरुषम् ) કરૂણામય ( आङ्पूर्वक रुष हिंसायाम् ધાતુ ઉપરથી થયો છે ). તથા સર્વાનન્દપ્રદ મહાન્ પરમેશ્વરની સાથે પોતાના આત્માને ( ब्रध्नम् ) વિદ્યા તથા યોગાભ્યાસદ્વારા ( युञ्जन्ति ) જોડે છે તે ( रोचना ) આનંદથી યુક્ત થઇને ( दिवि ) પ્રકાશ સ્વરૂપ પરમાત્મામાં ( रोचन्ते ) પરમાનંદ પામે છે.

દ્વિતીય અર્થ – ( परितस्थुषः ) સર્વે લોક અને તત્રસ્થ પદાર્થો ( अरुषम् ) અતિમય, રકતવર્ણ ( ब्रध्नम् ) સૂર્યના ( युञ्जन्ति ) આકર્ષણથી યુક્ત છે અર્થાત્ સૂર્યના આકર્ષણ વડેજ પોતાના સ્થાનમા નિયમિત રીતે ફર્યા કરે છે અને તે સર્વે એનાજ ( दिवि ) પ્રકાશમા આપણને ( रोचनाः ) રૂચિકર થઇને ( रोचन्ते ) પ્રકાશ આપે છે.

તૃતીય અર્થ —જે ઉપાસકો ( परितस्थुष ) સર્વે પદાર્થોની સિદ્ધિ કરનાર ( अरुषम् ) સર્વ મર્મસ્થાનોમા રહેનાર તથા ( ब्रध्नम् ) સર્વ અવયવોની વૃદ્ધિ-કર્તા પ્રાણને પ્રાણાયામની રીતે ( दिवि ) પ્રકાશસ્વરૂપ પરમાત્મામા ( रोचनाः ) પ્રેમપૂર્વક ( युञ्जन्ति ) જોડે છે તેઓ મોક્ષાનંદ મેળવીને નિત્ય, મુક્ત, પરમે-શ્વરની સાથે ( रोचन्ते ) સદૈવ પ્રકાશે છે.

આ મંત્રના ત્રણ રીતે અર્થ કર્યા છે તેને માટે નિઘંટુના પ્રમાણો—

**मनुष्यनामसु तस्थुषः पञ्चजना इति पठितम् ॥ निघं० अ० २ खं० ३**

તસ્થુષ તથા પંચજના વગેરે નામો મનુષ્યના વાચક છે

**महत्, ब्रध्न महन्नामसु पठितम् ॥ निघं० अ० ३ खं०३**

મહત્ તથા બ્રધ્ન એકાર્થ વાચી છે પરમાત્મા સર્વથી મહાન હોવાને લીધે પ્રથમ અર્થમા બ્રધ્ન શબ્દથી પરમાત્માનુ ગ્રહણ કર્યું છે.

**युञ्जन्ति ब्रध्नमरुषं चरन्तमिति । असौ वा आदित्यो ब्रध्नोऽरुषोऽमुमेवास्मा आदित्यं युनक्ति स्वर्गस्य लोकस्य समष्ट्यै ॥ श० कां० १३ अ० ?**

युञ्जन्ति ब्रध्नमरुष चरन्तम् એ મંત્રમા બ્રધ્ન શબ્દથી ભૌતિક આદિત્ય અર્થાત્ સૂર્યનુ ગ્રહણ થાય છે. તે પ્રમાણે બીજા અર્થમા બ્રધ્ન શબ્દથી સૂર્યનુ ગ્રહણ કર્યું છે

**आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमा रयिर्वा एत-त्सर्वं यन्मूर्त्तं चामूर्त्तं च तस्मान् मूर्त्तिरेव रयि ॥ प्रश्नो-पनि० प्रश्न० १, मं० ५**

આદિત્ય એજ પ્રાણ છે અને ચંદ્રમા રયિ છે આ પ્રમાણથી ત્રીજા અર્થ-મા બ્રધ્ન શબ્દથી પ્રાણનુ ગ્રહણ કર્યું છે. કોઇ કોઇ વચનનિઘંટુમા બ્રધ્ન અને

યુકત, વિદ્યા વિજ્ઞાન પ્રકાશક, સત્યતત્વને જાણવાની તીવ્ર ઇચ્છા અને આધારરૂપ ભાણુસોના કરતા વિલક્ષણ અને અપૂર્વ હોય છે અનુપાસકોની વૃત્તિ એવી કદાપિ પણ થતી નથી હવે વૃત્તિઓ કેટલી છે તે કહે છે—

**वृत्तयः पंचतय्य क्लिष्टाक्लिष्टाः॥यो॰द॰स॰पा॰सू॰५**

અર્થ—મનુષ્યની વૃત્તિઓ પાંચ જાતની છે અને તેના બે ભેદ છે. એક ક્લિષ્ટ અને બીજી અક્લિષ્ટ જે વૃત્તિઓથી કલેશ થાય છે તેને ક્લિષ્ટ કહે છે અને જેનાથી સુખ થાય છે તે અક્લિષ્ટ કહેવાય છે

**प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतय ॥यो.द.स.पा सू॰६**

અર્થ—પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિએ પાંચ વૃત્તિઓ છે આ પાંચેના લક્ષણ નીચે પ્રમાણે છે —

**प्रत्यक्षानुमानागमाः प्रमाणानि॥ यो द.स.पा.सू.७**

અર્થ—પ્રત્યક્ષ, અનુમાન અને આગમ (શબ્દ) ને પ્રમાણ કહે છે.

**विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम्॥यो द स.पा.सू.८**

અર્થ—જેનાથી ખોટું જ્ઞાન થાય તે વૃત્તિને વિપર્યય કહે છે

**शब्दज्ञानानुपातीवस्तुशून्योविकल्पः॥ यो द.स.पा.सू.९.**

અર્થ—શબ્દ માત્રથીજ જ્ઞાન થાય પરન્તુ તે વસ્તુ વાસ્તવમાં હોય નહિ જેમકે "वन्ध्यापुत्र" વગેરે આને વિકલ્પવૃત્તિ કહે છે

**अभावप्रत्ययावलम्बनावृत्तिर्निद्रा॥यो.द.स.पा सू१०**

અર્થ—અજ્ઞાનાવસ્થાને નિદ્રા કહે છે

**अनुभूतविषयासम्प्रमोष स्मृतिः ॥यो.द स.पा.सू११**

અર્થ—જાગ્રતપણું હોવામાં અનુભવ જેના વિષયને ભૂલી ન જનારી વૃત્તિને સ્મૃતિ કહે છે આ વૃત્તિઓનો નિરોધ કેવીરીતે થાય છે તે આગળ બતાવે છે

**अभ्यासवैराग्याभ्यान्तन्निरोधः ॥यो.द.स.पा सू.१२**

અર્થ—એ વૃત્તિઓનો નિરોધ અભ્યાસ અને વૈરાગ્યથી થાય છે ઉપાસનાનું પરમ ઉપકારી સાધન શું છે તે વિષે આ નીચેના સૂત્રમાં કહે છે

**ईश्वरप्रणिधानाद्वा ॥ यो॰ द॰ स॰ पा॰ सू॰ २३**

અર્થ—ઈશ્વરમાં ભક્તિ વિશેષ લાવવાથી પણ વૃત્તિઓનો નિરોધ થાય છે

હવે પ્રકૃતિ અને તેથી ભિન્ન એવો ઇશ્વર કોણ છે તે વિષે પતંજલી આગળ લખે છે:—

क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥
यो॰ द॰ स॰ पा॰ सू॰ २

અર્થઃ—અવિદ્યાદિ પાંચ કલેશ, શુભાશુભ કર્મ, તેનું ફલ તથા તેની વાસનાથી રહિત પુરૂષ વિશેષને ઇશ્વર કહે છે.

પ્રશ્ન–ઉપરોક્ત બંધનોથી રહિત અર્થાત્ મુક્ત પુરૂષને જો ઇશ્વર કહેતા હો તો એવા મુક્ત પુરૂષો ઘણા છે અને તેઓ ત્રણે જાતનાં બંધનોને છોડી કૈવલ્યને પામ્યા છે માટે ઇશ્વર ઘણા થશે?

ઉત્તર–નહિ. ઇશ્વરના જેવો કોઇ થયો જ નથી, છે પણ નહિ અને થશે પણ નહિ. જેમ મુક્ત પુરૂષો મુક્ત થતા પહેલાં બંધકોટિમાં હોય છે તેમ ઇશ્વર નથી હોતો. ઇશ્વર તો સદા મુક્ત છે. જેવી રીતે પ્રકૃતિમાં લીન થયેલા યોગીની ઉત્તરાવસ્થા બંધકોટિ છે તેવી રીતે ઇશ્વરના વિષયમાં નથી; કારણ કે તે નિત્ય બંધ રહિત છે અને તેનું ઐશ્વર્ય પણ નિત્ય છે.

પ્રશ્ન—ત્યારે ઇશ્વરનું સર્વોત્તમ બલ અને નિત્ય ઐશ્વર્ય સનિમિત્ત છે કે નિર્નિમિત્ત?

ઉત્તર—સર્વોત્તમ ઐશ્વર્ય વેદનું નિમિત્ત છે અને તે બન્ને અર્થાત્ વેદ અને સર્વોત્કૃષ્ટ ઐશ્વર્ય ઇશ્વરની સત્તામાં વિદ્યમાન છે; એટલા માટે તેમનો નિત્ય સંબંધ છે. તેથી એમ સિદ્ધ થાય છે કે ઇશ્વર નિત્ય બંધ રહિત છે અને તેનું ઐશ્વર્ય સમાનતા અથવા અધિકતાથી રહિત હોવાથી એના સરખો અથવા એનાથી વિશેષ સામર્થ્યવાળો કોઇ નથી. જો એક પુરૂષથી બીજો અધિક ઐશ્વર્યવાળો હોય તેને ઇશ્વર કહિએ તો એમ કરતાં કરતાં ક્યાં ઐશ્વર્યની સીમા આવશે તેને ઇશ્વર કહીશું. એટલા માટે જેમાં ઐશ્વર્યની પરાકાષ્ઠા તેજ ઇશ્વર છે.

तत्र निरतिशयं सर्वज्ञबीजम् ॥ यो॰ द॰ स॰ पा॰ सू॰ २५.

અર્થઃ—ભૂત, ભવિષ્યત્ તથા વર્તમાન ત્રણે કાલનું જેને જ્ઞાન છે અને જેનું ઇંદ્રિયોથી ગ્રહણ થતું નથી કિન્તુ મન અને બુદ્ધિની સાથે જેનો સંબંધ છે તે જ્ઞાનની ઇશ્વરમાં સીમા થઇ ગયેલી છે અર્થાત એના કરતાં વિશેષ કોઇપણ જાણી શકતું નથી તેથી એને સર્વજ્ઞ કહે છે. આ સર્વજ્ઞ પરમેશ્વરના જ્ઞાનાદિ

જીષ્ણુ તથા વ્યાપક વિષ્ણુ આદિ નામોનો નિર્ણય વેદમાંથી કરવો જોઇએ. તે પોતાનું હિત નહિ કરતાં અન્ય પ્રાણિઓનુંજ હિતસાધન જ્ઞાન તથા ધર્મના ઉપદેશ વડે કરે છે. વળી પ્રાણ તથા શરીરના છૂટા પડતી વખતે અને મહાપ્રલયની વખતે સર્વે જીવાનો ઉદ્ધાર કરીશ એમ બ્રાહ્મણ ગ્રંથોમાં પણ લખ્યું છે. પ્રથમ વિદ્યાવિત પરમેશ્વરે વેદનો પ્રકાશ કરવાની રૂચિને સ્થિર કરીને અનુગ્રહથી પરમ જ્ઞાનમય ઇશ્વરે જીવને વેદનો ઉપદેશ કર્યો.

**स एष पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥**
**यो० द० स० पा० सू० २६**

અર્થઃ—પૂર્વોક્ત ગુણયુક્ત પરમેશ્વર પૂર્વેના મહર્ષિઓનો પણ ગુરૂ છે. કારણ કે તેનામાં કાલકૃત સીમા નથી.

**तस्य वाचकः प्रणवः ॥ यो० द० स० पा० सू०२७**

અર્થઃ— તે પરમેશ્વરનો વાચક પ્રણવ અર્થાત ઓમકાર છે, જેની દ્વારા જાણવામાં આવે તેને વાચક અને જે જાણવામાં આવે છે તેને વાચ્ય કહે છે આ ઠેકાણે વાચક પ્રણવ અને વાચ્ય ઇશ્વર છે.

પ્રશ્નઃ—ઇશ્વર અને પ્રણવનો વાચ્ય વાચક ભાવ કેવલ સંકેત માત્ર છે કે દીપક અને પ્રકાશવત્ છે ?

ઉત્તર.—ઇશ્વર અને પ્રણવનો વાચ્ય વાચક સબંધ સાંકેતિક છે, કલ્પિત નથી કિન્તુ અનાદિ છે કારણ કે સંકેત પણ ઇશ્વરમાં જે વાચ્યભાવ છે તે તેના સંબંધનેજ દેખાડે છે. જેમ પિતા પુત્રનો સબંધ સંકેતથીજ બતાવી શકાય છે કે આ એનો પિતા છે અથવા આ તેનો પુત્ર છે બીજા સર્ગોમાં પણ આવીજ રીતે વાચ્ય વાચકનો સંકેત કરવામાં આવે છે કારણ કે સંપ્રતિપત્તિ નિત્ય હોવાથી શબ્દાર્થ સંબંધ પણ નિત્ય છે એમ શબ્દશાસ્ત્રીઓ સારીરીતે જાણે છે. અને યોગીઓ પણ વાચ્ય અને વાચકનો સંબંધ નિત્ય છે એમ અનુભવે છે.

**तज्जपस्तदर्थभावनम् ॥ यो० द० स० पा० सू०२८**

અર્થઃ—પ્રણવનો જપ કરવો અર્થાત પ્રણવ શબ્દથી વાચ્ય પરમાત્મા નું ધ્યાન અર્થવિચારપૂર્વક કરવું. પ્રણવનો જપ કરનારાઓનું ચિત, તેનો જપ તથા અર્થવિચારપૂર્વક પરમાત્માનું ધ્યાન કરવાથી એકાગ્ર થાય છે. ઉપનિષદ્માં કહ્યું છે કેઃ—

**स्वाध्यायाद्योगमासीत योगात्स्वाध्यायमामनेत् ।**

**स्वाध्याययोगसम्पत्त्या परमात्मा प्रकाशते ॥**

અર્થઃ—( स्वाध्यायात् ) સ્વાધ્યાય અર્થાત્ વેદ અથવા પ્રણવના જપથી ( योगम् आसीत ) ઉપાસકે યોગાભ્યાસ કરવો. ( योगात् ) યોગ અર્થાત્ સમાધિસ્થ થઇને [ स्वाध्यायम् आमनेत् ] જપ કરવો. ( स्वाध्याययोगसम्पत्त्या ) સ્વાધ્યાય અને યોગના બળથી [ परमात्मा प्रकाशते ] ઇશ્વરનું પૂર્ણ જ્ઞાન થાય છે અને તેથી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. આવી રીતે ઉપાસના કરનારની શું સ્થિતિ થાય છે તે કહે છે.—

**ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥**

**यो० द० स० पा० सू० २९.**

અર્થઃ—ઉપર પ્રમાણે ઉપાસના કરનાર ઉપાસકને પરમાત્માની પ્રાપ્તિ થાય છે તથા વ્યાધિથી લઇને જે યોગનાં વિઘ્નો છે તે બધાં ઇશ્વરની પ્રેમપૂર્વક ઉપાસના કરવાથી નાશ પામે છે. પરમાત્મા જેવો સર્વ વ્યાપક, શુદ્ધ, પ્રસન્ન અર્થાત અવિદ્યાદિ ક્લેશોથી તથા જન્મ મરણથી રહિત છે તેને યોગી પોતાની શુદ્ધ બુદ્ધિને લીધે તેવોજ અનુભવે છે.

પ્રશ્ન—ચિત્તને વિક્ષેપ કરનારાં વિઘ્નો કેટલાં તથા ક્યાં છે ?

**व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥**

**यो० द० स० पा० सू० ३०**

અર્થઃ—વ્યાધિ, સ્ત્યાન, સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાન્તિદર્શન, અલબ્ધભૂમિકત્વ અને અનવસ્થિતત્વ એ નવ યોગનાં વિઘ્નો છે. આ બધા ચિત્તની વૃત્તિની સાથેજ હોય છે. ચિત્તવૃત્તિના અભાવેજ તેઓનો પણ અભાવ થાય છે. શરીરની ધાતુ તથા રસમાં બિગાડ થવો તેને વ્યાધિ કહે છે. જે અવસ્થામાં ચિત્ત કંઇપણ કામ કરવા ચાહતું નથી અથવા દુષ્ટ કર્મો કરવા તત્પર થાય છે તે અવસ્થાને સ્ત્યાન કહે છે. બન્ને પક્ષનું ખંડન કરનારૂં જ્ઞાન અર્થાત્ કંઇપણ નિશ્ચય ન થતાં મનમાં શંકા રહે કે આમ હશે કે તેમ; આવા પ્રકારની સ્થિતિને સંશય કહેછે. યોગનાં સાધનોનું ચિન્તન ન કરવું તેને પ્રમાદ કહેછે. શરીર અથવા ચિત્ત ભારી થઇ જવાથી કર્મ કરવામાં તેની પ્રવૃત્તિ ન થવી તેને આલસ્ય કહેછે. વિષયોના સંસર્ગથી મોહિત થઇ આત્માનું તેમાં

લોભાઇ જવું અને તેમાંજ તૃષ્ણા રહેવી તેને અવિરતિ કહે છે. વિપરીત અર્થાત્
ઉલટા જ્ઞાનને ભ્રાન્તિદર્શન કહેછે. સમાધિની ભૂમિકાને પ્રાપ્ત ન થવું તેને અ-
લબ્ધભૂમિકત્વ કહેછે. સમાધિમાં ચિત્તવૃત્તિનું સ્થિર ન રહેવું તેને અનવસ્થિતત્વ
કહે છે. આ નવ યોગના મલ, વિરોધી અથવા યોગનાં વિઘ્નો કહેવાય છે.

## દુઃખદૌર્મનસ્યાઙ્ગમેજયત્વશ્વાસપ્રશ્વાસા વિક્ષેપસહભુવઃ ॥ યો૦ દ૦ સ૦ પા૦ સૂ૦ ૩૧.

અર્થઃ—જેનાથી પ્રાણિમાત્ર દૂર થવાનો—છુટવાનો—પ્રયત્ન કરે છે
તથા જેથી મન શરીર તથા ઇંદ્રિયો દુઃખી થાય છે તેને દુઃખ કહે છે. તે ત્રણ પ્ર
કારનું છે. આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક. ઇચ્છાનિ તૃપ્તિ ન થવાથી
મનનું ક્ષુભિત થવું તેને દૌર્મનસ્ય કહે છે. શરીરના કંપવાને અંગમેજયત્વ કહે
છે. બહારના વાયુને અંદર લેવો તે શ્વાસ તથા અંદરના વાયુને બહાર કાઢવો
તે પ્રશ્વાસ કહેવાય છે. આ બધાં વિક્ષિપ્ત થયેલા ચિત્તની સાથેજ પેદા થાય છે;
અને સમાધિસ્થ ચિત્તવાળાને નથી થતા. આ બધા વિઘ્નોને અભ્યાસ તથા
વૈરાગ્યથી દૂર કરવાં જોઇએ. હવે તેમને દૂર કરવા માટે કેવી રીતે અભ્યાસ કરવો
જોઇએ તેને માટે આગલા સૂત્રમાં કહ્યું છે કેઃ—

## તત્પ્રતિષેધાર્થમેકતત્ત્વાભ્યાસઃ ॥ યો૦ દ૦ સ૦ પા૦ સૂ૦ ૩૨

અર્થઃ—આ વિક્ષેપોને દૂર કરવા માટે એક તત્ત્વનો અભ્યાસ કરવો.અર્થાત
ચિત્તના વિક્ષેપની નિવૃત્તિ માટે એક અદ્વિતીય પરમાત્માનાજ વિચારમાં મગ્ન
થવાનો અભ્યાસ કરવો. જેનું ચિત્ત જૂદા જૂદા વિષયોમાં જોડાયલું છે, તે
મનુષ્યનું જ્ઞાન ક્ષણિક હોવાથી તેનું ચિત્ત.એકાગ્ર થતું નથી પણ વિક્ષિપ્ત દશા
વાળુંજ રહે છે, પરન્તુ જ્યારે તે ચિત્તને સર્વ વિષયોમાંથી ખેંચી લઇ એકજ
વિષયમાં સ્થિર કરવામાં આવે છે ત્યારે એકાગ્ર થઇ જાય છે. એટલા માટે જૂદ
જૂદા વિષયોને માટે ચિત્ત નિયત નથી. જો કોઇ એમ કહે કે સમાન જ્ઞાનના પ્ર
વાહથી ચિત્તની એકાગ્રતા સંભવે છે તો પ્રવાહ ચિત્તનો ગુણ થશે અને
પ્રવાહ ક્ષણિક હોવાથી ચિત્ત પણ ક્ષણિક થયું. જો પ્રવાહાંશના જ્ઞાનનોજ
ગુણ એકાગ્રતા હોય તો સંપૂર્ણ પ્રવાહ સમાન જ્ઞાનના પ્રવાહવાળો છે કે અસ
માન જ્ઞાનના પ્રવાહવાળો છે ? પ્રથમમાં નિયત થવાથી ચિત્તની એકાગ્રતાનેજ
ચિત્તનો ગુણમાનો તો ચિત્તની વિક્ષિપ્ત દશા સિદ્ધ નહીં થઇ શકે. માટે જે એક
અનેક વિષયોમાં સ્થિત છે તેને ચિત્ત કહે છે. જો કોઇ કહે કે ચિત્ત કોઇ પદાર્થ
નથી પણ સ્વભાવથીજ ભિન્ન ભિન્ન અનેક જ્ઞાન ઉત્પન્ન થયા કરે છે, તો

એમા એ દોષ આવશે કે અન્ય પુરૂષના જોયેના પદાર્થનો ભોક્તા અન્ય પુરૂષ થઇ જશે પરન્તુ આ વાત સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ છે વળી આપના જોયેના પદાર્થનું સ્મરણ પણ બીજી શક્તિ કેવી રીતે કરી શકે જો ઉક્ત પ્રમાણેજ માનીએ તો કોઇપણ પ્રકારે એકાગ્ર ચિત્ત થવા છતા પણ *ગોમયપાયસીય ન્યાયાનુસાર પોતાના આત્માના અસ્તિત્વમા પણ મિથ્યાત્વ ચિત્તની ભિન્નતામાં પ્રાપ્ત થાય છે જો કહો કે ચિત્ત ભિન્ન ભિન્નજ છે તો "જે મે જોયુ હતુ તેને અડકુ છુ અને જેને અડકયો હતો તેને જોઉછુ ઇત્યાદિ પ્રયોગોમાં જે "મે"નુ જ્ઞાન છે તે અત્યન્તાભિન્ન ચિત્તોમા વર્તમાન સામાન્ય રીતિએ એક જ્ઞાનીનો આશ્રયે કેવી રીતે રહી શકે? પોતાના અનુભવથી ગ્રહણ કરવા યોગ્ય આ એકજ આત્મા "હું" ના જ્ઞાનથી જાણવામા આવે છે અને પ્રત્યક્ષ પ્રમાણનું મહાત્મ્ય અર્થાત્ પ્રબળતા બીજાં પ્રમાણોથી ખંડિત નથી થતી પરન્તુ પ્રત્યક્ષના આશ્રયથી બીજા પ્રમાણોની સિદ્ધિ છે માટે જે એકજ અનેક વિષયોમા સ્થિત છે તેને ચિત્ત કહે છે હવે ચિત્તની પ્રસન્નતા કેવી રીતે થાય છે તે બતાવે છે

**मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥ यो० द० स० पा० सू० ३३**

અર્થ —સુખી તથા સત્પવિત્ર ભાવના મનુષ્યો સાથે મિત્રતા દુ ખી મનુષ્યો ઉપર દયા, પુણ્યાત્માની સાથે પ્રીતિ તથા દુષ્ટ કર્મ કરનારાઓનો ત્યાગ કરવો અર્થાત્ તેનાથી દૂર રહેવાથી ઉપાસકના આત્મામા સત્ય ધર્મનો પ્રકાશ થાય છે તથા ચિત્તની પ્રસન્નતા થાય છે અને પ્રસન્ન થયેલુ ચિત્ત ઇશ્વરમાં એકાગ્ર થઇ સ્થિરતાને પ્રાપ્ત થાય છે

**प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥**

**यो० द० स० पा० सू० ३४**

અર્થ —ઉદરસ્થ વાયુને નાસિકાના છિદ્રોદ્વારા પ્રયત્નપૂર્વક બહાર કાઢવાની ક્રિયાને પ્રચ્છર્દન કહે છે તથા બહારના વાયુને યથાશક્તિ અંદર ખેચી ધારણ કરી રાખવાની ક્રિયાને વિધારણ કહે છે આવી રીતની પ્રચ્છર્દન અને વિધારણની

* ગામયપાયસીય નામનો એક ન્યાય છે જેમકે કોઇ એમ માનતુ હોય કે ગાયમાથી ખીર થાય છે અને તેથી દુધની અને છાણની [illegible] ગાયનુ છાણ લઇને તેની ખીર બનાવવાને તેમા ચોખા નાખીને અગ્નિપર મૂકીને રાંધી ખાવા માંડે આને ગોમયપાયસીયન્યાય કહે છે

ક્રિયાને પ્રાણાયામ કહે છે, અને તે કરવાથી ચિત્તની એકાગ્રતા થઇ ચિત્ત પ્રસન્ન થાય છે

**योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥ यो० द० सा० पा० सू० २८**

અર્થ—યોગનું અનુષ્ઠાન કરવાથી અશુદ્ધિનો ક્ષય થઇ ઉપાસક યોગીનું જ્ઞાન ઉત્તરોત્તર મોક્ષની પ્રાપ્તિ થતા સુધી વધતું જાય છે

**यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावंगानि ॥ यो० द० सा० पा० सू० २९**

અર્થ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગના આઠ અંગ છે

**तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥**
**यो० द० सा० पा० सू० ३०**

અર્થ—અહિંસા-સર્વથા સર્વદા પ્રાણિઓ પ્રત્યે અનિષ્ટનું ચિન્તન નકરવું તેને અહિંસા કહે છે આગળના ચાર યમ અને પાંચ નિયમનો આધાર આ અહિંસા ઉપર રહેલો છે. તેની સિદ્ધિ થયા પછી તેને દૃઢ કરવા માટે બીજા યમાદિનું સેવન કરવાની જરૂર છે શાસ્ત્રોમાં કહ્યું છે કે—

**स खल्वयं ब्राह्मणो यथा यथा व्रतानि बहूनि समादित्सते तथा तथा प्रमादकृतेभ्यो हिंसानिदानेभ्यो निवर्त्तमानस्तामेवावदातरूपामहिंसां करोति ।** બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળો ઉપાસક યોગી જેમ જેમ ઘણા વ્રતોને ધારણ કરવાની ઇચ્છા કરે છે તેમ તેમ પ્રમાદથી કરેલી હિંસાના કારણરૂપ પાપોથી નિવૃત્ત થઇને નિર્મળ રૂપવાળી અહિંસાને ધારણ કરે છે

સત્ય—**सत्यं यथार्थे वाङ्मनसे यथादृष्टं यथानुमितं यथा श्रुतं तथा वाङ्मनश्चेति परत्र स्वबोधसंक्रान्तये वागुक्ता सा यदि न वंचिता भ्रान्ता वा प्रतिपत्तिवन्ध्या वा भवेत् इत्येषा सर्वभूतोपकारार्थं प्रवृत्ता न भूतोपघाताय यदि चैवमप्यभिधीयमाना भूतोपघातपरैव स्यान्न**

**सत्यं भवेत् पापमेव भवेत् तेन पुण्याभासेन पुण्यप्रतिरूपकेण कष्टन्तमः प्राप्नुयात् तस्मात्परीक्ष्य सर्वभूतहितं सत्यं ब्रूयात्॥**

અર્થ:—જેમાં મન અને વાણી યથાર્થ રહે અર્થાત્ જેવું જોયું હોય—અનુમાન કર્યું હોય અથવા જેવું સાંભળ્યું હોય તેવુંજ, પોતાની વાણી તથા મનવડે કહેવું. બીજા મનુષ્યનામાં પોતાના જ્ઞાનની પ્રેરણા કરવા માટે કહેલું જે વાક્ય તે છલકપટ ભરેલું, ભ્રમોત્પાદક અને નિરર્થક ન હોવું જોઇએ પરન્તુ તે સર્વ પ્રાણિઓનો ઉપકાર કરનારૂં હોવું જોઇએ. પ્રાણિઓનું નાશક ન હોવું જોઇએ. જો તે કહેલું વચન પ્રાણિઓનું નાશક હોય તો તે સત્ય નથી. તે વાક્યને અનુસરી વર્તવાથી પાપજ થાય છે. પુણ્યાભાસ અર્થાત્ પુણ્યના નામે જે સ્વાર્થસાધન કરે છે તે અત્યંત કષ્ટ પામે છે માટે પરીક્ષા કરીને જેથી સર્વ પ્રાણિઓનું હિત થાય તેવું સત્ય બોલવું.

અસ્તેય—છળ કપટથી પરાયું દ્રવ્ય લેવું તે ચોરી. તે ચોરીનો મનવચન તથા કર્મવડે ત્યાગ કરવો તેને અસ્તેય કહે છે.

બ્રહ્મચર્ય—ઉપસ્થેન્દ્રિયનો નિરોધ કરવો અર્થાત્ અષ્ટધા મૈથુનનો ત્યાગ કરી વીર્યની રક્ષા કરવી.

અપરિગ્રહ—વિષયોનો સંગ્રહ, રક્ષા અને તેના નાશમાં સર્વત્ર હિંસારૂપ દોષ જોઇને તેમનો ત્યાગ કરવો તેને અપરિગ્રહ કહે છે. આ પાંચ યમ છે.

**शौचसन्तोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः॥**

**यो॰ द॰ सा॰ पा॰ सू॰ ३२**

અર્થ:—શૌચ-પવિત્રતા બે પ્રકારની છે. આભ્યન્તર અને બાહ્ય. બહારની અર્થાત્ બાહ્ય શુદ્ધિ જળાદિથી થાય છે; અને અંદરની શુદ્ધિ રાગદ્વેષ તથા અસત્યાદિનો ત્યાગ અને શાસ્ત્રોના અધ્યયનદ્વારા મેળવેલા જ્ઞાનથી થાય છે.

સંતોષ:—હાનિ અથવા લાભમાં હર્ષ શોક ન કરતાં ધર્માનુકૂલ જે કાંઈ પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખી ધર્મનું આચરણ કરવામાં સદા પ્રસન્નતા રાખવી.

તપ—અનેક પ્રકારનાં સુખદુઃખાદિ દ્વંદ્વો સહન કરતાં છતાં પણ ધર્મના આચરણમાં પ્રમાદ ન કરવો તેને તપ કહે છે.

સ્વાધ્યાય—વેદાદિ સત્યશાસ્ત્રોનું પઠનપાઠન કરવું તથા કરાવવું અથવા પ્રણવનો જપ અર્થવિચારપૂર્વક કરવો તેને સ્વાધ્યાય કહે છે.

ઈશ્વરપ્રણિધાન—પરમગુરૂ પરમાત્માને મન પ્રાણ, ઇંદ્રિયો તથા આત્મા આદિ પ્રિય પદાર્થનુ સમર્પણ કરવું અર્થાત્ તેની આજ્ઞાનુ અનુવર્તન કરવામા પુરુષ કરવા આ પાંચ નિયમ છે હવે એ યમ તથા નિયમનું ફળ શુ છે તે બતાવે છે

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ यो० द० सा० पा० सू० ३५.**

અર્થ—અહિંસા ધર્મનું પાલન કરવાથી તે પાલન કરનાર મનુષ્યની સાથે પ્રાણિમાત્ર નિર્વૈર થઇ જાય છે

**सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ यो० द० सा० पा० सू० ३६.**

અર્થ—મન, વચન અને કર્મવડે સત્યનું પાલન કરવાથી વચન સિદ્ધિ પ્રાપ્ત થાય છે

**अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ यो० द० सा० पा० सू० ३७**

અર્થ—ચોરી ત્યાગ કરવાથી સર્વ પ્રકારના રત્નાદિ અમૂલ્ય પદાર્થોની પ્રાપ્તિ થાય છે અર્થાત્ મનુષ્ય જ્યારે ચોરીનો ત્યાગ કરીને સત્યાચરણથી વર્તે છે ત્યારે બીજા મનુષ્યોનો તેનાપર વિશ્વાસ બેસે છે અને તેથી તેની પ્રતિષ્ઠા વધવાથી સર્વ રત્નોની પ્રાપ્તિ તેને થાય છે

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः॥यो०द०सा०पा०सू०३८**

અર્થ—બ્રહ્મચર્યનુ પાલન કરવાથી અર્થાત્ બાલવિવાહ ન કરતા ઉપસ્થેન્દ્રિયને નિયમમા રાખી વીર્યની રક્ષા અને વેદાધ્યયન કરી પછી ગૃહસ્થાશ્રમમા પણ ઋતુગામી થવું તથા પરસ્ત્રીગમનાદિ વ્યભિચાર કર્મોનો મન વચન અને કર્મવડે ત્યાગ કરવો એ પ્રમાણે વર્તવાથી બે પ્રકારનું વીર્ય પ્રાપ્ત થાય છે અર્થાત્ શારીરિક બલવૃદ્ધિ થાય છે તથા બુદ્ધિ પણ ચપલ થઇ આત્મિક બલની પણ પ્રાપ્તિ થાય છે આથી મનુષ્ય શારીરિક તથા આત્મિક રોગોથી સર્વ મુક્ત થઇ આનંદમા રહે છે

**अपरिग्रहस्थैर्ये जन्मकथंतासंबोधः॥यो०द०सा०पा०सू०३९.**

અર્થ—અપરિગ્રહથી વ્યવહાર મનુષ્ય વિષયાસક્તિથી રહિત છે અર્થાત્ દાનાદિથી પ્રાપ્ત થતા ધનાદિમા લોભવૃત્તિ નથી રાખતો ત્યારે [illegible]

કયાથી આવ્યો છુ તથા મારૂ કર્ત વ્ય શુ છે અને મારૂ કલ્યાણ ની રીતિ થશે ઇત્યાદિ શુભગુણોના વિચારમા તેનુ મન સ્થિર થાય છે

शौचात्स्वाङ्गजुगुप्सापरैरसंसर्गः ॥ यो० द० सा० पा० सू० ४०

किश्चसत्वशुद्धि सौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोग्यत्वानिच ॥ यो० द० सा० पा० सू० ४१

અર્થઃ—હમેશા આભ્યન્તર અને બાહ્ય શૌચ કરવા છતા પણ દુર ન થતી શરીરની મલીનતાને જોઇને ઉપાસક યોગીને આ મલીન શરીરપર ઘૃણા થાય છે અને તેથી બીજા લોકોના શરીરસાથે પણ સંયોગ કરવાથી સંકોચ પામી અલગ રહે છે તેથી બહારના અવયવો તથા મન પવિત્ર અને શુદ્ધ થાય છે તથા પ્રસન્નતા અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે

सन्तोषादनुत्तमसुखलाभ ॥ यो० द०सा० पा० सू०४२

અર્થ —સંતોષ રાખવાથી સર્વથી ઉત્તમ સુખ મળે છે

कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपस ॥ यो० द०. सा० पा० सू० ४३

દંડાસન આદિ અનેક પ્રકારનાં આસન છે. આમાંથી કોઈપણ પ્રકારનું આસન કરવું; અથવા ઇચ્છાનુસાર સુખપૂર્વક બેસી શકાય તેવું કોઇ પણ આસન સ્થિર કરવું.

**ततो द्वन्द्वानभिघातः ॥ यो० द० सा० पा० सू० ४८**

અર્થ:—જ્યારે આસન સિદ્ધ થાય છે ત્યારે શીતોષ્ણાદિ દ્વંદ્વો સહન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે; અને શરદી અથવા ગર્મી કંઇપણ બાધ કરી શકતાં નથી.

**तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः॥ यो० द० सा० पा० सू० ४९**

અર્થ:—બહારના વાયુને અંદર લેવામાં આવે છે તેને પ્રાણ કહે છે અને જે અશુદ્ધ વાયુ અંદરથી બહાર કાઢવામાં આવે છે તેને પ્રશ્વાસ કહે છે તે બંનેની ગતિને રોકી રાખવાની ક્રિયાને પ્રાણાયામ કહે છે. આસન સિદ્ધ થયા પછી અંદર અને બહાર જવાના સ્વભાવવાળા વાયુને યુક્તિપૂર્વક અને ધીમે ધીમે નિત્યના અભ્યાસથી જીતીને સ્થિર કરવો અર્થાત્ તેની ગતિને રોકી રાખવી તેને પ્રાણાયામ કહે છે. તે ચાર પ્રકારના છે.

**स तु बाह्याभ्यन्तरस्तंभवृत्तिर्देशकालसङ्ख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः ॥ यो० द० सा० पा० सू० ५०**

અર્થ:—૧ વાયુને અંદરથી બહાર કાઢીને બહારજ રોકી રાખવો તે બાહ્ય; (૨) વાયુને બહારથી અંદર લઈ અંદરજ રોકી રાખવો તે આભ્યન્તર, (૩) વાયુને બહારપણ ન કાઢવો કે અંદર પણ ન લેવો પણ જેમનો તેમ સુખપૂર્વક રહી શકાય ત્યાં સુધી રાખવો. આ પ્રાણાયામ પ્રયત્ન અને અભ્યાસ કરવાથી સિદ્ધ થાય છે. જેમ અગ્નિમાં બાળેલા છાણા ઉપર પાણી છાંટવાથી તે પાણી તરતજ સંકુચિત થઈ જાય છે તેમ પ્રાણાયામથી પણ શ્વાસ પ્રશ્વાસની ગતિનો અભાવ થાય છે અને પ્રાણવશમાં આવે છે.

અજ્ઞાની મનુષ્યો નાસિકાનાં છિદ્રને આંગળી તથા અંગુઠાવડે બંધ કરીને પ્રાણાયામ કરે છે તે શિષ્ટોએ ત્યાગવા યોગ્ય છે પરંતુ બાહ્ય અને આભ્યંતર અંગોની શાંતિ અને સ્થિરતા પ્રાપ્ત કરીને બરાબર બેસીને બહાર કાઢેલા વાયુને યથાશક્તિ બહારજ રોકીને પ્રથમનો બાહ્યપ્રાણાયામ કરવો અને એજ પ્રમાણે ઉપાસક બહારથી અંદર લીધેલા વાયુને અંદરજ શક્તિ પ્રમાણે રોકી રાખીને આભ્યંતર નામક બીજો પ્રાણાયામ કરવો એવીજ રીતે બાહ્ય અને આભ્યંતર

પ્રાણાયામ કરતાં કરતાં બન્નેનો એકજ વખતે નિરોધ કરીને રોકી દેવો તે ત્રીજા પ્રાણાયામનો અભ્યાસ કરવો.

**बाह्याभ्यन्तरविषयाक्षेपी चतुर्थः ॥ यो० द० सा० पा० सू० ५१**

અર્થઃ—દેશકાલ અને સંખ્યાનો નિયમ કરીને અર્થાત્ અમુક સ્થાનમાં અને અમુક સમયમાં ત્રણ અથવા ચાર પ્રાણાયામ કરીશ એ પ્રમાણે વિચારીને, બાહ્ય અને આભ્યન્તર વિષયોનો ત્યાગ કરીને દીર્ઘ અને સૂક્ષ્મ એ બન્ને ભેદ યુક્ત ક્રમપૂર્વક યોગભૂમિકાઓને જીતવાથી પ્રાણનીશ્વાસ અને પ્રશ્વાસ નામક બન્ને ગતિયોનો અભાવ કરીને જે પ્રાણાયામ કરવામાં આવે છે, તે ચોથો પ્રાણાયામ છે. આ પ્રાણાયામમાં ઉભયગતિનો અવરોધ થવો એજ વિશેષતા છે.

**ततः क्षीयते प्रकाशावरणम् ॥ यो० द० सा० पा० सू० ५२**

અર્થ—આવી રીતે પ્રાણાયામનો અભ્યાસ કરવાથી સર્વાન્તર્યામિ પરમાત્માનો પ્રકાશ થાય છે અને સત્ય તથા વિવેકનું અજ્ઞાનરૂપી આવરણ નાશ પામે છે.

**किञ्च धारणासु च योग्यता मनसः॥ यो० द० सा० पा० सू० ५३**

અર્થઃ—તથા પ્રાણાયામ કરવાથી ઉપાસકનું મન બ્રહ્મનું ધ્યાન કરવાને સારી રીતે યોગ્ય થાય છે. હવે પ્રત્યાહાર કોને કહે છે તે વિષે લખે છેઃ—

**स्वविषयासम्प्रयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ॥ यो० द० सा० पा० सू० ५४**

અર્થઃ—જ્યારે ચિત્ત વશ થાય છે ત્યારે ઇંદ્રિયોનો નિરોધ થાય છે અને પરમેશ્વરના ચિંતનવિના બીજા કોઈ પણ વિષયમાં ચિત્ત તથા ઇંદ્રિયો જતાં નથી, તેને પ્રત્યાહાર કહે છે. કારણ કે ચિત્ત વશ થવાથી તે ઇંદ્રિયોને વિષયમાં પ્રેરનાર હોવાથી ઇંદ્રિયો પણ વશ થાય છે.

**ततः परमावश्यतेन्द्रियाणाम् ॥ यो० द० सा० पा० सू० ५५**

અર્થઃ—જ્યારે ઇંદ્રિયોને તેમના વિષયથી નિવૃત્ત કરવામાં આવે છે, ત્યારે તે પૂર્ણતયા વશમાં આવે છે; અને ઉપાસક જ્યારે જ્યારે ઉપાસના કરવામાં પ્રવૃત્ત થાય છે ત્યારે ત્યારે ચિત્ત અને ઇંદ્રિયોને એકદમ વશ કરી શકે છે.

**देशबन्धश्चित्तस्य धारणा ॥ यो० द० विभूतिपादे सू० १**

અર્થઃ—નાભિચક્ર, હૃદયકમલ, મૂર્દ્ધસ્થાન, ભ્રૂમધ્ય, નાસિકાગ્ર, અથવા જી-

બ્હાના અગ્રભાગમાં અથવા કોઇપણ વિષયમાં કે ઇશ્વરનું ચિંતન કરવામાં ચિત્તની વૃત્તિને જોડવી તેને ધારણા કહે છે.

तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ यो० द० वि० पा० सू० २

અર્થ—નાભિ આદિ સ્થાનોમાં ધ્યેય (પરમાત્મા) ના ચિન્તનમાં ચિત્તની સ્થિરતા થઇ બીજા કોઇપણ વિષયમાં ન જવું તેને ધ્યાન કહેછે.

तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥ यो० द० वि० पा० सू० ३

અર્થ.—એજ ધ્યાન સંસ્કારમાત્ર રહે અને સ્વરૂપશૂન્ય પ્રતીત થાય ત્યારે તેને સમાધિ કહે છે. ધ્યાન અને સમાધિમાં ભેદ માત્ર એટલોજ છે કે ધ્યાનમાં મનની વૃત્તિ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનાકાર હોય છે, અને સમાધિમાં તો માત્ર પરમેશ્વરના સ્વરૂપાનંદમાંજ મગ્ન થાય છે.

त्रयमेकत्र संयमः ॥ यो० द० वि० पा० सू० ४

અર્થ—ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણે જ્યારે એકત્ર થાય ત્યારે એને સમાધિ કહેછે. એકજ વિષયના ત્રણે સાધનો હોવાથી એને યોગશાસ્ત્રની પરિભાષા પ્રમાણે સંયમ કહેછે આ સંયમ ઉપાસનાનું નવમું અંગ છે.

ઉપાસનાવિષયનાં ઉપનિષદોનાં પ્રમાણો.

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ कठोपनि० वल्ली० २ मं० २४

અર્થ—આ ઉપાસના યોગ દુષ્ટ મનુષ્યો સિદ્ધ નથી કરી શકતા કારણ કે જ્યાં સુધી મનુષ્ય દુષ્ટ કર્મોથી દૂર થઈ પોતાના મનને શાન્ત કરી પુરુષાર્થ નથી કરતો તથા આન્તરિક વ્યવહારને શુદ્ધ કરતો નથી ત્યાંસુધિ ગમે તેટલું ભણે અથવા સાંભળે તો પણ તેને ઇશ્વરની પ્રાપ્તિ કદિપણ થતી નથી.

तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षाचर्यां चरन्तः सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ मुण्ड १ खं० २ मं० ११

અર્થ—જે મનુષ્ય ધર્માચરણરૂપ તપથી પરમેશ્વરમાં અને તેની આજ્ઞામાં અત્યન્ત પ્રેમ રાખી અરણ્ય અર્થાત્ શુદ્ધ હૃદયરૂપી વનમાં સ્થિરતા સહિત

નિવાસ કરે છે તે પરમેશ્વરને પ્રાપ્ત કરે છે. જે મનુષ્યો અધર્મને છોડીને દ્રઢતા પૂર્વક ધર્મનું આચરણ તથા વેદાદિ સત્યશાસ્ત્રોનો અભ્યાસ કરી બ્રહ્મચર્ય આદિ કર્મ કરી સંન્યાસ અથવા કોઇપણ આશ્રમના ધર્મનું યથાયોગ્ય પાલન કરે છે તેવા ગુણવાળા મનુષ્યો સર્વદોષોથી મુક્ત થઇ પ્રાણદ્વારા પૂર્ણપુરૂષ, સર્વવ્યાપક અને અવિનાશી પરમાત્માને પ્રાપ્ત કરી આનંદમાં રહે છે.

अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यमिति ॥ १ ॥ तं चेद् ब्रूयुर्यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशः किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यमिति ॥ २ ॥ स ब्रूयाद्यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन्द्यावापृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन् समाहितमिति ॥ ३ ॥ तं चेद् ब्रूयुरस्मिꣳश्चेदिदं ब्रह्मपुरे सर्वꣳ समाहितꣳ सर्वाणि च भूतानि सर्वे च कामा यदैनज्जरा वाप्नोति प्रध्वꣳसते वा किं ततोऽतिशिष्यत इति ॥ ४ ॥ स ब्रूयान्नास्य जरयैतज्जीर्यति न वधेनास्य हन्यत एतत्सत्यं ब्रह्मपुरमस्मिन् कामाः समाहिता एष आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पो यथा ह्येवेह प्रजा अन्वाविशन्ति यथानुशासनं यं यमन्तमभिकामा भवन्ति यं जनपदं यं क्षेत्रभागं तं तमेवोपजीवन्ति ॥ ५ ॥ छान्दोग्योपनि० प्रपा० ८ मं. १-२-३-४-५

અર્થઃ– કંઠની નીચે તથા ઉદરની ઉપર સ્તનોની વચમાં હ્રદયદેશ કે જેને બ્રહ્મપુર અર્થાત્ પરમેશ્વર પ્રાપ્ત કરવાનું સ્થાન કહે છે તેમાં કમળના આકારનું એક અવકાશરૂપ સ્થાન છે તેમાં શોધવાથી સર્વ શક્તિમાન્ પરમાત્મા જે અંદર બહાર સર્વત્ર એકરસ થઇ વ્યાપી રહ્યા છે તે પ્રાપ્ત થાય છે. એને મેળવવાનું બીજું કોઇપણ ઉત્તમ સ્થાન નથી. જો કોઇ પૂછે કે હ્રદયાકાશમાં એવું શું છે કે જેની શોધ કરવી જોઇએ. તો તેનો ઉત્તર એ છે કે હ્રદય-દેશમાં જે આકાશ છે તે પરમાત્માથી પરિપૂર્ણ ભરેલું છે અને તે હ્રદયાકાશમાં

અવિદ્યા તે નાશ પામે છે ત્યારે યોગીને કૈવલ્ય પ્રાપ્ત થાય છે.

सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥ यो० द० वि० पा० सू०

અર્થઃ—ત્યારે સત્વ અર્થાત્ બુદ્ધિ અને પુરૂષ અર્થાત્ જીવાત્મા બન્ને શુ થાય છે ત્યારે મોક્ષ પમાય છે.

तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारं चित्तम् ॥ यो० द० कैवल्य पादे सू० २६

અર્થઃ—ત્યારે મનુષ્ય અજ્ઞાનરૂપ વિષયભોગના ભારથી ન દબાતાં મોક્ષને માટે વિવેક અને જ્ઞાનમાં નિમગ્ન થાય છે ત્યારે મોક્ષ થાય છે.

पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ यो० द० कै० पा० सू० ३४

અર્થઃ—ત્યારે જીવાત્મા વિજ્ઞાનથી યથાવત્ શુદ્ધ થઈ પરમાત્માના શુદ્ધ અને વિજ્ઞાન સ્વરૂપમાં નિત્ય આનંદપૂર્વક રહે છે ત્યારે તે દશાને મોક્ષ કહે છે.

મુક્તિ વિષયે ન્યાયદર્શનમાં નીચે પ્રમાણે કહેલું છે:—

दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः ॥ न्या० द० अ० १ आह्निक १ सू० २

અર્થઃ—મિથ્યાજ્ઞાન અર્થાત્ અવિદ્યાથી દોષની ઉત્પત્તિ, દોષથી પ્રવૃત્તિ, પ્રવૃત્તિથી જન્મ અને જન્મથી દુઃખ થાય છે માટે અવિદ્યાનો નાશ કરવાથી ઉત્તરોત્તર બીજા કલેશો પણ નાશ થઇ ત્રિવિધ દુઃખનો નાશ થાય છે અને તેથી મુક્તિ પ્રાપ્તિ થાય છે.

बाधनालक्षणं दुःखमिति ॥ न्या० द० अ० १ आ० १ सू० २१

અર્થઃ—સર્વ પ્રકારની પ્રતિકૂલતા અર્થાત્ ઇચ્છાનો વિઘાત અને પરતંત્રતાને દુઃખ કહે છે.

तदत्यन्तविमोक्षोऽपवर्गः ॥ न्या० द० अ० १ आ० १ सू० २२

અર્થઃ—તે દુઃખનો અત્યન્ત અભાવ અને પરમાત્માના નિત્ય યોગને મોક્ષ કહે છે.

## મુક્તિવિષે વેદાન્તશાસ્ત્રનાં પ્રમાણો.

**अभावं बादरिराहह्येवम् ॥ वे० द० अ. ४ पा० ४ सू० १०**

અર્થઃ—વ્યાસજીના પિતા બાદરિઆચાર્ય મુક્તિમાં ઇંદ્રિયાદિ સાધનોનો અભાવ માને છે.

**भावं जैमिनिर्विकल्पामननात् ॥ वे० द० अ० ४पा०४सू० ११**

અર્થઃ—વ્યાસજીના શિષ્ય જૈમિનિનો એવો મત છે કે જેવી રીતે મોક્ષમાં મન રહે છે તેવી રીતે શુદ્ધ સંકલ્પમય શરીર, પ્રાણ તથા ઇંદ્રિયોની શુદ્ધ શક્તિ પણ મુક્તિ અવસ્થામાં જીવની સાથે બરાબર રહે છે.

**द्वादशाहवदुभयविधं बादरायणोतः॥ वे०द०अ०४पा०४सू० १२**

અર્થઃ—આ વિષયમાં વ્યાસજીનો એવો મત છે કે મુક્તિમાં ભાવ અને અભાવ બંને રહે છે અર્થાત્ અજ્ઞાન અને અશુદ્ધિ આદિ દોષોનો સર્વથા અભાવ થાયછે અને પરમાનંદ, જ્ઞાન તથા શુદ્ધતા આદિ સત્યગુણોનો ભાવ હમેશાં રહે છે. એમાં દૃષ્ટાન્ત પણ આપ્યું છે કે જેવી રીતે વાનપ્રસ્થ આશ્રમમાં બાર દિવસનું પ્રાજાપત્ય વ્રત કરવામાં આવે છે જેમાં થોડું ભોજન કરવાથી ક્ષુધાનો કંઇક અભાવ અને પૂર્ણ ભોજન ન કરવાથી કંઇક ક્ષુધા પણ રહે છે તેવીજ રીતે મોક્ષમાં પણ ભાવ અને અભાવ સમજી લેવા.

## મુક્તિવિષે ઉપનિષદોનાં પ્રમાણો.

**यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥ कठोपनि ० वल्ली. ६ मं. १०**

અર્થઃ—જ્યારે મનસહિત પાંચે જ્ઞાનેંદ્રિયો પરમેશ્વરમાં સ્થિર થઇને સદા તેમાંજ રમણ કરે છે, અને જ્યારે બુદ્ધિ જ્ઞાનથી વિરુદ્ધ ચેષ્ટા કરતી નથી ત્યારે તેવી દશાને મોક્ષ કહે છે.

**तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।**
**अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥**
**कठोपनि. वल्ली. ६ मं. ११**

અર્થઃ—ઇંદ્રિયોની શુદ્ધિ અને મન તથા બુદ્ધિની સ્થિરતાને વિદ્વાન્ પુરૂષો યોગની ધારણા માને છે. જ્યારે મનુષ્ય ઉપાસના યોગથી પરમેશ્વરને પ્રાપ્ત કરી

પ્રમાદ રહિત થાયછે ત્યારે તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ ઉપાસના યોગ અશુદ્ધિ આદિ દોષો તથા દુર્ગુણોનો નાશ કરનાર છે; માટે ઉપાસનાયોગ મુક્તિનું સાધન છે.

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥
कठोपनि० वल्ली० ६ मं० १४

અર્થઃ—જ્યારે મનુષ્ય હૃદયની સર્વે ઇચ્છાઓથી જુદો થઇને શુદ્ધ થાય છે ત્યારે તે અમૃત અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરી આનંદયુક્ત થાય છે. આ ઉપરથી મુક્તિ દશા ભોગવવા માટે કોઇ સ્થાન વિશેષ છે એમ સમજવાનું નથી પરન્તુ સર્વવ્યાપક પરિપૂર્ણ પરમાત્મા છે તેમાંજ રહીને જીવો મોક્ષના આનંદને અનુભવે છે.

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।
अथ मर्त्योऽमृतो भवत्येतावदनुशासनम् ॥
कठोपनि० वल्ली० ६ मं० १५

અર્થઃ—જ્યારે જીવાત્માનાં અવિદ્યાદિ બંધનોનો નાશ થાયછે ત્યારે તે મુક્તિ પામે છે. આ વિષયમાં કોઇ પ્રશ્ન કરે કે મોક્ષમાં જીવ શરીર અને ઇંદ્રિયોનાં સાધન રહિત હોવાથી વ્યવહારને કેવી રીતે જાણી અથવા જોઇ શકે છે, તેનો ઉત્તર નીચે પ્રમાણે છેઃ—

देवेन चक्षुषा मनसैतान् कामान् पश्यन् रमते ॥१॥

यं एतं ब्रह्मलोके तं वा एतं देवा आत्मानमुपासते, तस्मात्तेषा ५ सर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वा ५ श्च लोकानाप्नोति सर्वा ५ श्च कामान् यस्तमात्मानमनुविद्य जानातीति ह प्रजापतिरुवाच प्रजापतिरुवाच ॥२॥ यदन्तरा यत्तद्ब्रह्म तदमृत ५ स आत्मा प्रजापतेः सभां वेश्म प्रपद्ये यशोऽहं भवामि ब्राह्मणानां यशो राज्ञां यशो

एष पन्था ब्राह्मणा ह्यनुवित्तस्तेनैति ब्रह्मवित्तैजसः पुण्यकृच ॥२॥

અર્થઃ—એજ મોક્ષપદમાં શ્વેત, ઘનશ્યામ, પીળા, લીલા તથા લાલ એ સર્વગુણવાળા લોકલોકાંતરનું જ્ઞાન મુક્ત પુરૂષોને થાય છે. આ મોક્ષનો માર્ગ પરમેશ્વરની સાથે જોડાયા પછીજ પ્રાપ્ત થાય છે. એજ માર્ગે બ્રહ્મને જાણનારા તથા શુદ્ધસ્વરૂપે અને પુણ્ય કરનારા મનુષ્યો મોક્ષ સુખને પામે છે. બીજે કોઈ પણ રીતે આ માર્ગ મળી શકતો નથી.

प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रमन्नस्यान्नं मनसो ये मनो विदुः ॥ ते निचिक्युर्ब्रह्म पुराणमग्र्यं मनसैवाप्तव्यं नेह नानास्ति किंचन ॥३॥

અર્થઃ—જે પરમેશ્વર પ્રાણનો પણ પ્રાણ, ચક્ષુનો પણ ચક્ષુ, શ્રોત્રનો પણ શ્રોત્ર, અન્નનું પણ અન્ન, તથા મનનો પણ મન છે અર્થાત્ એ સર્વે એનીજ સત્તાથી પોતપોતાનું કામ કરી રહ્યાં છે તેને જે વિદ્વાન્ નિશ્ચયપૂર્વક જાણે છે, તેઓ પુરાતન અને સર્વથી શ્રેષ્ઠ બ્રહ્મને પ્રાપ્ત થઇ મનથી પ્રાપ્ત કરવા યોગ્ય મોક્ષાનંદને ભોગવે છે. આ સુખમાં દુઃખનો લેશ પણ નથી.

मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ।
मनसैवानुद्रष्टव्यमेतदप्रमेयं ध्रुवम् ॥ ४ ॥

અર્થઃ—જે અનેક બ્રહ્મ અર્થાત્ એક, બે, ત્રણ ચાર, દશ, વીશ એમ જાણે છે અથવા તેને અનેક પદાર્થોના સંયોગથી બનેલો માને છે તે વારંવાર જન્મ મરણ પામે છે. કારણ કે તે બ્રહ્મ એકજ અને ચેતન સ્વરૂપ છે, તથા પ્રમાદ રહિત છે; તથા સર્વે પદાર્થોમાં વ્યાપીને રહેલો છે. એ પરમાત્માને મનથીજ જોઇ શકાય છે. કારણ કે બ્રહ્મ આકાશથી પણ સૂક્ષ્મ છે.

विरजः पर आकाशादज आत्मा महाध्रुवः ।
तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ॥
श० कां० १४ अ० ७.

અર્થઃ—જે પરમાત્મા વિક્ષેપ રહિત, આકાશથી પણ સૂક્ષ્મ, જન્મ રહિત

અને નિશ્ચય છે તેનેજ જાણીને જ્ઞાની લોકો પોતાની બુદ્ધિને વિશાલ કરે છે અને તેથીજ તેઓ બ્રાહ્મણ કહેવાય છે. ( છેવટના પાંચ શ્લોકો શતપથ બ્રાહ્મણનાછે. )

स होवाच। एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्य-स्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवा-य्वनाकाशमसङ्गमस्पर्शमगन्धमरसमचक्षुष्कमश्रोत्र-मवागमनोऽतेजस्कमप्राणममुखमनामागोत्रमजरममरम-भयममृतमरजोऽशब्दमविवृतमसंवृतमपूर्वमनपरमनन्तरम बाह्यं न तदश्नोति कञ्चन न तदश्नोति कश्चन॥

श० कां० १४ अ० ६ कं० ८.

અર્થઃ—યાજ્ઞવલ્ક્ય કહે છે હે ગાર્ગિ ! જે પરબ્રહ્મ નાશ, સ્થૂલ, સૂક્ષ્મ, લઘુ, લાલ, સ્નિગ્ધ, છાયા, અન્ધકાર, વાયુ, આકાશ, સંગ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, નેત્ર, કર્ણ, મન, તેજ, પ્રાણ, મુખ, નામ, ગોત્ર, વૃદ્ધાવસ્થા, મરણ, ભય, આકાર, વિકાશ, સંકોચ, પૂર્વ, અપર, અંદર, બહાર, આ સર્વ દોષ તથા ગુણોથી રહિત અને મોક્ષ સ્વરૂપ છે. તે સાકાર પદાર્થની પેઠે અર્થાત મૂર્ત્ત દ્રવ્યોની પેઠે ચક્ષુથી જોઇ શકાતો નથી. કારણ કે તે ઇંદ્રિયોના વિષયોથી રહિત છે અર્થાત, ઇંદ્રિય ગ્રાહ્ય નથી.

મુક્તિ વિષયનાં વૈદિક પ્રમાણો.

ये यज्ञेन दक्षिणया समक्ता इन्द्रस्य सख्यममृतत्वमानश। तेभ्यो भद्रमङ्गिरसो वो अस्तु प्रतिगृभ्णीत मानवं सुमे-धसः ॥१॥ ऋ० अ० ८ अ० २ व० १ मं० १

અર્થઃ—પૂર્વોક્ત જ્ઞાનરૂપ યજ્ઞ, તથા આત્માદિ દ્રવ્યોની પરમેશ્વરને દક્ષિણા આપવાથી મુક્તપુરૂષો મોક્ષ સુખમાં પ્રસન્નતાપૂર્વક રહે છે. જે પરમેશ્વરની સખ્ય અર્થાત્ મિત્રતાથી મોક્ષભાવને પ્રાપ્ત થયા છે, તેમને માટે સર્વ સુખો નિયત કર્યા છે. તેમના પ્રાણ તેમની બુદ્ધિને અત્યન્ત વધારે છે; અને તે મોક્ષપ્રાપ્ત મનુષ્યને પૂર્વે મુક્ત થયેલા લોકો પોતાની પાસે આનંદમાં રાખે છે ત્યારપછી તેઓ પરસ્પર પોતાના જ્ઞાનથી એક બીજાને પ્રીતિપૂર્વક જુએ તથા મળે છે.

स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि

(આત્મન્વતીમિઃ) પોતે રાજપુરૂષો તથા વ્યાપારિયો જેમાં બેસી શકે એવી નૌકા બનાવીને સમુદ્રમાર્ગે ગમનાગમન કરવું. આજ પ્રમાણે (अन्तरिक्षप्रुद्भिः) આકાશમાં ચાલનારાં વિમાનો પણ બનાવવાં. (अपोदकाभिः) વળી આ નૌકા પાણીને કાપનારાં ચક્રોવાળી, તથા પાણીને અંદર ન આવવા દે એવી મજબુત હોવી જોઇએ; અને ચિકણા દ્રવ્યથી મઢેલી હોવી જોઇએ. પાણી, જમીન અને આકાશમાં ચાલનાર નૌકા, રથ અને વિમાન એ પ્રમાણે અનુક્રમે ત્રણ જાતનાં વાહન છે. તેમનો ઉપયોગ મનુષ્યોએ કરીને પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવી. આ મંત્રમાં કેટલાક શબ્દો આવેલા છે તેને માટે પ્રમાણઃ—

**अथातो द्युस्थाना देवतास्तासामश्विनौ प्रथमगामिनौ भवतोऽश्विनौ यद्व्यश्नुवाते सर्वं रसेनान्यो ज्योतिषान्योऽश्वैरश्विनावित्यौर्णवाभस्तत्कावश्विनौ द्यावापृथिव्यावित्येकेऽहोरात्रावित्येके सूर्याचन्द्रमसावित्येके ॥**

**निरु० अ० १२ खं० १**

**तथाश्विनौ चापिभर्त्तारौ जर्भरीभर्त्तारावित्यर्थस्तुर्फरी तू हन्तारौ । उदन्यजेवेत्युदकजे इव रत्ने सामुद्रे ॥**

**निरु० अ० ३ खं० ५**

અર્થઃ—સર્વ દિવ્યગુણયુક્તપદાર્થોમાં અશ્વિન્ મુખ્ય છે. તે (प्रथमगामिनौ) મહાવેગવાન્ (व्यश्नुवाते सर्वम्) સર્વભક્ષક અને સર્વમાં વ્યાપક છે. તે (रसेन) જલમય, (ज्योतिषा) અગ્નિ અને (अश्वैः) વેગમય છે. (द्यावापृथिव्यौ) દ્યાવાપૃથ્વી, (अहोरात्रौ) અહો, (सूर्याचन्द्रमसौ) સૂર્યચંદ્ર જર્ફરી અને તુર્ફરી (प्राण અને रयि) પુરૂષશક્તિ તથા સ્ત્રીશક્તિ (Negative અને Positive) એનેજ અશ્વિન્ કહેછે (જર્ફરીશબ્દ પોષકશક્તિનો વાચક અને તુર્ફરી વિઘાતક શક્તિનો વાચક છે) આ પ્રમાણે (अश्विनौ) નો અર્થ પૃથ્વી તત્વોનાં ધાતુ, લાકડું ઇત્યાદિ પદાર્થ, (द्यौः) પ્રકાશક તત્વોના અગ્નિ, વિદ્યુત્ આદિ પદાર્થ રસતત્વનું પાણી અને બીજા દ્રવ્ય પદાર્થો એ પ્રમાણે થાય છે.

**तिस्रः क्षपास्त्रिरहातिव्रजद्भिर्नासत्या भुज्युमूहथुः पतङ्गैः।**

तद्वां दात्रं महि कीर्त्तेन्यं भूत्पैद्वो वाजी सदमिद्धव्यो अर्यः ॥ ऋ० अ० १ अ० ८ व० ९ मं० १

અર્થઃ—ઉપરોક્ત સાધનોથી અનંત સુખ મળે છે માટે મનુષ્યોએ એવાં સાધનો બનાવીને ઉપયોગમાં આણવાં. ( अश्विना ) અગ્નિ અને જલના સંયોગથી ( श्वेतम् ) સફેદ રંગનો બાષ્પ નામક ( अश्वम् ) અત્યંત વેગવાન પદાર્થને ( अवाश्वाय ) શીઘ્રગતિ ઉત્પન્ન કરવાને માટે ઉત્તમ શિલ્પવિદ્યા જાણનારા લોક ઉત્પન્ન કરે છે. એના યોગથી ચાલનારાં વાહનો ( शश्वत् स्वस्ति ) નિત્યસુખકારક હોય છે. ( अश्विना ) વિદ્યુત્, અગ્નિ, આદિ પદાર્થો ( वाम् ) તમને સર્વેને આગળ કહેલા ગુણ ( ददथुः ) આપે છે. ( दात्रम् ) દાન, સુખ, પોષણ, ( महि ) મહત્વ ( कीर्त्तेन्यम् ) પ્રશંસનીયતા ઇત્યાદિ ગુણનું આપનાર આ યાન ( भूत् ) થયું છે, તેમજ ( पैद्वः ) યાનને અનંત વેગથી ચલાવનાર વિદ્યુતરૂપી સાધન છે એવું ( सदम् इत् ) વેગવાળું યાન અથવા વિમાન ( अर्यः ) વૈશ્ય લોકોએ ( हव्यः ) સ્વીકારવું જોઇએ. વેપારીએ વેગવાન્ વિમાનો અને બાષ્પરથ પોતાની પાસે રાખવા અને દેશાંતરમાં જઇને વ્યાપાર કરી "અર્થ" એ બીજો પરમપુરૂષાર્થ સાધ્ય કરવો. ( अर्यः स्वामिवैश्ययोः ) અર્ય એટલે સ્વામિ અથવા વૈશ્ય. पैद्वपतङ्गावश्वनाम्नी । निघं० अ० १ खं० १४ પૈદ્વ તથા પતંગ એ બે શબ્દો "અતિ વેગવાળા" એવા અર્થસૂચક છે ( दु दानादानयोः ) આ ધાતુ ઉપરથી દ્રવ્ય શબ્દ થયો છે. માટે એનો અર્થ આપવા અથવા લેવા યોગ્ય એવો થાય છે.

त्रयः पवयो मधुवाहने रथे सोमस्य वेनामनु विश्व इद्विदुः । त्रयः स्कम्भासः स्कभितास आरभे त्रिर्नक्तं याथस्त्रिर्वश्विना दिवा ॥ ऋ० अष्ट० १ अ० ३ व० ४ मं० १

યોજના કરવી ( विश्वे ) સર્વ વિદ્વાન લોક ( सोमस्य ) ઐશ્વર્ય યુકત સુખની ( वेनाम् ) ઇચ્છા સિદ્ધિ-કામનાસિદ્ધિ ( विदु ) જાણે છે અર્થાત્ આ શીઘ્ર ગતિ યુકત વાહનો વડે વિદ્વાનો અનેક સુખ મેળવે છે ( अश्विना ) પૂર્વોકત પૃથ્વી, જલઅગ્નિ, વિદ્યુત્ આદિ પદાર્થો વડે વાહનોની શીઘ્ર ગતિ ( आरभे ) સાધ્ય કરે ( त्रि नक्तम नि दिवा ) આથી ત્રણ અહોરાત્રમા ( याथ ) ઘણે દૂર સુધી જઈ શકાશે

त्रिर्नो अश्विना यजता दिवे दिवे परि त्रिधातु पृथिवी मंशायतम् । तिस्रो नासत्या रथ्या परावत आत्मेव वातःस्वसराणि गच्छतम् ॥ ऋ० अष्ट० १ अ० ३ व० ६ मं० ७

અર્થ — ( न ) અમારા ( त्रय ) નૌકા, રથ અને વિમાન એ ત્રણે વાહનો ( यजता ) યોજના કરેના ( अश्विना ) વિદ્યુતાદિ પદાર્થોવડે ( दिवे दिवे ) પ્રતિદિન ( पृथिवीम् अशायताम् ) પાણી, પૃથ્વી અને આકાશમા આનંદપૂર્વક સંચાર કરે ( परि ) તે વાહનોની ચોતરફ ( त्रिधातु ) ત્રણ પ્રકારની ધાતુ-લોહ, તામ્રાદિ હોવી જોઇએ અર્થાત્ તે વાહનો એ ધાતુઓ વડે મઢેલાં હોવા જોઇએ, ( तिस्र ) આ ત્રણે વાહનો ( नासत्या ) વિદ્યુત્, અગ્નિ આદિ પદાર્થોના યોગથી ( रथ्या ) તેમના રસ્તા ઉપરથી ( आ मा इववात ) આત્મા, વાયુ અને મનના જેવી શીઘ્ર ગતિએ ( स्वसराणि गच्छतम ) સુખપૂર્વક જાય

થ ન ઉપ થી વાહનો મોટા હોવા જોઇએ અને તેમા ગતિ ઉત્પન્ન કરવાને માટે પાણીનો ઉપયોગ કરવો જોઇએ એમ સિદ્ધ થ ય છે

वि ये भ्राजन्ते सुमखास ऋष्टिभिः प्रच्यावयन्तो अच्युता चिदोजसा । मनो जुवो यन्मरुतो रथेष्वा वृषव्रातासः पृषतीरयुग्ध्वम् ॥ ऋ० अ० १ अ० ६ व० ९ मं० ४

અથ — ( रथेषु ) પૂર્વોક્ત નાનુ પ્રકારના વાહનોમા ( मनोजुवो ) મન ની જેવી શીઘ્રગતિ ઉત્પન્ન કરવાને માટે (मरुत) વાયુની અને ( वृषव्रातासः पृषती ) વાયુ અને પાણીના મિશ્રણની (अयुग्ध्वम) યોજના કરી આવા પ્રકાર થી (ऋष्टिभि ) કલાઓથી ( य विभ्राजन्त ) જે યુક્ત હોય છે અર્થાત જેને એવી કલાઓ વિદ્યમાન હોય છે અને જે ( सुमखास ) ઉત્તમ કૃતો કરે છે, (ओजसा अच्युता चित) તેમને હમેશા સુખપ્રાપ્તિજ થાય છે કારણ તેઓ વેગથી ( प्रच्यावयन्त ) એક સ્થાનથી બી ન સ્થાનમા જઇ પહોચે છે

आ नो नावा मतीनां यातं पाराय गन्तवे । युञ्जाथामश्विना रथम् ॥ ऋ० अष्ट० १ अ० ३ व० ३४ मं० ७

અર્થ — ( पाराय गन्तवे ) સમુદ્ર ભૂમિ અથવા અન્તરિક્ષમા જવા યોગ્ય મા દ્વારા જવા માટે ( मतीनाम ) બુદ્ધિમાન્ પુરુષોની ( नावा ) નૌકા જેવી (न ) અમારી નૌકા પણ થાય ( रथम् ) તે રથોમા અગ્નિ અને વિદ્યુત્ આદિનો ( आ-युञ्जाथाम् ) સંયોગ કિવા ઉપયોગ કરે તથા પેલપાર જાવ અર્થાત્ મુસાફરી કરે

कृष्णं नियानं हरयः सुपर्णा अपो वसाना दिवमुत्पतन्ति । त आववृत्रन्त्सदनादृतस्यादिद् घृतेन पृथिवी व्युद्यते ॥ ऋ० अष्ट० २ अ० ३ व० २३ मं० ४७

અથ – ( सुपर्णा ) ઉત્તમ ગતિયુક્ત ( हरय ) અગ્નિ કિરણ વિદ્યુતાદિ શીઘ્રગામી પદાર્થોનો ( अपावसाना ) પાણીની સાથે સબધ કરવાથી અર્થાત્ કેનાકે શલ્યવટ પાણી તથા અગ્નિ આદિ પદાર્થોનો યોગ કરવાથી ( कृष्णाम् )

આકર્ષિત થયેલા અથવા પાર્થિવ તત્ત્વોમાંથી ઉત્પન્ન થયેલાં ( नियानम् ) ઉત્તમ વાહન ( दिवम् ) આકાશમાં ( उत्पतन्ति ) ઉડે છે અર્થાત્ તે પદાર્થો વાહનોને આકાશમાં ઉડવાની ગતિ આપે છે. જે ઠેકાણેથી ( घृतेन ) પાણીવડે ( पृथिवी ) ભૂમિ ( विउद्यते ) રસબસ થાય છે અર્થાત્ પૃથ્વી ઉપર જ્યાંથી પાણી આવે છે તે ( ऋतस्य सदनात् ) મેઘમંડળમાં થઈને તે વાહનો ગમન કરે છે—આકાશમાં જાય છે અર્થાત્ ગતિવાન વિમાનો મેઘમંડળથી પણ ઉપર જાય છે અને આકાશમાં આમતેમ ફરે છે.

द्वादश प्रधयश्चक्रमेकं त्रीणि नभ्यानि क उतच्चिकेत।
तस्मिन्त्साकं त्रिशता न शङ्कवोऽर्पिताः षष्टिर्न चला
चलासः ॥ ऋ० अष्ट० २ अ० ३ व० २४ मं० ४८

અર્થઃ–( द्वादश प्रधयः ) વાહનને આગ બેસાડવાને માટે બાર થાંભલા કરવા જોઇએ. ( चक्रम् एकम् ) એક ચક્ર બીજા ચક્રોને ફેરવનારૂં હોવું જોઇએ. ( त्रीणि नभ्यानि ) બીજા ત્રણ ચક્રો એક બીજામાં મળેલા દાંતાવાળાં મધ્યચક્રો હોવાં જોઇએ. ( त्रिशता शङ्कव ) ત્રણસો શંકુ અર્થાત્ કોન ( साकम् अर्पिता ) એક બીજાની સાથે જોડેલા હોવા જોઇએ. ( चलाचलासः षष्टिः ) તે ચક્રો અથવા કલોમાંના કેટલાંક ફરનારાં અને કેટલાંક સ્થિર અને એકદર સાઠ હોવાં જોઇએ. યાનમાં આવી સર્વ વ્યવસ્થાઓ કરવી જોઇએ ( कः उतच्चिकेत ) આ સર્વ વ્યવસ્થા કોણ જાણે છે ? ( न ) સર્વ જાણતા નથી અર્થાત્ આ વિદ્યાવિષેનું જ્ઞાન થોડાકનેજ હોય છે આ પ્રમાણે નૌકા અને વિમાન બનાવવા વિષેના વેદમાં પુષ્કળ મંત્રો છે.

## इति नौविमानादिविद्याविषयः संक्षेपतः ॥

---

## अथ तारविद्यामूलं संक्षेपतः ॥

युवं पेदवे पुरुवारमश्विना स्पृधां श्वेतं तरुतारं दुवस्यथः । शर्यैरभिद्युं पृतनासु दुष्टरं चर्कृत्यमिन्द्रमिव चर्षणीसहम् ॥ ऋ० अष्ट० १ अ० ८ व० २१ मं० १०

અર્થઃ– ( अश्विना ) વિદ્યુત્ અને અગ્નિવડે ચલાવેલા અથવા વિદ્યુતગુણથી યુક્ત ( पुरुवारम् ) ઉત્તમ ગુણયુક્ત અર્થાત્ વિદ્વાનોએ સ્વીકાર કરવા યોગ્ય

(શ્વેતમ્) શુદ્ધ ધાતુમાંથી બનાવેલો વિદ્યુન્મય (અભિદ્યુમ) જેમાં વિદ્યુતનો પ્રકાશ શરૂ થયેલો હોય, (પૃતનાસુ) રાજસેનાઓમાં (દુષ્ટરમ) અતિ દુસ્તર (ચર્ષણીસહમ્) સર્વ ક્રિયાઓમાં વારંવાર વાપરવા યોગ્ય એવું (તરુતારમ્) તાર નામ યન્ત્ર છે તે સર્વ મનુષ્યોએ બનાવવું જોઈએ (દાંવ) આ તારમાં ફરી ફરી જ્ઞાન અને પ્રેરણા થાય છે, (પેદવે) તેથી મોટી સિદ્ધિ પ્રાપ્ત થાય છે આ (સ્ત્રવામ્) સૈન્યની સ્પર્ધા વખતે શત્રુનો નાશ અને સ્વપક્ષનો વિજય કરવા માટે ઉપયોગી છે, માટે (ચર્ષણીસહમ) સૈન્યોને ઉપયોગી અને (ઇન્દ્રમ્ ઇવ) સૂર્યની માફક દૂરથી જ કામ કરનાર છે (યુવમ્ દુવસ્યથ) માટે હે મનુષ્યો! તમે વિદ્યુતાદિ પદાર્થોને ઉત્તમ રીતિએ સિદ્ધ કરીને આ તાર નામક યન્ત્રને સિદ્ધ કરો

આ પ્રમાણે અગ્નિ, વિદ્યુત્ અને આકર્ષણના યથાવત્ જ્ઞાનથી એ શક્તિ અ. ગણિત લોકોપયોગી શિલ્પકાર્યમાં ઉપયોગી થઈ પડે છે આ વિદ્યાના વિધાયક પુષ્કળ મન્ત્રો વેદમાં છે શોધકને એનો પત્તો લાગે છે પરના આચાર્યો આ જ્ઞાનકોશમાંથી બ્રહ્મવિદ્યા, દેવવિદ્યા, નક્ષત્રવિદ્યા, પ્રાણિવિદ્યા નક્ષત્રવિદ્યા, વગેરે અનેક વિદ્યાઓનો પ્રચાર કરતા આવ્યા છે

## ઇતિ તારવિદ્યામૂલ સંક્ષેપતઃ ॥

---

## અથ વૈદ્યકશાસ્ત્રમૂલોદ્દેશઃ સંક્ષેપતઃ ॥

**सुमित्रिया न आप ओषधयः सन्तु । दुर्मित्रिया-**
**स्तस्मै सन्तु योऽस्मान् द्वेष्टि यं च वयं द्विष्मः ॥**

**यजुः० अ० ६ मं० २२**

અર્થ – આ મન્ત્રનો પદ શાસ્ત્રનું મન છે હે પરમવૈદ્ય પરમાત્મા! તારી કૃપાથી (ન) અમને (ઓષધય) દોષોનો નાશ કરનારી સોમાદિક વનસ્પતિ (સુમિત્રિયા) સુખદાયક અર્થાત્ આરોગ્યકર થાઓ અને તેવું પણ જન પણ અમને થાઓ (સુમિત્રિયા શબ્દ ઇયાડિયાજીકારાણામુપસંખ્યાનમ્ આ વાર્તિકથી જસ ના સ્થાનમાં ડિયાચ્ આદેશ થયેલો છે) અને એજ પ્રમાણે પ્રાણ અને જન પણ અમને હિતકારી થાઓ તથા (ય) જે (અસ્માન્ દ્વેષ્ટિ) અધર્મીઓમાં, ક્રોધાદિ શત્રુ અથવા રોગ જે અમારા વિરોધિઓ છે અને (યમ ચ વયમ દ્વિષ્મ) જે રોગાદિનો અમે દ્વેષ કરીએ છીએ (તસ્મૈ) તેઓ

આ ઔષધી (દુર્મિત્રિયા) અહિતકારક થાઓ. અર્થાત્ જે સર્વ પ્રકારના પથ્યથી ચાલનારો હોય તેનેજ આ ઔષધી મિત્રવત્ સુખદાયક અને દુઃખવિનાશક થાય છે; અને જે કુપથ્યથી ચાલે છે તેમને દુઃખદાયી થાય છે. આ પ્રમાણે વૈદ્યકશાસ્ત્રના વિધાયક મૂલમંત્રો વેદમાં અનેક છે. પરંતુ અહિં પ્રસંગ ન હોવાથી માત્ર દિગ્દર્શનજ કરાવ્યું છે. વેદનું ભાષ્ય કરતી વખતે તે તે જગાએ યથાર્થ ખુલાસો કરીશું.

इति वैद्यकविद्याविषयः संक्षेपतः ॥

---

अथ पुनर्जन्मविषयः संक्षेपतः ॥

असुनीते पुनरस्मासु चक्षुः पुनः प्राणमिह नो धेहि भोगम्। ज्योक् पश्येम सूर्यमुच्चरन्तमनुमते मृडया नः स्वस्ति ॥ ऋ० अ० ८ अ० १ व० २३ मं० ६

અર્થઃ—આ મંત્રમાં પૂર્વજન્મ અને પુનર્જન્મ વિષેનું વર્ણન છે. (असुनीते) હે પ્રાણ પ્રેરક પરમેશ્વર! મરણ પછી બીજુ શરીર ધારણ કરતી વખતે તારી કૃપાથી અમે સુખરૂપ રહિયે એમ કર. (पुनः अस्मासु) પૂર્વ શરીર છોડીને જ્યારે અમે બીજું શરીર ધારણ કરીએ ત્યારે અમને (चक्षुः) ચક્ષુઆદિ સર્વ ઇંદ્રિયો (पुन प्राणम्) પ્રાણ તથા અન્તઃકરણ આદિ આપ, તેમજ આગળના જન્મમાં (नः) અમારા (भोगम्) ભોગ્યપદાર્થો (ज्योक्) નિરંતર (धेहि) આપ; તથા અમે સર્વે જન્મોમાં (उच्चरन्तम्) ઉર્ધ્વભાગમાં રહેનાર (सूर्यम्) સૂર્ય તથા શ્વાસોચ્છ્વાસ રૂપી પ્રાણને નિરન્તર (पश्येम) જોઇએ એવી શક્તિ તથા (अनुमते) હે માન્યવર પરમાત્મન્! (नः) અમને સર્વ જન્મોમાં (मृडय) સુખ આપ. તારી કૃપાથી પુનર્જન્મમાં અમને સર્દૈવ (स्वस्ति) સુખ મળો એવી અમે પ્રાર્થના કરીએ છિયે.

पुनर्नो असुं पृथिवी ददातु पुनर्द्यौर्देवी पुनरन्तरिक्षम्। पुनर्नः सोमस्तन्वं ददातु पुनः पूषा पथ्यां३ या स्वस्तिः ॥ ऋ० अ० ८ अ० १ व० २३ मं० ७

અર્થઃ—હે ભગવન્ (नः) અમને (पुनः) પુનર્જન્મમાં (असुम्) પ્રાણ તથા બળ અને (पृथिवी) ભાગ્યભૂમિ (ददातु) પૃથ્વી આપો. (पुनः द्यौः

न्तरिक्षम् सोम पुन दधातु )અને પુનર્જન્મમાં હો અર્થાત્ પ્રકાશમાન સૂર્યજ્યોતિ પ્રાણ તથા અંતરિક્ષ એ જીવન, સોમ અર્થાત્ વનસ્પતિ સમૂહ ઉત્તમ શરીર અને હે પુષ્ટિ- તો પરમાત્મન્ ! તું અમને (પથ્યામ) પુનર્જન્મમાં ધર્મમાર્ગ દેખાડ અને સર્વજન્મમાં ( या स्वस्ति ) જે સુખકર્તા અને કલ્યાણકારક હોય તે આપની કૃપાથી અમને પ્રાપ્ત થાઓ

पुनर्मनः पुनरायुर्म आगन् पुनः प्राणः पुनरात्मा म आगन् पुनश्चक्षुः पुनः श्रोत्रं म आगन् । वैश्वानरो अदब्धस्तनूपा अग्निर्नः पातु दुरितादवद्यात् ॥

यजुः अ० ४ मं० १५

અર્થ:—( पुन मन ) હે જગદીશ્વર ! આપની કૃપાથી વિદ્યાદિ શ્રેષ્ઠ ગુણયુક્ત મન તથા ( पुनः आयु ) આયુષ્ ( म ) અમને પુનર્જન્મમાં પ્રાપ્ત થાય તથા ( पुन आत्मा ) મારો આત્મા શુદ્ધ વિચારવાળો, ( पन चक्षु ) ચક્ષુ તથા શ્રોત્ર પણ મને પ્રાપ્ત થાય હે ( वैश्वानर ) સમસ્ત જગતના નાયક તો ! ( अदब्धा ) હિંસાદિ રહિત ( तनपा ) શરીરરક્ષક ( अग्नि ) વિજ્ઞાન સ્વરૂપ પરમેશ્વર ! ( पातु दुरितादवद्यात् ) જન્મજન્માન્તરમાં દુષ્ટગુણ સ્વભાવથી અમને પૃથક્ કરીને અમારું રક્ષણ કર જેથી અમે નિષ્પાપ થઈને સર્વ જન્મોમાં સુખી થઈએ

पुनर्मैत्विन्द्रियं पुनरात्मा द्रविणं ब्राह्मणं च । पुनरग्नयो धिष्ण्या यथास्थाम कल्पन्तामिहैव ॥

अथर्व० कां० ७ अनु० ६ व० ६७ मं० १

અર્થ —( पुन इन्द्रियम् ) હે ભગવન્ ! પુનર્જન્મમાં સર્વ ઇન્દ્રિયો તથા પ્રાણને ધારણ કરનારો સામર્થ્યવાળો આત્મા ( द्रविणम ) વિદ્યાદિ શ્રેષ્ઠ ગુણરૂપી ધન ( ब्राह्मणम च ) બ્રહ્મનિષ્ઠપણું, ( पुन अग्नय ) તથા મનુષ્ય શરીર ધારણ કરીને આહવનીયાદિ અગ્ન્યાધાન (माएतु) અમને પ્રાપ્ત થાય (धिष्ण्या यथास्थाम) હે જગદીશ્વર ! પૂર્વજન્મમાં જેવી રીતે અમારી ધારણાશક્તિ અર્થાત્ બુદ્ધિ અને શરીર તથા ઇન્દ્રિયાદિ સાધનો ઉત્તમ હતાં તેવી જ રીતે આ સંસારમાં પુનઃ

માર્ગો નિરૂપણ કહે છે અને જેમાં જન્મમરણયુક્ત સંસારથી મુક્ત થઈ મોક્ષપદને પામે છે તે બીજો માર્ગ છે. પ્રથમ માર્ગમાં પુણ્ય સંચયયુક્ત જોગથી જીવાત્મા ફરી ફરી જન્મમરણને પામે છે અને બીજા માર્ગમાં ફરીથી જન્મમરણ થતું નથી આમ બે પ્રકારના માર્ગ છે એમ (अश्रणवम्) અમે સાંભળ્યું છે (नाभ्याम् इदम विश्वम्) પૂર્વોક્ત બે પ્રકારના માર્ગેથી આખું જગત (एजत् समेति) પાપપુણ્ય સ્વરૂપ સુખદુઃખને યથાવત્ પામે છે (यत् अन्तरा पितरम् च) જ્યારે જીવાત્મા પૂર્વશરીરને છોડી વાયુજલ ઔષધિ આદિમાં થઈ પિતા અથવા માતાના શરીરમાં પ્રવેશ કરી શરીરયુક્ત થાય છે ત્યારે પુનર્જન્મ પામે છે. નિરૂક્તકાર મહર્ષિ યાસ્કાચાર્ય પણ એ વિષયમાં કહે છે કે —

**मृतश्चाहं पुनर्जातो जातश्चाहं पुनर्मृतः । नानायोनिसहस्राणि मयोषितानि यानि वै ॥१॥ आहारा विविधा भुक्ता पीता नानाविधा स्तनाः । मातरो विविधा दृष्टा पितरः सुहृदस्तथा ॥ २ ॥ अवाङ्मुखः पीड्यमानो जन्तुश्चैव समन्वितः ॥ निरु० अ० १३ ख० १९.**

અર્થ — જ્યારે મનુષ્ય યથાર્થ જ્ઞાન સાંભળે ત્યારે તે સારી રીતે જાણે છે કે (मृतश्च इ पुनर्जात) હું અનેકવાર જન્મ મરણને પામેલો છું અને હજારો (नानायोनि सहस्राणि) યોનિઓનું સેવન કર્યું છે (आहारा विविधा स्तना) અનેક પ્રકારના ભોજન કર્યા છે અને અનેક માતાઓના સ્તનોમાંથી દૂધ પીધું છે અને માતાપિતા તથા મિત્રાદિ પણ જોયા છે (अवाङ् मुख ... समन्वित) ગર્ભમાં ઉંધે માથે રહિ નાના પ્રકારના કષ્ટો પણ સહન કર્યાં છે જન્મ મરણના દુઃખથી છૂટવાનો આજ ઉત્તમ સમય છે અને જો આ વખતે પરમાત્મામાં પૂર્ણ પ્રેમ તથા તેની આજ્ઞાનું પાલન યથાવત્ નહિ કરું તો આ જન્મ મરણ રૂપી દુઃખ સાગરમાંથી કદી પણ પાર પામીશ નહિ માટે હવે પ્રમાદ ન કરવો જોઈએ

યોગ દર્શનકાર પતંજલી ઋષીએ તથા તેના ભાષ્યકાર વેદવ્યાસે પણ પુનર્જન્મનું અસ્તિત્વ સ્વીકારેલું છે

**स्वरसवाही विदुषोऽपि तथा भिरूढोऽभिनिवेश ॥**

**यो० द० सा० पा० सू० ९.**

અર્થ — સર્વ પ્રાણિઓમાં જન્મની શરૂઆતથી મોતના ભયવાળી પ્રવૃત્તિ જોવામાં આવે છે અને તેજ પુનર્જન્મનું અસ્તિત્વ બતાવી આપે છે કારણ કે જો

વીરીતે તરતનો જન્મેલો નાનો સરખો કૃમિ નામક જંતુ પણ મરણના ત્રાસને અનુભવે છે, તેવીજ રીતે જ્ઞાની પુરૂષોને પણ અનુભવ થાય છે. આથી જીવ અને જન્મ ધારણ કરે છે, એ સિદ્ધ થાય છે. જો પૂર્વ જન્મમાં મરણનો અનુભવ ન કર્યો હોય તો તેનો સંસ્કાર પણ ન હોવો જોઇએ અને સંસ્કારના અભાવમાં સ્મૃતિ પણ ન હોવી જોઇએ અને જો સ્મૃતિ પણ ન હોય તો મરણનો ત્રાસ કેવી રીતે થઇ શકે અર્થાત્ નજ થઇ શકે. પરન્તુ પ્રાણીમાત્ર મરણનો ભય અનુભવે છે તેથી પુનર્જન્મ છે એમ સિદ્ધ છે. મહામુની ગોતમે પોતાના ન્યાયદર્શનમાં તથા ભાષ્યકાર વાત્સ્યાયને પણ પુનર્જન્મનું અસ્તિત્વ માન્યું છે :—

**पुनरुत्पत्तिः प्रेत्यभावः ॥ न्या० द० अ० १ आं० १ सू० १९**

અર્થ :—પૂર્વશરીરને છોડીને ફરીને બીજા શરીરને ધારણ કરવામાં આવે છે તેને પ્રેત્યભાવ અર્થાત્ પુનર્જન્મ કહે છે.

આ વિષે કોઇ પુનર્જન્મ ન માનનાર એમ કહે કે જો પૂર્વજન્મ હોય તો તેનું સ્મરણ કેમ નથી થતું ?

ઉત્તર—જરા જ્ઞાનનેત્ર ઉઘાડીને જુઓ કે આજ શરીરમાં જન્મથી પાંચ વર્ષ સુધીમાં જે જે સુખદુઃખ થાય છે તેનો તથા જાગૃત અવસ્થાના સર્વ વ્યવહારનો સુષુપ્તિ અવસ્થામાં અનુભવ તથા સ્મરણ નથી થતું તો પછી પુનર્જન્મના સ્મરણની તો વાતજ શી કરવી ?

પ્રશ્ન—જો પૂર્વજન્મના કરેલાં પાપપુણ્યનાં સુખદુઃખરૂપી ફલ ઇશ્વર આ જન્મમાં આપે છે તો તે પાપપુણ્યોનો સાક્ષાત્કાર આપણને નથી છતાં ઇશ્વર તેનું ફળ આપે તેથી તો તે અન્યાયકારી ઠરે છે અને આપણે તે ન જાણવાથી શુદ્ધ નથી થતા.

દુઃખ આપતો નથી. મનુષ્યે મનનશીલ થઇ સંસારમાં ઉચ્ચનીચ દશા તથા સુખી અને દુઃખી મનુષ્યો જોઇને વિચારવું જોઇએ કે પૂર્વ જન્મના કૃત્યનુંજ આ ફલ છે પુનર્જન્મ ન માનનારાઓના આવા બીજા કેટલાક પ્રશ્નો છે જેઓના ઉત્તર વિચારપૂર્વક આપવા જોઇએ. બુદ્ધિમાનોને માટે વધારે લખવું યોગ્ય નથી. કારણ કે તેઓ ઉદ્દેશમાત્રથીજ વધારે જાણી લેછે. વળી ગ્રંથવિસ્તાર ભયથી પણ સંક્ષેપમાંજ લખીએ છિએ

इति पुनर्जन्मविषयः संक्षेपतः ॥

---

अथ विवाहविषयः संक्षेपतः ॥

गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः । भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥ ऋ० अ० ८० अ० ३ व० २७ मं. १

અર્થ,- આ મંત્રમાં વિવાહનું વિધાન છે હે કુમારિ ! ( सौभगत्वाय ) સંતાનોત્પત્તિ આદિ પ્રયોજન સિદ્ધિને માટે ( ते ) તારો ( हस्तम् ) હાથ ( गृभ्णामि ) ગ્રહણ કરૂં છું-તારી સાથે હું વિવાહ કરૂં છું માટે હે સ્ત્રિ ! ( यथा ) જે રીતે ( मया पत्या ) મારી સાથે ( जरदष्टिः ) વૃદ્ધાવસ્થા આવે ત્યાં સુધી ( आसः ) રહેવું જોઇએ તેજ રીતે મારે પણ તારી સાથે રહેવું, આપણે આ પ્રમાણ પ્રતિજ્ઞાપૂર્વક પરસ્પર ધર્મપૂર્વક આનંદ ભોગવીએ ( भग ) સકલ ઐશ્વર્યસંપન્ન ( अर्यमा ) વ્યવસ્થાપૂર્વક ન્યાયકર્તા, ( सविता ) સર્વ જગદુત્પાદક ( पुरन्धि ) સર્વ જગત્‌ને ધારણ કરનાર પરમેશ્વરે ( मह्यम् गार्हपत्याय ) મારી સાથે ગૃહસ્થાશ્રમના કાર્યને માટે ( त्वाम् ) તારો વિવાહ કર્યો છે ( देव ) એમાં વિદ્વાન પુરૂષો સાક્ષી છે. જો આપણામાંથી કોઇપણ આ પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરશે તો પરમાત્મા તથા વિદ્વાનોના દંડને પાત્ર થશે

इहैव स्तं मा वि यौष्टं विश्वमायुर्व्यश्नुतम् । क्रीडन्तौ

पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वे गृहे ॥ ऋ० अ० ८ अ० ३ व० २८ मं० २

અર્થઃ—વિવાહ કર્યા પછી સ્ત્રીપુરૂષે પરસ્પર કેવી રીતે વર્તવું તે વિષે આ મંત્રમાં ઇશ્વર આજ્ઞા આપે છે કેઃ—(इहा) હે સ્ત્રિ પુરૂષો! તમે અને આ લોકમાં ગ્રહ્સ્થાશ્રમમાં સદોદિત સુખપૂર્વક (आवसतम्) રહો. (मा वि यौष्टम्) કોઇ પણ કારણથી તમારા બેમાં વિરોધ કિંવા વિરુદ્ધ ઉત્પન્ન થાય નહિ. આ પ્રમાણે મારા આશીર્વાદથી ધર્માચરણ તથા પરોપકાર કરીને મારી ભક્તિ કરો અને (विश्वम् आयुः) સર્વ આયુષ્યમાં (व्यश्नुतम्) સુખી રહો. વળી (स्वेगृहे) તમારા ઘરમાં (पुत्रैः नप्तृभिः) પુત્ર અને તેમની સ્ત્રિઓસહિત (मोदमानौ) આનંદપૂર્વક રહીને (क्रीडन्तौ) સર્વદા સદ્ધર્મ ક્રિયા કરતા રહો. આ મંત્ર ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે એક સ્ત્રીએ જેમ એકજ પતિ કરવો જોઇએ, તેજ પ્રમાણે એક પુરૂષે પણ એકજ સ્ત્રી કરવી જોઇએ સર્વ વેદોમાં એક વચન નિર્દેશથી માલૂમ પડે છે કે એક પુરૂષનો અનેક સ્ત્રિ સાથે વિવાહ અથવા અનેક પુરૂષોનો એક સ્ત્રી સાથે વિવાહ ન થવો જોઇએ આવી રીતનું વિધાન કરનારા વેદમંત્રો ઘણા છે.

इति संक्षेपतो विवाहविषयः ।

—:o:—

## अथ संक्षेपतो नियोगविषयः ।

कुहस्विद्दोषा कुहवस्तोरश्विना कुहाभिपित्वं करतः कुहोषतुः । को वां शयुत्रा विधवेव देवरं मर्यं न योषा कृणुते सधस्थ आ ॥ ऋ० अ० ७ अ० ८ व० १८ मं० २

અર્થઃ—વિવાહિત સ્ત્રિપુરૂષને સંતાન થતા પહેલાં વૈધવ્ય અને વિધુર દશા પ્રાપ્ત થઇ હોય તો તથા તેમને આપત્કાલમાં સંતાનોત્પત્તિની આવશ્યકતા હોય તો તેમણે કેવું આચરણ કરવું જોઇએ તેનું આ નિયોગ પ્રકરણમાં વિધાન છે. હે વિવાહિત સ્ત્રીપુરૂષો! તમે (कुह) કયા સ્થાનમાં (दोषा) રાત્રીમાં (वस्तोः) રહ્યાં હતાં, તથા (अश्विना) દિવસમાં (कुह) ક્યાં

રહ્યાં હતાં? ( कुह अभिपित्वम् ) ક્યાં તમે એક બીજાને મળોછો? ( कुह करतुः ) તમારું નિવાસસ્થાન ક્યાં છે? ( कः वाम् शयुत्रा ) તમારું શયનસ્થાન ક્યાં છે? આ મંત્રમાંના દ્વિવચનાંત શબ્દોવડે એક પુરૂષે એકજ સ્ત્રી અને એક સ્ત્રીએ એકજ પુરૂષ કરવો ઇષ્ટ છે એમ સિદ્ધ થાય છે: તથા સ્ત્રીપુરૂષોમાં પ્રેમ હોવો જોઇએ કદીપણ તેમનો વિયોગ ન થવો જોઇએ અથવા તેમાંના કોઇએ પણ વ્યભિચારી ન થવું જોઇએ. ( विधवा देवरम् इव ) જે પ્રમાણે વિધવા સ્ત્રી સંતાનોત્પત્તિને માટે બીજા વર પાસે જાય છે તેપ્રમાણે તમારે બન્નેએ પણ સંતાનોત્પત્તિને માટેજ એકત્ર થવું. ( વ્યર્થ વીર્યનાશ ન કરવો ). આ મંત્રમાં देवरम् પદ આવ્યું છે તેને માટે પ્રમાણ :—

**देवरः कस्माद् द्वितीयो वर उच्यते ॥ निरु० अ० ३ खं० १५**

અર્થઃ-બીજા વરને દેવર કહે છે. વિધવા સ્ત્રીને બીજા પુરૂષ સાથે અને વિધુર પુરૂષને વિધવા સાથે નિયોગ કરવાની આજ્ઞા છે. વિધવા સ્ત્રિએ સંતાનોત્પત્તિને માટે વિધુર પુરૂષ સાથેજ નિયોગ કરવો પરંતુ કુંવારા સાથે નહિ કરવો જોઇએ; તેમજ વિધુર પુરૂષે પણ કુંમારીકા સાથે લગ્ન નહિ કરતાં વિધવા સ્ત્રી સાથેજ નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી લેવી જોઇએ. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજોનાં સ્ત્રી પુરૂષોને માટે એકજવાર વિવાહ કરવાની વેદોમાં આજ્ઞાછે. દ્વિજોએ પુનર્વિવાહ ન કરવો એજ તેમનો વૈદિક ધર્મ છે. આપત્કાલમાં સંતાનોત્પત્તિની આવશ્યકતા હોયતો નિયોગ કરવો. શૂદ્રોમાંજ (તેઓ વિદ્યાહીન હોવાથી) સ્ત્રી અગર પુરૂષનો પુનર્વિવાહ થઇ શકે છે. નિયોજીત સ્ત્રી પુરૂષોએ પરસ્પર કેવી રીતે વર્તવું જોઇએ તે વિષે આગળ કહે છે—( मर्यम न योषा ) જેવી રીતે વિવાહિત પુરૂષની પાસે વિવાહિત સ્ત્રી ( सधस्थे ) એક ઠેકાણે સંતાનોત્પત્તિને સંબંધે ( आकृणुते ) રહે છે તેજ પ્રમાણે નિયોગ કરેલાં સ્ત્રિપુરૂષોએ પણ રહેવું.

**इयं नारी पतिलोकं वृणाना निपद्यत उपत्वा मर्त्य प्रेतम् । धर्मं पुराणमनुपालयन्ती तस्यै प्रजां द्रविणं चेह धेहि ॥ अथर्व० कां० १८ अनु० ३ व० १ मं० १**

અર્થઃ—( इयम् नारी ) આ વિધવા સ્ત્રી ( प्रेतम् ) મૃતપતિને છોડીને ( पतिलोकम् ) પતિસુખને ( वृणाना ) મેળવવાની ઇચ્છા કરનારી ( मर्त्य ) હે મનુષ્ય! ( त्वा ) તારી પાસે ( उपनिपद्यते ) આવે છે. અર્થાત્ તારી પાસે નિયોગ

કરવાની ઇચ્છાથી આવે છે. તેને તું ગ્રહણ કર અને સંતાનોત્પત્તિ કર. કારણ કે તે ( पुराणम् धर्मम् ) સનાતન વેદધર્મનું ( अनुपालयन्ती ) પરિપાલન કરનારી છે. તે નિપુત્રિક હોવાને લીધે આપત્કાલના ધર્મપ્રમાણે વર્તવાની ઇચ્છા રાખે છે માટે ( तस्यै ) એ વિધવાને માટે ( इह ) આ લોકમાં અથવા આ સમયે ( प्रजाम् धेहि ) સંતાનોત્પત્તિ કર. ( द्रविणम् च ) દ્રવ્ય અથવા વીર્ય આપ.

उदीर्ष्व नार्यभिजीवलोकं गतासुमेतमुपशेष एहि। हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभिसंबभूथ ॥

ऋ० मंडल १० सू० १८ मं० ८

અર્થઃ—( नारि ) હે વિધવા સ્ત્રિ! તારે સંતાન ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો ( एतम् गतासुम् ) મૃત પતિને ( પતિના વિચાર ) છોડીને ( अभिजीवलोकम् ) જીવિત દેવર–બીજા વરને ( एहि ) પ્રાપ્ત થા. ( उपशेषे ) તેની સાથે સ્ત્રીધર્મપ્રમાણે ચાલ તેનાથી ઉત્પન્ન થનારાં સંતાન ( हस्तग्राभस्य ) તારૂં પાણી ગ્રહણ કરનાર ( વિવાહિત પતિ )નાં થશે. જો નિયુક્ત પતિને માટે નિયોગ હશે તો માત્ર ( दिधिषोः ) તે સંતાન એનાં થશે; નહિ તો ( तव इदम् जनित्वम् ) એ સંતાન તારાં થશે. હે વિધવે! ( उदीर्ष्व ) ધાર્મિકતત્વ પ્રમાણેજ નિયોગની ઇચ્છા કર, કામેચ્છાથી નિયોગ કરવો તે પાપ છે, માટે ( अभिसंबभूथ ) ધર્મ પ્રમાણે તમે બન્ને સંતાનોત્પત્તિ કરીને સુખપૂર્વક રહો.

इमां त्वमिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु। दशास्यां पुत्रानाधेहि पतिमेकादशं कृधि ॥ ऋ० अ० ८ अ० ३ व २८ मं ५.

અર્થઃ—( इन्द्र ) હે વિવાહિત પતિ! ( मीढ्वः ) હે વીર્યદાન કરવામાં સમર્થ ( त्वम् इमाम् ) તું આ વિવાહિત સ્ત્રિને ( सुपुत्राम् ) ઉત્તમ પુત્રોથી યુક્ત અને ( सुभगाम् ) ઉત્તમ સુખથી યુક્ત ( कृणु ) કર. ( अस्याम् ) એનામાં ( दश पुत्रान् ) દશ પુત્રો ( आधेहि ) ઉત્પન્ન કર. એથી અધિક નહિ કરતો. ઈશ્વરે પુરૂષને દશ સંતાન ઉત્પન્ન કરવાનીજ આજ્ઞા આપી છે. હે સ્ત્રિ! ( पतिम् एकादशम् कृधि ) તું વિવાહિત પતિથી લઇને અગિયાર પતિ પર્યંત નિયોગ કર. અર્થાત્ કદાપિ.

આપત્કાલ પ્રાપ્ત થાય તો એકએકના અભાવે **માત્ર સંતાનોત્પત્તિને માટેજ** દશ પુરૂષ સુધીજ નિયોગ કરવો. એજ પ્રમાણે પુરૂષ પણ વિવાહિતા સ્ત્રિના મૃત્યુ પછી સંતાનના અભાવે, એકએકના અભાવે દશ વિધવા સ્ત્રી નિયોગ કરે. **જો સંતાનોત્પત્તિની ઇચ્છા ન હોય** તો નિયોગ ન કરે. સંતાનોત્પત્તિને માટે નિયુક્ત થએના સ્ત્રીપુરૂષોનો સંબંધ ગર્ભસ્થાપના પર્યંતજ ઋતુકાલમાં એટલે મહિનામાં એકજવાર થવો જોઇએ. પ્રસવ મનોવિકારોની તૃપ્તિને માટે નિયોગ નથી. જો કે આપત્કાલમાં નિયોગ કરવો એવી આજ્ઞા છે તોપણ **વિધવા અથવા વિધુરે પતિ અથવા પત્નિના મૃત્યુ પછી મનોનિગ્રહ કરીને નિયોગ ન કરતાં આમરણ બ્રહ્મચર્યમાં રહિને બીજાઓ ઉપર પરોપકાર કરવો તે** ઘણુજ શ્રેષ્ઠ છે.

## सोमः॑ प्रथ॒मो वि॑विदे गन्ध॒र्वो वि॑विद॒ उत्त॑रः। तृ॒तीयो॑ अ॒ग्निष्टे॒ पति॑स्तु॒रीय॑स्ते मनुष्य॒जाः ॥ ऋ॰ अ॰ ८ अ॰ ३ व॰ २७ मं॰ ५.

અર્થ—હે સ્ત્રિ! (सोम प्रथम विविदे) જે તારો પ્રથમ પતિ છે તેને સૌકુમાર્ય વિશિષ્ટતાને લીધે સોમ કહે છે, (गन्धर्व विविद उत्तर) બીજો જે નિયુક્ત પતિ છે તેને ગંધર્વ કહે છે. (ते तृतीय अग्नि) ત્રીજાને અગ્નિ કહે છે કારણ કે તે ભુક્તભોગ હોવાને લીધે તેના શરીરની વીર્યાદિક ધાતુ બળેલી હોય છે, (तुरीय ते) ચોથા પાંચમા અને તેની આગળનાની (मनुष्यजा) સામાન્ય મનુષ્ય સંજ્ઞા છે. આજ પ્રમાણે પ્રથમ સ્ત્રી સોમ્યા, બીજીને ગંધર્વી, ત્રીજીને આગ્નેયી અને ચોથી તથા તેની આગળનીને મનુષ્યા કહે છે.

## अदे॑वृघ्न्यप॑तिघ्नी॒हैधि॑ शि॒वा प॒शुभ्यः॑ सु॒यमा॑ सु॒वर्चाः॑। प्र॒जाव॑ती वीर॒सूर्दे॒वृका॑मा स्यो॒नेमम॒ग्निं गार्ह॑पत्यं सपर्य ॥ अथर्व॰ कां॰ १४ अनु॰ २ मं॰ १८.

અર્થ—હે સ્ત્રિ! (अपतिघ्नि) તું વિવાહિત પતિની ઉત્તમ સેવા કર. (अदेवृघ्नि) તું દેવરની સેવાકર—પતિ તથા દેવર (બીજા પતિ) ને દુઃખ દઇશ નહિં (पशुभ्य) ઘરના ગાય, બળદ વગેરે પશુઓની બરાબર કાળજીથી સંભાળ રાખ

( शिवा ) कल्याणकारी था. ( सुयमा ) तुं सुनियमोथी चाल. ( सुवर्चाः ) शरीरनी कांति सारी राख. ( प्रजावती ) संतानवती थइने तेमनुं उत्तम रीते पोषण कर अने ( वीरसूः ) तारा पुत्रो शूर निपजे तेवीरीते तेमनां आचरण कर. ( देवृकामा ) देवर–दीयर–नियुक्त पतिनी इच्छा प्रमाणे चाल: ( स्योना ) सर्वने सुख आप ( इमम् गार्हपत्यम् अग्निम् ) आ गार्हपत्य अग्नि अने गृहसंबंधी सर्व कामनी ( सपर्य ) संभाळ राख. आ मंत्रमां स्त्रीपुरुषोना नियोगनी व्यवस्था बतावी छे.

इति नियोगविषयः संक्षेपतः ।

---:o:---

## अथ राजप्रजाधर्मविषयः संक्षेपतः ।

त्रीणि राजाना विदथे पुरूणि परिविश्वानि भूषथः सदांसि। अपश्यमत्र मनसा जगन्वान्व्रते गन्धर्वां अपि वायुकेशान् ॥ ऋ. अ. ३ अ. २ व. २४ मं. ६

अर्थः–आ अने एनी आगळना मंत्रोमां राज्यधर्मनुं वर्णन छे जेवी रीते सूर्य चंद्र, सर्व मूर्त द्रव्यना प्रकाशक अर्थात् तेओना राजा छे तेवी रीते सूर्य चंद्रना गुणवाळां प्रकाश तथा न्याययुक्त व्यवहार ( त्रीणि सदांसि ) त्रण सभाओने ( भूषथः ) अलंकृत करे छे. ( विदथे ) ते सभाओ वडेज युद्धमां ( पुरूणि ) तमाम विजयादि सुखमनुष्य मेळवे छे. तथा ( परिविश्वानि ) राज्यधर्मथी युक्त सभाओ वडेज सर्व वस्तुओ तथा प्राणिओनो समृद्ध शोभे छे–सुख पामे छे उपरोक्त त्रण सभाओ आ प्रमाणे छेः—(१) राज्यसभा, एमां मुख्यत्वे करीने राजसंबंधनांज कार्यो चालवां जोइए. (२) आर्यविद्यासभा: आ सभा मुख्यत्वे करीने विद्याप्रचार अने देशोन्नति संबंधी कार्योनो प्रबंध करे. (३) आर्यधर्मसभा: आ सभाए विशेषे करीने धर्मनी उन्नति अने अधर्मनो नाश करवाने माटे उपदेशादिकनी व्यवस्था करवी जोइए. परन्तु ए त्रणे सभाओए सर्वसामान्यने लाभकर्त्ता उत्तम व्यवहारोनो प्रचार परस्पर मळीने करवो जोइए. जे देशमां आवा प्रकारनी सभाओमां धर्मात्मा विद्वान् मनुष्योवडे सारासार विचारवडे कर्तव्याकर्तव्यनो प्रचार तथा निषेध थाय छे त्यांनी सर्व प्रजाओ सदैव सुखी अने उन्नत थाय छे; अने ज्यां एकज राजा होय छे त्यांनी प्रजा दुःखी

હોય છે (आरण्यम् अत्र) ઈશ્વર ઉપદેશે છે કે જ્યાં સભાવડે રાજપ્રબંધ થાય છે ત્યાંજ સર્વ પ્રજાઓનું હિત થયા કરે છે (मते) જે મનુષ્ય સત્યાચરણમાં (मनसा) વિજ્ઞાનવડે સત્યન્યાયને (आगन्वान्) જાણે છે તેજ રાજસભાને માટે યોગ્ય છે. (गन्धर्वान्) પૂર્વોક્ત સભાઓમાં પૃથ્વી, રાજ્યપાલનાદિ વ્યવહાર કુશલ (अपि वायु वेषान्) તથા વાયુની પેઠે દૂતને મોકલીને પરરાજ્ય તેમજ સ્વરાજ્યના સઘળા વ્યવહારોને જાણનારાને સભાસદ કરવા જોઈએ સૂર્યનાં કિરણોની પેઠે સત્યન્યાયના પ્રકાશક, સર્વનું હિત ચાહનાર ધર્માત્માઓનેજ સભાસદ કરવા એવી ઈશ્વરની આજ્ઞા છે તે સર્વએ માનવી જોઈએ

## क्षत्रस्य योनिरसि क्षत्रस्य नाभिरसि । मा त्वा हिꣳसीन्मा माहिꣳसीः ॥ यजु० अ० २० मं० १

અર્થ —(क्षत्रस्य योनिः असि) હે પરમેશ્વર! તું જેમ રાજ્યવ્યવહારનું નિમિત્ત કારણ છે (क्षत्रस्य नाभिः असि) તેથીજ રાજધર્મનો તું પ્રબંધકર્તા છે તેજપ્રમાણે અમને પણ કૃપા કરીને રાજ્યપાલન માટે ક્ષાત્રધર્મના પ્રબંધ કર્તા કર (मा त्वा हिꣳसीत् मा मा हिꣳसीः) તથા અમારામાંથી કોઈપણ માણસ આપનો તિરસ્કાર કરીને નાસ્તિક ન થાય, અને આપ અમારો તિરસ્કાર કદાપિ ન કરશો કે જેથી અમે આપની સૃષ્ટિમાં સદા રાજ્યાધિકારી થઈએ.

## यत्र ब्रह्म च क्षत्रं च सम्यञ्चौ चरतः सह । तं लोकं पुण्यं प्रज्ञेषं यत्र देवाः सहाग्निना ॥ यजुः० अ० २० मं० २५

અર્થ —(यत्र ब्रह्म च क्षत्रम् च) જે દેશમાં પરમેશ્વર, વેદ અથવા બ્રાહ્મણો અથવા બ્રહ્મવિત્ એ સર્વ તથા શૌર્ય ધૈર્યાદિગુણયુક્ત ક્ષત્રિયો (सम्यञ्चौ) યથાવત વિજ્ઞાનયુક્ત અને પરસ્પર મળીને (चरतः सह) રહે છે તેજ દેશ સર્વ પ્રકારની ઉન્નતિવાળો થાય છે તથા (प्रज्ञेषम्) સત્યાદિની ઈચ્છા કરી તે પ્રમાણે વર્તનારો હોય છે (यत्र देवाः सह अग्निना) જે દેશના વિદ્વાનો યજ્ઞાદિ સત્ક્રિયાઓ તથા ઈશ્વરની આજ્ઞાનું યથાવત્ પાલન કરે છે તેજ દેશની પ્રજા ઉપદ્રવ રહિત થઈને અખંડ રાજ્યની ભોક્તા થાય છે

## देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो

हस्ताभ्याम्। आश्विनोर्भैषज्येन तेजसे ब्रह्मवर्चसायाभि-षिंञ्चामि ॥ इन्द्रस्येन्द्रियेण बलाय श्रियै यशसेऽभि-षिंञ्चामि ॥ यजुः०अ० २० मं० ३.

અર્થઃ—( देवस्य त्वा सवितुः ) હે સભાધ્યક્ષ! સ્વપ્રકાશમાન સર્વ જગતના ઉત્પાદક પરમેશ્વરની ( प्रसवे ) પ્રજાનું પાલન કરવાને માટે ( अश्विनो बाहुभ्याम् ) સૂર્યચંદ્રના બલવીર્યથી ( पूष्णः हस्ताभ्याम् ) પુષ્ટિ કરનારા પ્રાણને ગ્રહણ અને દાનના શક્તિરૂપ હાથથી ( अश्विनोः भैषज्येन ), પૃથ્વી, અંતરીક્ષ અને ઔષધિસમૂહ વડે સર્વ રોગોથી તારૂં રક્ષણ કરીને (तेजसे) ન્યાયાદિ સદ્ગુણોના પ્રકાશ- કરવાને તથા (ब्रह्मवर्चसाय) પૂર્ણ વિદ્યાનો પ્રચાર કરવાને (अभिषिञ्चामि) સુગંધીમય જલથી તારૂં માર્જન કરીએ છિયે; તથા ( इन्द्रियस्य इन्द्रियेण ) પરમેશ્વરના પરમૈશ્વર્ય અને વિજ્ઞાનથી ( बलाय) ઉત્તમ બલને માટે, ( श्रियै ) ચક્રવર્તિ રાજ્યની પ્રાપ્તિને માટે, ( यशसे ) અતિશ્રેષ્ઠ કીર્ત્તિને માટે તથા રાજધર્મનું પાલન કરવાને માટે ( अभिषिञ्चामि ) તારી સ્થાપના કરૂં છું.

कोऽसि कतमोऽसि कस्मै त्वा काय त्वा। सुश्लोक सुमङ्गल सत्यराजन् ॥ यजुः० अ० २० मं० ४

અર્થઃ—( कोसि ) હે પરમાત્મન્! તું સુખસ્વરૂપછે; અમને પણ સુરાજ્યથી સુખયુક્ત કર ( कतमः असि ) તું અત્યન્ત આનંદયુક્ત છે: અમને પણ રાજસભાના સારા પ્રબંધવડે અત્યંત આનંદયુક્ત કર, (कस्मै त्वा) આપીજ નિત્યસુખની પ્રાપ્તિને માટે અમે તારી આજ્ઞા લઇયે છિયે. તથા ( कायत्वा ) સુખરૂપ રાજ્યની પ્રાપ્તિને માટે તારીજ ઉપાસના કરીયે છિયે. ( सुश्लोक ) હે સત્ય કીર્ત્તિ! ( सुमङ्गल ) હે શુભમંગલકારક! (सत्यराजन् ) હે સત્યપ્રકાશક પરમાત્મન્! અમારી રાજસભાના આપજ મહારાજાધિરાજ છો એમ અમે માનીયે છિયે.

शिरो मे श्रीर्यशो मुखं त्विषिः केशाश्च श्मश्रूणि। राजा मे प्राणो अमृतꣳसम्राट् चक्षुर्विराट् श्रोत्रम् ॥ यजुः० अ० २० मं० ५

અર્થઃ—સભાધ્યક્ષે એવો નિયમ રાખવો જોઇયે કે ( शिरः मे श्रीः ) રાજ્યશ્રી છે તે મારા શિરઃસ્થાની, ( यशः मुखम् ) ઉત્તમ કીર્તિ મુખવત્, ( त्विषिः

(केशाश्च श्मश्रूणि) સત્યન્યાયનો પ્રકાશ મારા કેશ અને દાઢીમૂછવત્, (राजामेः प्राण) ઇશ્વર કે જે શરીર તથા તેના જીવનના હેતુઓનો આધાર છે તેજ મારો રાજા (अमृतम् सम्राट्) મોક્ષસુખ, બ્રહ્મ તથા વેદ ચક્રવર્તિ રાજવત્ (चक्षु विराट् श्रोत्रम्) સત્ય વિદ્યાદિ ગુણોનો પ્રકાશ કરવો તે શ્રોત્ર અને ચક્ષુવત્ છે આ-જ પ્રમાણે સભાસદો અને સભાના અધ્યક્ષના અંગ છે એમ સર્વેએ જાણવું જોઇએ

वा॒हू मे॒ वलमिन्द्रिय॑ꣳहस्तौ॑ मे॒ कर्म॑ वी॒र्यम्॑ । आ॒त्मा क्ष॒त्रमुरो॒ मम॑ ॥ यजुः० अ० २० मं० ७

અર્થ — (बाहू मे बलम्) ઉત્તમ બલ તે મારા બાહુવત્ છે, (इन्द्रियम् हस्तौ मे) શુદ્ધ વિદ્યાયુક્ત મન તથા શ્રોત્રાદિ મારા ગ્રહણ સાધનવત્, (कर्म वीर्यम्) ઉત્તમ પરાક્રમનુ ધારણ કરવુ તે મારૂ કર્તવ્યકર્મ અને (आत्मा क्षत्रम् उर मम) મારૂ હૃદય ક્ષત્રવત્ છે

पृ॒ष्ठीर्मे॑ रा॒ष्ट्रमु॒द॒रम॑ꣳसौ॑ ग्री॒वाश्च॒ श्रोणी॑ । ऊ॒रू अ॑र॒त्नी जानु॑नी॒ विशो॒ मेऽङ्गा॑नि॒ स॒र्वतः॑ ॥

यजुः अ० २० मं० ८

અર્થ — (पृष्ठी मे राष्ट्रम्) રાજ્ય મારા પૃષ્ટ ભાગવત (उदरम् अंसौ) સેના તથા કોશ સબધીના કર્મ મારી ખાંધ તથા ઉદરવત (ग्रीवा च श्रोणी) પ્રજાને સુખયુક્ત તથા પુરૂપાર્થ બનાવવી તે મારા નિતંબવત (ऊरू अ-रत्नी) પ્રજાને વ્યાપાર તથા ગણિતવિદ્યામા કુશલ કરવી તે મારા ઉરૂ વત છે (जानुनी विशं मे अगानि सर्वत) પ્રજા તથા રાજસભાનો સર્વથા મેળ રાખવો તે કર્મ મારા જાનુવત્ છે. આવી રીતે સભાધ્યક્ષે તથા પ્રજાએ પ્રજાને સઘળા પોતાના અગવત્ જાણવા જોઇએ જેવી રીતે પોતાના શરીરની રક્ષા કરવામા પુરૂષ શ્રદ્ધા તથા પુરૂપાર્થ કરે છે તેવી રીતે રાજ્યપાલનમા પણ કરવુ જોઇએ

प्रति॑ क्ष॒त्रे प्रति॑तिष्ठामि रा॒ष्ट्रे प्रत्यश्वे॑षु प्रति॑तिष्ठामि॒ गोषु॑ प्रत्य॒ङ्गे॑षु प्रति॑तिष्ठाम्या॒त्मन् प्रति॑ प्रा॒णेषु॒ प्रति॑तिष्ठामि

पुष्टे प्रतिद्यावापृथिव्योः प्रतितिष्ठामि यज्ञे ॥ यजुः० अ० २० मं० १०

અર્થઃ—( प्रतिक्षत्रे प्रतितिष्ठामि राष्ट्रे ) પરમેશ્વર ઉપદેશ કરે છે કે ઉપરોક્ત રીતે જે રાજ્ય ચલાવે છે તેમના ક્ષાત્રધર્મ તથા આખા રાજ્યમાં હું પ્રકાશિત થાઉં છું; અને તેઓ સદા મારી સમીપમાં રહે છે ( प्रत्यश्वेषु ) એમની સેનાના અશ્વોમાં તથા ગૌ આદિ પશુઓમાં પણ મારી સ્વસત્તાથી હું રહું છું ( प्रत्यंगेषु ) તથા સર્વ સેના તથા રાજાનાં અંગે અંગ અને આત્મામાં પણ સદા રહું છું ( प्रतिप्राणेषु प्रतितिष्ठामि पुष्टे ) એમના પ્રાણ તથા સર્વ વ્યવહારોમાં પણ હું રહું છું. ( प्रतिद्यावा पृथिव्योः प्रतितिष्ठामि यज्ञे ) સૂર્યાદિ પ્રકાશરૂપ અને પૃથિવ્યાદિ અપ્રકાશરૂપ જગત્ તથા અશ્વમેધાદિ યજ્ઞમાં પણ સર્વદા વ્યાપક હોવાથી પ્રતિષ્ઠિત રહું છું. મારો આશ્રય લઈને જે રાજધર્મને અનુસરશે તેમનો સદા વિજય અને ઉન્નતિ થશે. એજ રીતે રાજપુરૂષોએ પણ પ્રજાપાલનમાં ન્યાય વિદ્યાનો પ્રકાશ કરવો કે જેથી અન્યાય અને અવિદ્યાનો નાશ થાય.

त्रातारमिन्द्रमवितारमिन्द्रꣳहवे हवे सुहवꣳशूरमिन्द्रम् । ह्वयामि शक्रं पुरुहूतमिन्द्रꣳस्वस्ति नो मघवा धात्विन्द्रः ॥ यजुः० अ० २० मं० ५०

અર્થઃ—અમે ( त्रातारम् इन्द्रम् ) જે વિઘ્નનાશક પરમૈશ્વર્યવાન્ ( सुहवम् शूरम् ) સારું યુદ્ધકર્તા અનન્ત શૂર, જગતનો રાજા, અનંત બલવાન્ ( शक्रम् ) શક્તિમાન તથા શક્તિપ્રદ ( पुरुहूतम् ) પણ શૂરવીરોદ્વારે સેવિત ( इन्द्रम् ) ન્યાયથી રાજ્ય પાલન કરનાર ( इन्द्रम् हवे हवे ) યુદ્ધમાં સ્વવિજયને માટે ઇશ્વરપરમાત્માનો ( ह्वयामि ) આશ્રય લઈએ છિયે. ( स्वस्ति न मघवा धात्विन्द्रः ) તે પરમધનપ્રદાતા ઇંદ્ર સર્વ શક્તિમાન્ ઈશ્વર સર્વ રાજ્યકાર્યમાં અમને નિરંતર વિજય સુખ આપો.

इमं देवा असपत्नꣳसुवध्वं महते क्षत्राय महते ज्यैष्ठ्याय महते जानराज्यायेन्द्रस्येन्द्रियाय ॥ इममसुष्य

पुत्रमुष्यै पुत्रमस्यै विश एष वोऽमी राजा सोमोऽस्माकं ब्राह्मणानाᳬराजा ॥ यजुः० अ० ९ मं० ४०

અર્થ:—( देवाः ) હે વિદ્વાન્ સભાસદો ! ( महते क्षत्राय ) અતુલ રાજ્યધર્મને માટે, ( महते ज्येष्ठ्याय ) અત્યંત જ્ઞાન વૃદ્ધવ્યવહારની સ્થાપનાને માટે ( महते जान राज्याय ) વિદ્વાનોમાં પરમ રાજ્ય કરવાને માટે, ( इन्द्रस्य इन्द्रियाय ) સૂર્યના પ્રકાશ જેવો ન્યાયવ્યવહારનો પ્રકાશ કરવા તથા અન્યાય રૂપી અંધકારનો નાશ કરવાને માટે ( अस्यै विशे ) રાજ્યમાં રહેનારી પ્રજાઓને યથાવત્ સુખ આપવાને માટે ( इमम् असपत्नम् सुवध्वम् ) આ પ્રત્યક્ષ શત્રુના ઉદ્ભવ વિનાના નિષ્કંટક ઉત્તમ રાજધર્મને ઐશ્વર્યયુક્ત કરો. ( सोमः अस्माकम् ब्राह्मणानाम् राजा ) વેદવિદ્ સભાસદોમાં જે મનુષ્ય સૌમ્ય ગુણસંપન્ન તથા સકલ વિદ્યાયુક્ત હોય તેનેજ સભાધ્યક્ષ કરીને રાજા બનાવવો જોઇએ. હે સભાસદો ! ( अमी ) જે પ્રજામાંના મનુષ્યો છે તેમને પણ એવીજ આજ્ઞાકરો કે ( एष वः राजा ) આપણો આ સભાધ્યક્ષ રાજ-સભાવ્યવહારજ રાજા છે એટલા માટે અમે ( इमम् अमुष्य पुत्रम् अमुष्यै पुत्रम् )• પ્રખ્યાત પુરૂષ અથવા સ્ત્રિ અથવા બાળકને અધ્યક્ષ કરીને રાજા તરીકે સ્વીકારીએ છિયે.

इन्द्रो जयाति पराजयाता अधिराजो राजसु राजयातै । चर्कृत्य ईड्यो वन्द्यश्चोपसद्यो नमस्यो भवेह ॥ अथर्व० कां० ६ अनु० १० व० ९८ मं० १

અર્થ.—( इन्द्रः जयाति ) એજ પરમેશ્વર અથવા સભા પ્રબંધ સદા વિજય—ઉન્નતિ પામો. ( न पराजयातै ) તે કદાપિ પણ પરાજય ન પામે, ( अधिराजः राजसु राजयातै ) તે રાજાધિરાજ વિશ્વેશ્વર ચક્રવર્તિરાજ્ય તથા માંડલિક રાજ્યમાં પોતાના સભનાય સહિત અમારાં સદા રહો. ( चर्कृत्य. ) જે જગદીશ્વર સર્વ મનુષ્યોને વારંવાર ઉપાસના કરવા યોગ્ય છે. ( ईड्य ) તે એકજ અમારો પણ સ્તુતિ કરવા યોગ્ય, ( वन्द्य च ) પૂજનીય, ( उपसद्यः ) આશ્રય લેવા યોગ્ય અને (नमस्यः) નમસ્કાર કરવા યોગ્ય છે (भवेह) હે મહારાજેશ્વર આપ અમારા રાજ્યમાં ઉત્તમ પ્રકારે સત્કૃત થાઓ. આપના સત્કારની સાથે અમે પણ ચક્રવર્ત્તિ રાજ્યમાં સદા સત્કૃત થઇએ.

त्वमिन्द्राधिराजः श्रवस्युस्त्वं भूरभिभूतिर्जनानाम् ।

त्वं दैवीर्विश इमा विराजा युष्मत्क्षत्रमजरं ते अस्तु ॥

अथर्व० कां० ६ अनु० १० व० ९८ मं० २

અર્થ —( त्वम् इन्द्राधिराज भवस्तु ) હે ઇંદ્ર પરમેશ્વર ! તુ સર્વ જગતનો અધિરાજ છે, તથા સર્વનો શ્રોતા છે મને પણ આપ કૃપા કરીને તેવો બનાવો ( त्वम् भृ अभिभूतिः जनानाम ) હે ભગવન્ ! તુ સદા નિત્યસ્વરૂપ અને સજ્જનોને ઐશ્વર્યનો દાતા છે મારાપર પણ અનુગ્રહ કરીને મને ઐશ્વર્યવાન્ કરો ( त्वम् दवा विश इमा विराजा ) હે જગદીશ્વર ! જેવો તુ દિવ્યગુણ સંપન્ન વિવિધ ઉત્તમરાજ્ય પાલિત પ્રત્યક્ષ વિનય પ્રજાઓનું સત્ય ન્યાયથી પાલન કરે છે તેવો મને પણ કર. ( युष्मत क्षत्रम् अजरम् ते अस्तु ) હે મહારાજાધિરાજેશ્વર ! અમારા આ જે સનાતન રાજ્યધર્મ યુક્ત નાશ રહિત વિશ્વરૂપ રાજ્ય છે તે તારું જ આપેલુ અમારૂ છે આ પ્રમાણે મારાથી પરમેશ્વર આશીર્વાદ દે છે કે મારૂ રચ્યુ ભુગોળનું રાજ્ય તમારે આધીન રહો

स्थिरा वः सन्त्वायुधा पराणुदे वीळू उत प्रतिष्कभे।
युष्माकमस्तु तविषी पनीयसी मा मर्त्यस्य मायिनः ॥

ऋ० अ० १ अ० ३ व० १८ मं० २

આ મંત્રનો અર્થ પ્રાર્થનાવિષયમાં પૃષ્ઠ १२२ ઉપર કરેલો છે ત્યાં જોઈ લેવો

तं सभा च समितिश्च सेना च ॥

अथर्व० कां० १५ अनु० २ व० ९ मं० २

અર્થ.—( तम् सभा च ) પ્રજા તથા સભાસદે સર્વ રાજાઓના રાજા પરમેશ્વરને જાણીને સર્વ સભાઓમાં સભાધ્યક્ષનો અભિષેક કરવો જોઈએ ( समिति च ) સર્વે મનુષ્યોએ પરમેશ્વર અને સર્વોપકારક ધર્મને જ આશ્રય લઈને યુદ્ધ કરવુ જોઈએ તથા ( सेना च ) સેનાપતિ અને સભાધ્યક્ષ સભાના આશ્રયથી [illegible] ઉત્તમ સેના બનાવી [illegible] પ્રજાપાલન અને ( [illegible] ) યુદ્ધ કરવું

इमं वीरमनुहर्षध्वमुग्रमिन्द्रं सखायो अनुसंरभध्वम्।

**ग्रामजितं गोजितं वज्रबाहुं जयन्तमज्म प्रमृणन्तमोजसा ॥ अथर्व० कां० ६ अनु० १० व० ९७ मं० ३**

અર્થઃ—ઇશ્વર મનુષ્યોને ઉપદેશ કરે છે કે (सखायः) હે બંધુઓ! (इमम् वीरम्) હે શૂરવીરો ન્યાય અને દૃઢભક્તિથી અત્યન્ત બલવાન્ ઇશ્વરને ઇષ્ટદેવ કરીને (अनुहर्षध्वम्) શૂરવીર લોકોને સદા આનંદમાં રાખો. (उग्रम् इन्द्रम्) તમે અત્યન્ત ઉગ્ર પરમેશ્વરની સહાયથી એક સંમતિ થઇને (अनुसरमध्वम्) દુષ્ટોને યુદ્ધમાં જીતવાના ઉપાય કરો. (ग्रामजितम्) જેણે આખો ભૂગોલ તથા (गोजितम्) સર્વનાં મન તથા ઇંદ્રિયોને જીતી લીધાં છે. (वज्रबाहुम्) પ્રાણ જેના બાહુ અને (जयन्तम्) અમને જે વિજય અપાવનાર છે (अज्म) તેનેજ ઇષ્ટ જાણીને અમે અમારો રાજા માનીએ (प्रमृणन्तम् ओजसा) કે જે પોતાના અનંત પરાક્રમથી દુષ્ટોનો પરાજય કરીને અમને સુખ આપે છે.

**सभ्य सभां मे पाहि ये च सभ्याः सभासदः ।**
**त्वयेद्गाः पुरुहूत विश्वमायुर्व्यश्नवम्॥**
**अथर्व० कां० १९ अनु० ७ व० ५५ मं० ६**

અર્થઃ—(सभ्य सभाम् मे पाहि) હે સભ્ય પરમેશ્વર આપ અમારી રાજસભાની રક્ષા કરો, (ये च सभ्याः सभासदः) અમે સભાસદો આપની કૃપાથી સભ્યતાયુક્ત થઇને સારીરીતે સત્યન્યાયની રક્ષા કરીએ. (त्वयेद्गाः पुरुहूतः) હે સર્વના ઉપાસ્ય દેવ! (विश्वम् आयुः व्यश्नवम्) અમે આપનીજ સહાયથી આપની આજ્ઞાનું પાલન કરીએ કે જેથી સંપૂર્ણ આયુને સુખથી ભોગવીએ.

આ રાજધર્મ વ્યાખ્યા સંક્ષેપથી વેદ રીતે લખી હવે આગળ ઐતરેયાદિ બ્રાહ્મણ ગ્રંથરીતે (તે તે ગ્રંથોનાં પ્રમાણોથી) સંક્ષેપમાં લખીએ છિયે.

**जनिष्ठा उग्रः सहसे तुरायेति सूक्तमुग्रवत्सहस्वत्तत्क्षत्रस्य रूपं मन्द्र ओजिष्ठ इत्योजस्वत्तत्क्षत्रस्य रूपम् ॥**
**ऐ० ब्रा० प० ८ कं० २**

અર્થઃ—રાજાઓની સભામાં તથા સેનામાં જે પુરૂષ હોય તેણે દુષ્ટો ઉપર તેજધારી અને શ્રેષ્ઠો ઉપર શાંતરૂપ, સુખદુઃખના સહન કરનારા અને ધનને

મારે પુરુષાર્થી થવું જોઇએ. કારણ કે દુષ્ટો ઉપર ક્રુદ્ધસ્વભાવ અને શ્રેષ્ઠો ઉપર સહનશીલ થવું એજ રાજ્યનું સ્વરૂપ છે. અને આનંદિત તથા પરાક્રમ યુક્ત થવું તેજ રાજ્યનું સ્વરૂપ છે.

**बृहत्पृष्ठं भवति क्षत्रं वै बृहत्क्षत्रेणैव तत्क्षत्रं समर्धयत्यथो क्षत्रं वै बृहदात्मा यजमानस्य निष्केवल्यं तद्यद् बृहत्पृष्ठं भवति ॥ ऐ० ब्रा० पं० ८ कं० २**

અર્થઃ—રાજવ્યવહાર સર્વથી મહાન્ છે. કારણકે રાજ્ય સારૂં હોવાથી પ્રજામાં શાંતિ હોય છે અને સર્વ જાતનાં સુખ સંપાદન કરી શકાય છે, માટે એમાં શૂરવીરતાઆદિ ગુણયુક્ત પુરૂષોની સભા અને સેના રાખીને સારી રીતે રાજ્યની વૃદ્ધિ કરવી જોઇએ.

**ब्रह्म वै रथन्तरं क्षत्रं बृहद्ब्रह्मणि खलु वै क्षत्रं प्रतिष्ठितं क्षत्रे ब्रह्म ॥ ऐ० ब्रा० पं० ८ कं० ३**

અર્થઃ-બ્રહ્મ અર્થાત્ પરમેશ્વર અને વેદવિદ્યાથીયુક્ત જે પૂર્ણ વિદ્વાન્ બ્રાહ્મણ છે તેજ રાજ્યના પ્રબંધોમાં સુખ પ્રાપ્તિનો હેતુ થાય છે, માટે સારૂં રાજ્ય હોવાથીજ વિદ્યાનો પણ પ્રકાશ થાય છે. સત્ય વિદ્યા વિના ક્ષાત્ર ધર્મનું વૃદ્ધિરક્ષણ થતુંજ નથી. અને રાજાઓ વિના ( રાજાઓના આશ્રયવિના ) વિદ્યાની પણ ઉન્નતિ થતી નથી. માટે વિદ્યા અને રાજવ્યવહાર બન્નેની ઉન્નતિથીજ રાષ્ટ્રના સુખની ઉન્નતિ શક્ય છે.

**ओजो वा इन्द्रियं वीर्यं पञ्चदश, ओजः क्षत्रं वीर्यं राजन्यस्तदेनमोजसा क्षत्रेण वीर्येण समर्धयति तद्भारद्वाज भवति भारद्वाजं वै बृहत् ॥ ऐ० ब्रा० पं०८ कं० ३**

અર્થઃ-ઉત્તમ વિદ્યા અને ન્યાય યુક્ત રાજ્યનું નામ ઓજ છે.દંડના ભયથી એને કોઇ પણ ઉલ્લંઘન અથવા અન્યથા કરી શકતું નથી કારણ કે ઓજ અર્થાત્ બલનું નામ ક્ષત્ર અને પરાક્રમનું નામ રાજન્ય છે. એ બે જ્યારે પરસ્પર મળે છે ત્યારે સંસારની ઉન્નતિ થાય છે. માટે રાજ પુરૂષોએ સર્વદા જીતેન્દ્રિય રહીને પોતાનાં અંગ,બલ તથા પરાક્રમથી યુક્ત કરવાં જોઇએ.ઓજ તેમનું મહત્ કાર્યછે.

**तानहमनु राज्याय साम्राज्याय भौज्याय स्वाराज्याय वैराज्याय पारमेष्ठ्याय राज्याय महाराज्या-**

याधिपत्याय स्वावश्यायातिष्ठायां रोहामीति ॥ नमो ब्रह्मणे नमो ब्रह्मणे नमो ब्रह्मण इति त्रिष्कृत्वो ब्रह्मणे नमस्करोति । ब्रह्मण एव तत्क्षत्रं वशमेति तद्यत्र वै ब्रह्मण क्षत्रं वशमेति तद्राष्ट्रं समृद्धं तद्वीरवदाहास्मिन् वीरोजायते ॥ ऐ० ब्रा० पं० ८ कं० ६ । ९.

અર્થ:—સંસારની ઉન્નતિ થવાથી પરમેશ્વરની કૃપાથી મનુષ્યના રાજધર્મ, ચક્રવર્તિ રાજ્ય, ભોગનું રાજ્ય, પોતાનું રાજ્ય તથા વિવિધ રાજ્યોમાં મહત્વથી પ્રકાશવાને પરમેષ્ઠિરાજ્ય, પ્રકાશરૂપ રાજ્ય, મહારાજ્ય, રાજાઓના આધિપત્યનું રાજ્ય, પોતાથી પ્રજાને વશ કરવાનું ઇત્યાદિ ઉત્તમ ઉત્તમ સુખોની વૃદ્ધિ થાય છે. પરમેશ્વરને ત્રણ અથવા ચાર વાર નમસ્કાર કરીને રાજકર્મનો આરંભ કરવો. જે રાજા પરમેશ્વરનો આશ્રય લે છે તેનું રાજ્ય બરાબર ઐશ્વર્યયુક્ત થઇને વીરવાળું થાય છે; અને એજ રાજ્યમાં વીરપુરૂષો ઉત્પન્ન થાય છે.

स प्रजापतिरुवाचायं वै देवानामोजिष्ठो बलिष्ठः सहिष्ठः सत्तमः पारयिष्णुतम इममेवाभिषिञ्चामहा इति तथेति तद्वैतदिन्द्रमेव ॥ सम्राजंसाम्राज्यं भोजं भोजपितरं स्वराजं स्वाराज्यं विराजं वैराज्यं राजानं राजपितरं परमेष्ठिनं पारमेष्ठ्यं क्षत्रमजनि क्षत्रियोऽजनि विश्वस्य भूतस्याधिपतिरजनि विशामत्ताजनि पुरां भेत्ताजन्यसुराणां हन्ताजनि ब्रह्मणो गोप्ताजनि धर्मस्य गोप्ताजनीति ॥ ऐ० ब्रा० पं० ८ कं० १२

स परमेष्ठी प्राजापत्योऽभवत् ॥ ऐ०ब्रा०पं० ८ कं०१४

અર્થ:—સર્વે સભાસદો અને પ્રજાનાં મનુષ્યોએ પૂજ્યતમ પરમાત્માની ઉપાસના કરવી જોઇએ; અને સર્વેએ મળીને એજ વિચાર કરવો કે કદાપિ અમારી સુખહાનિ કે પરાજય ન થાય. જે વિદ્વાનોમાં પરાક્રમવાળો, સર્વોત્તમ બલવાન, અતિશય સહનશીલ, સર્વે ગુણોમાં શ્રેષ્ઠ તથા સર્વે દુઃખોથી રહિત છે એવા પરમાત્માને અમે અભિષેક કરીને અમારો ન્યાયકારી રાજા માનીએ છિએ. એજ પરમાત્મા અમારો સમ્રાટ્ તથા એજ અમારા ચક્રવર્તિ રાજ્યનો દાતા છે. એજ

અમારા ઉત્તમ ભોગોનો સાધક અને રક્ષક છે એજ રાજકર્મમાં પ્રકાશમાન્ અને સદ્વિદ્યાદિગુણોથી દેદિપ્યમાન છે, અને તેથી અમારા રાજ્યનો પણ પ્રકાશક અને પાલનકર્ત્તા છે વિવિધ રાજ્યનો પ્રકાશક અને પ્રાપ્તિ કરાવનાર પણ એજ છે ઐશ્વર્યથી વિભૂષિત પણ એજ છે તથા અમારા રાજાઓનો રક્ષક પણ એજ છે એ પરમોત્કૃષ્ટ રાજ્યમા સ્થાપવા યોગ્ય છે તેથી અમે એ સર્વોત્કૃષ્ટ પુરૂષને અભિષેક કરીએ છિએ એવી રીતે અભિષેક કરેલા રાજામા ક્ષાત્ર સ્વભાવ હોય છે તેજ ક્ષત્રિય વીરપુરૂષ સર્વ પ્રાણિઓનો અધિપતિ, દુષ્ટ પ્રજાનો નાશક, શત્રુઓનો સહારક, અસુરોનો ઘાતક, વેદનો રક્ષક અને ધર્મનુ સરક્ષણ કર્તા થાય છે આવો રાજધર્મ સભાધ્યક્ષાદિ મનુષ્યોએ ઇષ્ટ ગણવો જોઇએ અને ઇશ્વરની ઉપાસના કરવી જોઇએ

स एतेनैन्द्रेण महाभिषेकेणाभिषिक्त क्षत्रिय सर्वा जितीर्जयति सर्वान् लोकान् विन्दति सर्वेषां राज्ञां श्रैष्ठ्यमतिष्ठां परमतां गच्छति साम्राज्य भौज्यं स्वाराज्य वैराज्य पारमेष्ठ्य राज्यं माहाराज्यमाधिपत्य जित्वास्मिंल्लोकेस्वयम्भूःस्वराडमृतोऽमुष्मिन्त्स्वर्गे लोके सर्वान कामानाप्त्वामृतः सम्भवति यमेतेनैन्द्रेण महाभिषेकेण क्षत्रिय शापयित्वाऽभिषिञ्चति ॥ ऐ० ब्रा० पं ८ क० १९

અર્થ —જે મનુષ્ય રાજ્ય કરવાની ઇચ્છા રાખતો હોય તેણે પૂર્વોક્ત સર્વ ઉત્તમોત્તમ ગુણો પ્રાપ્ત કરીને પછી અભિષેક કરાવવો જોઇએ એજ મનુષ્ય સર્વ યુદ્ધોનો જેતા થાય છે તથા ઉત્તમ સુખ અને લોકોનો અધિકારી થઇને સર્વ રાજાઓમા અત્યત ઉત્તમતાને પ્રાપ્ત થાય છે જેથી આ લોકમા ચક્રવર્તિ રાજ્ય અને લક્ષ્મીને ભોગવી મરણાનતર પરમેશ્વરની સમીપમા સર્વ સુખોને ભોગવે છે કેમ કે મહા અશ્વર્ય યુક્ત અભિષેકથી ક્ષત્રિયને પ્રતિજ્ઞા પૂર્વક રાજ્યાધિકાર મળે છે માટે જે દેશમા આવા પ્રકારનો રાજ્ય પ્રબધ કરવામા આવે છે તે દેશમા હમેશાં પ્રજા સુખ પામે છે અને કોઇ પણ જાતનુ અનિષ્ટ થતુ નથી

क्षत्रं वै स्विष्टकृत्। क्षत्र वै साम। साम्राज्य वै साम॥ श० का० १२ अ० ८ ब्रा० २.

અર્થ —રાજ સભા પ્રબધથી જે યથાવત્ પ્રજાનુ પાલન કરવામા આવે છે

તે સ્વિષ્ટકૃત્ અર્થાત્ સારા પ્રકારનું ઇચ્છિત સુખ આપનાર છે. જે રાજકર્મ દુષ્ટો-
નો નાશ અને શ્રેષ્ઠોનું પાલન કર્તા છે તેનેજ સામ્રાજ્ય કહે છે.

**ब्रह्म वै ब्राह्मणः क्षत्र ँ राजन्यस्तदस्य ब्रह्मणा च क्षत्रेण चोभयतः श्रीः परिगृहीता भवति। युद्धं वै राजन्यस्य वीर्यम्। श० कां० १३ अ० १ ब्रा० ५**

અર્થ—જે મનુષ્ય બ્રહ્મ અર્થાત્ પરમેશ્વર અને વેદનો જ્ઞાતા છે તે બ્રાહ્મણ થવાને યોગ્ય છે. જે ઇંદ્રિયોને જીતનારો, વિદ્વાન્ અને શરત્વ ગુણયુક્ત શ્રેષ્ઠ વીર પુરૂષ ક્ષાત્ર ધર્મને સ્વીકારે છે તે ક્ષત્રિય થવાને યોગ્ય છે. એવા બ્રાહ્મણ અને ક્ષત્રિયના સાથથી ન્યાયપાલક રાજાને અનેક પ્રકારે લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને એના ખજાનાની કદીપણ હાનિ થતી નથી. રાજાએ એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે યુદ્ધ કરવું એજ રાજાનો પરમધર્મ અને તેનું ખરૂં બળ છે અને એના વિના મહાન્ સુખ તથા ધનની પ્રાપ્તિ થતી નથી. કારણ કે નિઘંટુમા કહ્યું છે કેઃ—

**संग्रामस्यैव महाधनसंज्ञवात्। महान्ति धनानि प्राप्तानि भवन्ति यस्मिन् स महाधनः सङ्ग्रामो नास्माद्विना कदाचिन् महती प्रतिष्ठा महाधनं च प्राप्नुतः॥ निघं० अ० २ खं० १७.**

અર્થ—સંગ્રામનુંજ નામ મહાધન છે. એને મહાધન એટલા માટે કહે છે કે એનાથી ઉત્તમોત્તમ પદાર્થની પ્રાપ્તિ થાય છે સંગ્રામવિના અત્યન્ત પ્રતિષ્ઠા અને ધન કદીપણ પ્રાપ્ત થતુ નથી.

**राष्ट्रं वा अश्वमेधः॥ श० कां० १३ अ० १ ब्रा० ९.**

અર્થઃ—રાજ્યનું ન્યાયપૂર્વક પાલન કરવુ તેનેજ અશ્વમેધ કહે છે. ઘોડાને મારીને એનાં અંગોનો હોમ કરવો તેને અશ્વમેધ નથી કહેતા

**राजन्य एव शौर्यं महिमानं दधाति तस्मात्पुरा राजन्यः शूर इषव्योऽतिव्याधी महारथो जज्ञे॥ श० कां० १३ अ० १ ब्रा० ९.**

અર્થ—પૂર્વોક્ત રાજા જ્યારે શૂરતારૂપ મૂર્તિને ધારણ કરે છે ત્યારેજ સંપૂર્ણ પૃથ્વીનું રાજ્ય કરવાને સમર્થ થાય છે. માટે જે દેશમાં યુદ્ધને ચાહનારા,

નિર્ભય, ગસ્રાસ્ત્ર ફેકવામા કુશળ, શત્રુઓના ઘાત અને જેમની પાસે પાણી તથા પૃથ્વી અને અંતરિક્ષમા ચાલનારા વાહનો છે એવો રાજા હોય ત્યા ભય કે દુઃખ નથી હોતુ.

**श्रीर्वै राष्ट्रम् । श्रीर्वै राष्ट्रस्य भारः । श्रीर्वै राष्ट्रस्य मध्यम् । क्षेमो वै राष्ट्रस्य शीर्तम् । विड्वै गर्भो राष्ट्रं पशो राष्ट्रमेव विश्या हन्ति तस्माद्राष्ट्री विशं घातुक । विशमेव राष्ट्रायाद्यां करोति तस्माद्राष्ट्री विशमत्ति न पुष्टं पशुमन्यत इति ॥ श० कां० १३ अ० २ ब्रा० ३.**

અર્થ —વિદ્યાદિ ઉત્તમ ગુણરૂપ નીતિનેજ રાજ્ય કહે છે એજ રાજ્ય શ્રી રાજ્યની સામગ્રી છે રાષ્ટ્રનો મધ્યભાગ પણ એજ છે રાજ્યનુ રક્ષણ તેજ રાજ્યની ગયન અર્થાત્ નિરૂપદ્રવવાળુ સુખ છે જ્યા સભા વિના એકનો રાજા રાજ્ય કરે છે ત્યાની પ્રજા હમેશા દુઃખી હોય છે માટે એકજ મનુષ્યના હાથમા રાજ્યતંત્ર ન આપવુ જોઇએ કારણ કે એક મનુષ્ય રાજ્ય પ્રબંધ બરાબર કરી શકતો નથી જ્યા એકલા રાજાના હાથમા રાજતંત્ર હોય છે ત્યાનો રાજા રાજ્યને માટે પ્રજાને ખાઇ જાય છે અને પોતાના સુખને માટે પ્રજાના ઉત્તમ પદાર્થો લઇ લે છે તથા તેને પીડા દે છે જેવી રીતે માંસાહારી પુષ્ટ પશુને જોઇને તેને હણવાની ઇચ્છા કરે છે તેવી રીતે એકલો રાજા પોતાનાથી કોઇ અધિક ન થાય એવી ઇચ્છાથી પ્રજામાના કોઇપણ મનુષ્યની ઉન્નતિ સાંખી શકતો નથી માટે સભાવડેજ રાજ્યવ્યવહાર ચલાવવો તે સુખકર છે આવી રીતે રાજ્યધર્મના પ્રતિપાદક ઘણા મંત્રો વેદમા છે

## इति संक्षेपतो राजप्रजाधर्मविषय



## अथ वर्णाश्रमविषय संक्षेपत

વર્ણવ્યવસ્થા પ્રતિપાદક બ્રાહ્મણોસ્ય મુખમાસીત્ પુરુષસૂક્તમા લખી આવ્યા છીએ, અને તેની વિશેષ વ્યાખ્યા જે બ્રાહ્મણ ગ્રંથોમા તથા નિરૂક્તમા આપેલી છે તે લખીએ છીએ—

**वर्णो वृणोते ॥ निरु० अ० २ खं० ३**

ब्रह्म हि ब्राह्मणः ॥ क्षत्रꣳहीन्द्र क्षत्रꣳराजन्य. ॥ शा० कां० ५ अ० १ ब्रा० १

बाहू वै मित्रवरुणौ पुरुषो गर्त्तः । वीर्यं वा एतद्राजन्यस्य यद्बाहू वीर्यं वा एतदपाꣳरस. ॥ शा० कां० ५ अ० ४ ब्रा० ३

इषवो वै दिद्यवः ॥ शा० कां० ५ अ० ४ ब्रा० ४

અર્થ —ગુણકર્મને જોઇને યથાયોગ્ય જે ગ્રહણ કરાય તે વર્ણ વેદવડે પરમાત્માની ઉપાસના કરનાર અને વિદ્યાદિ ઉત્તમગુણયુક્ત પુરૂષ બ્રાહ્મણ થવાને યોગ્ય છે, તેમજ જે પુરૂષ ઇંદ્ર અર્થાત્ પરમૈશ્વર્યવાન્, શત્રુઓનો ક્ષય કરનાર, યુદ્ધના ઉત્સાહવાળો અને પ્રજાપાલનમા તત્પર હોય તે ક્ષત્રિય થવાને યોગ્ય છે સર્વેને સુખનો દાતા ઉત્તમગુણકર્મનો ધારણ કરનાર આ બે અથવા વીર્ય, પરાક્રમ, બલ એ ક્ષત્રિયના બે બાહુ છે પ્રાણોનો રસ જે આનદ તે પ્રજાને આપનાર ક્ષત્રિનું [illegible] વધે છે અને તેનાજ શસ્ત્રાસ્ત્ર પણ સર્વત્ર પ્રકાશમાન રહે છે

આશ્રમ ચાર છે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ. બ્રહ્મચર્યમા સદ્વિદ્યા તથા શિક્ષણ લેવુ ગૃહસ્થાશ્રમમા ઉત્તમ આચરણો તથા શ્રેષ્ઠ પદાર્થોની ઉન્નતિ કરવી, વાનપ્રસ્થમા એકાન્ત સેવન, બ્રહ્મોપાસન અને પૂર્ણપઠિત વિદ્યાનો વિચાર કરવો અને સન્યાસાશ્રમમા પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ કરીને સર્વેને સદુપદેશ કરી સર્વેને આનદનુ દાન દેવુ આ પ્રમાણે ચાર આશ્રમથી ધર્માર્થકામ મોક્ષની સિદ્ધિ સપાદન કરવી એમા મુખ્યત્વે કરીને બ્રહ્મચર્યમા સદ્વિદ્યા, સુશિક્ષાદિ શુભગુણોનુ ગ્રહણ બરાબર કરવુ જોઇએ . બ્રહ્મચર્યાશ્રમને માટે પ્રમાણ —

आचार्य उपनयमानो ब्रह्मचारिणं कृणुते गर्भमन्तः। तं रात्रीस्तिस्र उदरे बिभर्त्ति तं जातं द्रष्टुमभिसंयन्ति देवाः ॥ अथर्व० कां० ११ अनु० ३ व० ५ मं० ३

અર્થ —આચાર્ય બ્રહ્મચારીને વિદ્યા ભણવાને માટે ઉપનીત આપીને દૃઢ વ્રતનો ઉપદેશ કરીને ગર્ભની પેઠે ગણે છે તેને ત્રણ રાત્રિ ત્રણ દિવસ ગર્ભમા

राखे छे. अर्थात् ए मुदतमां सर्व शिक्षा अने पठननी रीतिनो उपदेश करे छे. ज्यारे ते विद्यायुक्त विद्वान् थाय छे त्यारे विद्वानो तेनी पासे जाय छे; अने तेने मान आपे छे तथा कहे छे के अमारां महाभाग्यथी अने ईश्वरना अनुग्रहथी सर्व मनुष्योनो उपकार करवाने तुं विद्वान् थयो छे.

इयं समित्पृथिवी द्यौर्द्वितीयोतान्तरिक्षं समिधा पृणाति।
ब्रह्मचारी समिधा मेखलया श्रमेण लोकाँस्तपसा पिपर्त्ति॥
अथर्व० कां० ११ अनु० ३ व० ५ मं ४

अर्थः—ए ब्रह्मचारी पृथ्वी, द्युस्थान अने अंतरिक्षनी विद्यारूपी होमवडे सर्व प्राणिओने प्रसन्न करे छे. तथा अग्निहोत्रादि, तथा मेखला अने ब्रह्मचर्यना चिन्ह धारणवडे, परिश्रम, धर्मानुष्ठान, अध्यापन अने उपदेशथी सर्व प्राणिओने प्रसन्न करे छे.

पूर्वो जातो ब्रह्मणो ब्रह्मचारी घर्मं वसानस्तपसोदतिष्ठत्।
तस्माज्जातं ब्राह्मणं ब्रह्म ज्येष्ठं देवाश्च सर्वे अमृतेन
साकम्॥ अथर्व० कां० ११ अनु० ३ व० ५ मं० ५

अर्थः—ते ब्रह्मचारी अत्यंत तपश्चर्या करीने वेद तथा परमेश्वरने जाणीने, सर्व आश्रमोमांना प्रथमना तथा सर्व आश्रमोना भूषणरूप ब्रह्मचर्यमां (तपसा) धर्मानुष्ठानवडे, (उदतिष्ठत्) उत्कृष्ट व्यवहारमां रहे छे. माटे (ब्रह्म ज्येष्ठम्) एवा वेद अने ब्रह्मने जाणनार विद्वानो (ब्राह्मणम् जातम्) ब्रह्मचारीनी विद्वानो प्रशंसा करे छे.

ब्रह्मचार्येति समिधा समिद्धः कार्ष्णं वसानो दी-
क्षितो दीर्घश्मश्रुः स सद्य एति पूर्वस्मादुत्तरं समुद्रं

लोकान्त्सङ्गृभ्य मुहुराचरिक्रत् ॥ अथर्व० कां० ११ अनु० ३ मं० ६.

અર્થ —( ब्रह्मचारी ) તે બ્રહ્મચારી પૂર્વોક્ત ( समिधा ) વિદ્યાવડે ( समिधा ) પ્રકાશિત ( कार्ष्णम् ) મૃગચર્માદિક ( वसान ) પહેરેલો ( दीर्घश्मश्रु ) દીર્ઘકાલસુધી કેશ ધારણ કરેલા છે એવો અને ( दीक्षित ) દિક્ષા પામેલો પરમાનંદ પામે છે, તથા ( पूर्वस्मात् ) બ્રહ્મચર્યના અનુષ્ઠાન રૂપી સમુદ્રમાંથી ( उत्तरम् ) ગૃહસ્થાશ્રમરૂપી સમુદ્રમાં ( सद्य एति ) જલદીથી પેસે છે, અને એવી રીતે નિવાસને યોગ્ય એવાઓનો ( लोकान् सङ्गृभ्य ) સંગ્રહ કરીને ( मुहु ) વારંવાર ( आचरिक्रत् ) ધર્મોપદેશજ કરે છે

ब्रह्मचारी जनयन् ब्रह्मापो लोकं प्रजापतिं परमेष्ठिनं विराजम् । गर्भो भूत्वामृतस्य योनाविन्द्रो ह भूत्वाऽसुरांस्ततर्ह ॥ अथर्व० कां० ११ अनु० ३ मं० ७

અર્થ—( ब्रह्मचारी ) તે બ્રહ્મચારી ( ब्रह्म ) વેદવિદ્યા ભણીને ( अप ) પ્રાણ ( लोकम् ) દર્શન, ( परमेष्ठिनम् ) પ્રજાપતિ અને ( विराजम् ) સર્વપ્રકાશક પરમેશ્વરને ( जनयन् ) પ્રકટ કરીને ( अमृतस्य ) મોક્ષની ( योनौ ) વિદ્યામાં ( गर्भ भूत्वा ) ગર્ભની પેઠે નિયમથી રહીને યથાવત્ વિદ્યા ગ્રહણ કરીને ( इन्द्र हभूत्वा ) સૂર્યવત્ પ્રકાશક થઇને ( असुरान् ) દુષ્ટકર્મ કરનારા મૂર્ખ અને પાખંડી જનોનો ( ततर्ह ) તિરસ્કાર કરે છે અર્થાત્ જેવીરીતે સૂર્ય વાદળા અને રાત્રિનો નાશ કરે છે તેવીજ રીતે બ્રહ્મચારી સર્વ શુભગુણોનો પ્રકાશ કરીને અશુભ ગુણોનો નાશ કરે છે

ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति । आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥ अथर्व० कां० ११ अनु० ३ मं० १७

અર્થ –( ब्रह्मचर्येण ) બ્રહ્મચર્ય રૂપી ( तपसा ) તપવડે ( राजा राष्ट्रम् विरक्षति ) રાજા રાજ્યની રક્ષાકરી શકે છે ( आचार्य ब्रह्मचर्येण ) આચાર્ય

બ્રહ્મચર્યથી ( ब्रह्मचारिणम् इच्छते ) વિદ્યા પ્રાપ્ત કરીને બ્રહ્મચારીને સ્વીકારી શકે છે. આચાર્ય કોને કહેવો તેને માટે મહર્ષિ યાસ્કાચાર્ય લખે છે કેઃ—

**आचार्यः कस्मादाचारं ग्राहयत्याचिनोत्यर्थाना- चिनोति बुद्धिमिति वा ॥ निरुक्त० अ० १ खं० ४.**

અર્થઃ—અસત્યાચારને છોડાવીને સત્યાચારનું અને અનર્થોને છોડાવી સત્ય અર્થનું ગ્રહણ કરાવીને જ્ઞાનની વૃદ્ધિ કરાવે છે તેને આચાર્ય કહે છે.

**ब्रह्मचर्येण कन्या३युवानं विन्दते पतिम् । अनड्वान् ब्रह्मचर्येणाश्वो घासं जिगीर्षति ॥ अथर्व० कां० ११ अनु० ३ मं० १८.**

અર્થઃ— ( ब्रह्मचर्येण कन्या ) એજ પ્રમાણે કન્યા પણ બ્રહ્મચર્ય ધારણ કરીનેજ યુવાવસ્થામાં પોતાના જેવા ( युवानम् विन्दते पतिम् ) યુવાન પતિને મેળવે છે. એમાં દૃષ્ટાંત છે કે જેમ ( अनड्वान् अश्वः ) અશ્વાદિ પશુઓ ( ब्रह्मचर्येण ) બ્રહ્મચર્યયુક્ત હોવાથી બીજાં પ્રાણીઓને ( जिगीर्षति ) જીતી શકે છે.

**ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत । इन्द्रो ह ब्रह्मचर्येण देवेभ्यः स्व १राभरत् ॥ अथर्व० कां० ११ अनु० ३ मं० १९**

અર્થઃ— ( ब्रह्मचर्येण तपसा देवा ) વિદ્વાનો બ્રહ્મચર્ય, વિદ્યાધ્યયન, બ્રહ્મવિજ્ઞાન, તપ અને ધર્માનુષ્ઠાનથી ( मृत्युम् उपाघ्नत ) જન્મમરણ રૂપી દુઃખને હણે છે. અર્થાત્ તેનાથી છૂટે છે. જેવી રીતે ( इन्द्रः ) સૂર્ય પરમેશ્વરના સુનિયમમાં રહીને સર્વ લોકોનો પ્રકાશક છે તેમજ મનુષ્યનો આત્મા બ્રહ્મચર્યથી પ્રકાશિત થઇને સર્વને પ્રકાશિત કરે છે. માટે બ્રહ્મચર્ય સેવન કરનારા પુરૂષોજ ગૃહસ્થાશ્રમાદિ ત્રણ આશ્રમોમાં સુખ પામે છે, નહિ તો જેમ મૂળનો નાશ થવાથી વૃક્ષને પણ શાખા પત્રાદિ થતાં નથી તેવી મનુષ્યની ગતિ થાય છે.

**इति ब्रह्मचर्याश्रमविषयः संक्षेपतः ।**

## अथगृहाश्रमविषय.

यद्ग्रामे यदरण्ये यत्सभायां यदिन्द्रिये। यदेनश्चकृमा वयमिदं तदवयजामहे स्वाहा॥ यजुः० अ० ३ मं० ४५

અર્થ —( यद्ग्रामे ) અમે ગૃહસ્થો ગૃહસ્થાશ્રમમાં વસીને જે જે વિદ્યાપ્રચાર, સંતાનોત્પત્તિ, સર્વસામાજીકનિયમો તથા સર્વોપકારક ( यत् एनः चकृमा वयम् ) કામો કરીએ ( यदरण्ये ) તથા વાનપ્રસ્થાશ્રમમાં બ્રહ્મવિચાર, વિદ્યાધ્યયન, તપશ્ચર્યા ( यत् सभायाम् ) તથા સભા સંબંધી જે જે શ્રેષ્ઠ નિયમો કરીએ, ( यत् इन्द्रिये ) જીતેન્દ્રિયતાથી જ્ઞાનની વૃદ્ધિ કરીએ તે સર્વે હે ઇશ્વર ! મોક્ષના સાધક થાઓ ! અને ભ્રમથી જે જે પાપકર્મ કરીએ ( तत् ) તે સર્વનો ( अवयजामहे ) આશ્રમોના અનુષ્ઠાનરૂપી તપથી નાશ કરીએ

देहि मे ददामि ते नि मे धेहि नि ते दधे। निहारं च हरासि मे निहारं निहराणि ते स्वाहा ॥ यजुः० अ० ३ मं० ५०

અર્થ —પરમેશ્વર ઉપદેશ કરે છે કે હે જીવ ! તમે એક બીજા પ્રત્યે સત્યતાથી વર્તો તે આવી રીતે –( देहि मे ददामि ते ) તુ મને સુખને માટે વિદ્યા તથા દ્રવ્યાદિક આપ અને હુ તને પણ આપુ. ( नि मे धेहि नि ते दधे ) તું મારા તરફ ઉત્તમ સ્વભાવ, ઉદારતા તથા સુશીલતા ધારણ કર અને હું પણ તારા પ્રત્યે ધારણ કરૂ. ( निहारं च हरासि मे ) તેવીજ રીતે ધર્મવ્યવહારમા પરસ્પર એક બીજાને દાન આપવા લેવામા અને વસ્તુઓનુ વેચાણ કરવામા પણ તુ વર્ત અને ( निहारम् निहराणि ) હુ પણ તેજ પ્રમાણે તારી સાથે વર્તીશ ( स्वाहा ) મનુષ્યોએ સત્યભાષણ, સત્ય માનવું, સત્યાચરણ, સત્યવચનનુ શ્રવણ કરવું તથા સર્વેએ પરસ્પર સત્યથીજ વ્યવહાર ચલાવવો કે જેથી ઉન્નતિને પામે.

गृहा मा बिभीत मा वेपध्वमूर्जं बिभ्रत एमसि।

ऊर्जं बिभ्रंद्धः । सुमनाः सुमेधा गृहानैमि मनंसा मोदमानः ॥ यजुः० अ० ३ मं० ४१

અર્થ —( गृहा ) હે ગૃહસ્થાશ્રમની ઇચ્છા કરનારા મનુષ્યો તમે સ્વયવર વિવાહ કરીને ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત થાઓ, અને એનાથી ( मा बिभीत ) ડરશો અથવા ( मा वेपध्वम् ) કંપશો નહિ ( ऊर्जम् बिभ्रत एमसि ) પરંતુ બળ પરાક્રમદા તા પદાર્થોની પ્રાપ્તિની ઇચ્છા કરો ( ऊर्जम् बिभ्रद्व ) તથા અન્ય ગૃહસ્થાશ્રમી પુરૂષોને કહો કે અમે પરમાત્માની કૃપાથી તમારી સાથે રહીને પરાક્રમ (सुमना) શુદ્ધ મન, ઉત્તમ બુદ્ધિ અને ( मनसा मोदमान ) આનંદ પ્રાપ્ત કરીને ( गृहान् एमि ) ગૃહસ્થાશ્રમ કરીએ

येषामध्येति प्रवसन्येषुं सौमनसो बहुः । गृहानुपंह्वयामहे ते नो जानन्तु जानतः ॥ यजुः० अ० ३ मं० ४२

અર્થ —( येषाम् अध्येति प्रवसन् येषु ) જે ઘરોમા રહેનારા મનુષ્યોને ( बहु सौमनस ) અધિક આનંદ થાય છે તેમા તે મનુષ્યો પોતાના સબંધી, મિત્ર, બંધુ અને આચાર્ય આદિનું સ્મરણ કરે છે, અને ( गृहान् उपह्वयामहे ) તેમને વિવાહાદિ શુભ કાર્યોમા સત્કારપૂર્વક બોલાવીને ઇચ્છા કરે છે કે ( ते न ) તે સર્વે અમને ( जानन्तु जानत ) યુવાવસ્થા યુક્ત અને વિવાહાદિના નિયમોની બરાબર પ્રતિજ્ઞા કરનારા જાણે અર્થ તૂ અમારા સાક્ષી થાય

उपंहूता इह गाव उपंहूता अजावयंः । अथो अन्नस्य कीलाल उपंहूतो गृहेषु नः ॥ क्षेमाय वः शान्त्यै प्रपंद्ये शिवꣳ शग्मꣳ शंयोः शंयोः ॥ यजुः० अ० ३ मं० ४३.

અર્થ —હે પરમેશ્વર! આપની કૃપાથી ( इह ) આ ગૃહાશ્રમમાં ( गाव ) પશુ, પૃથ્વી, ઇંદ્રિયા, વિદ્યાપ્રકાશાદિ આનંદ ( उपहूता ) અમને સારી રીતે પ્રાપ્ત થાઓ, તથા ( अजावय ) તેઓ સદા અમને અનુકૂલ થાઓ. ( अथो

अन्नस कीलाल ) પૂર્વોક્ત પદાર્થોની પ્રાપ્તિ પછી અમારા ઘરમાં તે ભોક્તવ્ય પદાર્થોના સમૂહનો ઉત્તમ રસ ( उपहूतः ) પ્રાપ્ત થાઓ અર્થાત્ તેઓ શુદ્ધ, તાજાં અને નિરોગી રહો. ( क्षेमाय वः शान्त्यै प्रपद्ये ) અમે તે પૂર્વોક્ત પદાર્થોની રક્ષાથી તેનાથી મળતા સુખને પ્રાપ્ત થઇએ અને તેથી ( शिवम ) નિઃશ્રેયસ-કલ્યાણ-મોક્ષ તથા ( शग्मम् ) સાંસારિક સુખને પ્રાપ્ત થઇએ. પરોપકારને માટે ગૃહસ્થાશ્રમમાં રહીને પૂર્વોક્ત દ્વિવિધ સુખની ઉન્નતિ કરીએ.

## इति गृहाश्रमविषयः संक्षेपतः ।

———:o:———

## अथ वानप्रस्थाश्रमविषयः संक्षेपतः ॥

**त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्य कुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादन्सर्व एते पुण्यलोका भवन्ति॥**

**छान्दोग्य उ० प्र० २ खं० २३.**

અર્થઃ—( त्रयः धर्मस्कन्धाः ) સર્વે આશ્રમોમાં ધર્મના ત્રણ અવયવો હોય છે. ( ૧ ) અધ્યયન ( ૨ ) યજ્ઞ ( ક્રિયાકાંડ ) અને ( ૩ ) દાન તેમાં પ્રથમ અંગનું સેવન કરનાર આચાર કુલમાં વસીને તપ કરે છે તથા સુશિક્ષા અને ધર્મનું શિક્ષણ લેછે. બીજો ગૃહાશ્રમ અને ત્રીજામાં એકાન્ત દેશમાં બેસીને હૃદયમાં પરમાત્માનો વિચાર કરીને સત્યાસત્યનો નિશ્ચય કરે છે તેને વાનપ્રસ્થાશ્રમી કહે છે. અર્થાત્ ત્રીજા આશ્રમનું નામ વાનપ્રસ્થાશ્રમ છે, અને જે મનુષ્ય તેનું સેવન કરે છે તેને વાનપ્રસ્થાશ્રમી કહે છે. આ ત્રણ આશ્રમો સુખ દેનાર છે. બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યા તથા ધર્મ અને ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવીને ગૃહસ્થાશ્રમમાં તેની વૃદ્ધિ કરવી અને સાર પછી વનમાં એકાન્ત આશ્રમમાં જઇને સત્યાસત્યનો નિશ્ચય કરી વાનપ્રસ્થાશ્રમને પૂર્ણ કરવો ત્યારપછી સંન્યાસ લેવો. અર્થાત બ્રહ્મચર્યાશ્રમ પુરો કરીને ગૃહસ્થી થવું પછી વાનપ્રસ્થી અને અંતે સન્યાસી થવું એ એક પક્ષ છે; અને બીજો પક્ષ એમ છે કેઃ—

**यदहरेव विरजेत तदहरेव प्रव्रजेद्वनाद्वा गृहाद्वा ॥**

આ પક્ષમાં વાનપ્રસ્થ કર્યાવિના પણ એકદમ ગૃહસ્થાશ્રમમાંથી સન્યાસ ગ્રહણ કરાય છે બ્રહ્મચર્યમાંથી પણ સન્યાસી થવાયછે. એ બીજો પક્ષ છે સર્વે

આશ્રમોનો વિધ્યપ કર્યો છે પરંતુ બ્રહ્મચર્યાશ્રમ તો જરૂર કરવોજ જોઇએ કારણ કે તેનાવિના બીજાઆશ્રમોની ઉત્પત્તિ તથા સિદ્ધિ નથી.

**ब्रह्मसꣳस्थोऽमृतत्वमेति । छान्दो० प्रपा० २ ख० २३.**

**तमेतं वेदानुवचनेन विविदिषन्ति । ब्रह्मचर्येण तपसा श्रद्धया यज्ञेनानाशकेन चैतमेव विदित्वा मुनिर्भवत्येतमेव प्रव्राजिनो लोकमीप्सन्तः प्रव्रजन्ति । एतद्ध स्म वै तत्पूर्वे ब्राह्मणाः । अनूचाना विद्वाꣳसः प्रजां न कामयन्ते प्रजया करिष्यामो येषां नोऽयमात्माय लोक इति ते ह स्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति या ह्येव पुत्रैषणा सा वित्तैषणा या वित्तैषणा सा लोकैषणोभे ह्येते एषणे एव भवतः ॥**

**श० कां० १४ अ० ७ ब्रा० २**

અર્થ —( ब्रह्मसंस्थ ) મોક્ષની ઇચ્છા કરનારા ચતુર્થ આશ્રમ અર્થાત્ સન્યાસાશ્રમનું ગ્રહણ કરે છે. ( तम एतम् वेदानुवचनन ) સર્વ આશ્રમિઓ વિશેષે કરીને સન્યાસિ થઇને વેદના અધ્યયન તથા શ્રવણદ્વારા અને તેમણે પ્રતિપાદન કરેલા ધર્માનુષ્ઠાનવડે સર્વ પ્રાણિમાત્રમાં રહેલા પરમેશ્વરને ( विविदिषन्ति ) જાણવાની ઇચ્છા કરે છે ( ब्रह्मचर्येण तपसा श्रद्धया० ) બ્રહ્મચર્ય, તપ, ધર્માનુષ્ઠાન અને શ્રદ્ધા તથા યજ્ઞ નાશ રહિત વિજ્ઞાનથી તે સન્યાસી પરમેશ્વરને જાણીને મુનિ થાય છે કેટલાક ગૃહાશ્રમી થઇને સન્યાસી થાય છે અને કેટલાક ( एतद् ह स्म० ) બ્રહ્મને પ્રાપ્ત થવાની વેગવાન્ ઇચ્છાવાળા, અત્યુત્તમ બ્રહ્મવિદ્ નિશ્ચય, પૂર્ણજ્ઞાની, બીજાની શંકાનું નિવારણ કરનારા વિદ્વાનો ગૃહાશ્રમની ઇચ્છા કર્યા વિનાજ સન્યાસી થાય છે તેઓ સ્પષ્ટ કહે છે કે ( किम प्रजया करिष्याम यषा न. ऽयम आत्मा अयम लोक इत० ) અમારે પ્રજાનું કરવી છે ? કંઇજ નહિ અમારે તો આ પરમાત્માનીજ પ્રાપ્તિ કરવી છે ( ते ह स्म पुत्रैषणायाः .. ... चरन्ति ) આ પ્રમાણે તેઓ પુત્રૈષણા, ધનૈષણા તથા લોકૈષણાને ત્યાગીને સન્યાસાશ્રમનું ગ્રહણ કરે છે ( पुत्रैषणा सा . . . भवत ) જેને પુત્રૈષણા થાય છે તેને વિત્તૈષણા પણ થાય છે અને જેને વિત્તૈષણા થાય છે તેને લોકૈષણા પણ થાય છે તથા જેને એકલી લોકૈષણા થાય છે તેને પુત્રૈષણા તથા

કરવો, તેમનો વાણીથી પણ સત્કાર ન કરવો, કારણ કે તેઓના સત્કારથી દુઃખની ઉત્પત્તિ વિના બીજું કંઇપણ મળતું નથી.

## इति सन्यासाश्रमविषयः संक्षेपतः ।

—.०—

## इति वर्णाश्रमविषय संक्षेपतः ॥

—०—

## अथ पञ्चमहायज्ञविषयः संक्षेपतः ।

મનુષ્યોએ નિત્ય જે પંચમહાયજ્ઞો કરવા જોઇએ તેમનું વિધાન અહિં સંક્ષેપમાં કરીએ છિયે. તેમાં પ્રથમ બ્રહ્મયજ્ઞ છે. તેનીરીત એ છે કે સર્વેએ સાંગોપાંગ વેદાદિ શાસ્ત્રોનું પઠનપાઠન તથા સંધ્યોપાસન કરવું જોઇએ. આમાના પઠનપાઠનનો ક્રમ જેવીરીતે આગળ લખીશું તેવીરીતનો રાખવો; અને સંધ્યોપાસનને માટે **પંચમહાયજ્ઞવિધિ** નામનું પુસ્તક છપાઇ બહાર પડેલું છે તેમાં તેની રીતિ જોઇ લેવી. બીજો અગ્નિહોત્ર છે તેને માટે પ્રમાણઃ—

**स॒मिधा॒ग्निं दु॑वस्यत घृ॒तैर्बो॑धय॒ताति॑थिम् । आस्मि॑न् ह॒व्या जु॑होतन ॥ यजुः० अ० ३ मं० १**

અર્થ—હે મનુષ્યો! તમે વાયુ, ઔષધિ, વૃષ્ટિજલાદિની શુદ્ધિદ્વારા પરોપકાર કરવાને માટે ( घृतै ) ઘૃતાદિ શોધિત દ્રવ્યો તથા ( समिधा ) સમિધાવડે ( अतिथिम अग्निम् ) અતિથિરૂપ અગ્નિને નિત્ય પ્રજ્વલિત કરો, અને ( अस्मिन् ) એ અગ્નિમાં ( हव्या* ) હોમવા યોગ્ય પુષ્ટિકારક, મધુર, સુગંધયુક્ત તથા રોગનાશક સાફ કરેલા દ્રવ્યો ( आजुहोतन ) વિધિપૂર્વક હોમો એ પ્રમાણે નિત્ય અગ્નિહોત્ર ( दुवस्यत ) કરો અને આ કર્મથી સર્વનો ઉપકાર કરો.

**अ॒ग्निं दू॒तं पु॒रो द॑धे हव्य॒वाह॒मुप॑ ब्रुवे दे॒वाँ २ ॥ आ-**

---

* હુત્ય પદાર્થો નીચે પ્રમાણે છે —

પુષ્ટિકારક— ઘી, દુધ, બદામ આદિ મેવા વગેરે.

મધુર—સાકર, ખાર, વગેરે ગળવા પદાર્થો.

સુગંધયુક્ત—ચંદન, અગર, તગર, કેશર, કસ્તુરી, બાલછડ વગેરે.

રોગનાશક— ગળો, મુર્વા, સજી, ગુગળ, જાયફળ આદિની વગેરે.

## सादयादिह ॥ यजुः० अ० २२ मं० १७

અર્થઃ—( अग्निम् दूतम् ) અગ્નિહોત્ર કરનારે આ પ્રમાણે ઇચ્છા કરવી કે હું મેઘમંડળમાં આ દ્રવ્યને પહોંચાડવાને માટે અગ્નિને દૂત તરીકે ( पुरोदधे ) મારી આગળ સ્થાપું છું. તે અગ્નિ ( हव्यवाहम् ) હવ્ય દ્રવ્યને દેશાંતરમાં લઇ જાય છે, માટે હું બીજાઓને પણ એ હવ્યવાટ્ છે એવો ( उपब्रुवे ) ઉપદેશ કરું છું. ( देवान् ) તે અગ્નિ આ અગ્નિહોત્ર કર્મવડે વાયુવૃષ્ટિ જળાદિના શુદ્ધિ કરીને તે દ્વારા ( आसादयात् इह ) આ સંસારમાં દિવ્ય ગુણોનો ફેલાવો કરે છે. અથવા બીજો અર્થ એ છે કેઃ—હે પરમેશ્વર ! ( दूतम् ) હે સર્વને સત્યોપદેશ કર્તા ! ( अग्निम् ) અગ્નિ પરમાત્મા હું તને ( पुरोदधे ) મારા ઉપાસ્ય દેવ માનું છું; તથા ( हव्यवाहम् ) શુભગુણ તથા વિજ્ઞાનરૂપી હવ્ય અમને પ્રાપ્ત કરાવનાર તું છે એવો હું ( उपब्रुवे ) અન્યોને પણ ઉપદેશ કરું છું. હે પરમાત્મા તારી કૃપાથી અમે ( इह ) આ સંસારમાં ( देवान् ) દિવ્યગુણોને ( आसादयान् ) પ્રાપ્ત થઇએ.

## सायं सायं गृहपतिर्नो अग्निः प्रातः प्रातः सौमनस्य दाता । वसोर्वसोर्वसुदानं एधि वयन्त्वेन्धाना स्तन्वं पुषेम ॥ अथर्व० कां० १९ अनु० ७ मं० ३.

અર્થ.—( अग्निः ) આ ભૌતિક અગ્નિ તથા પરમેશ્વર ( नः ) અમારો ( गृहपतिः ) ગૃહ તથા આત્માના પાલક અને ( प्रातः सायम् ) પ્રાતઃકાળ તથા સાયંકાળે અમારા સારી રીતે ઉપાસિત છે. અને (सोमनस दाता) આરોગ્યાનંદ તથા ( वसो वसोः ) ઉત્તમોત્તમ પદાર્થના દાતા છે. માટે પરમેશ્વરને (वसुदानः) વસુદાન એવું નામ આપેલું છે. હે પરમેશ્વર આપ અમારા રાજ્યાદિ વ્યવહાર અને હૃદયમાં પ્રાપ્ત થાઓ. એજ પ્રમાણે ભાતિક અગ્નિનું પણ સમજવું. ( वयम् ) હે પરમેશ્વર ! આપનાવડે પ્રકાશમાન થયેલા અમે ( तन्वम् ) અમારાં શરીરને ( पुषेम ) પુષ્ટ કરીએ તથા અગ્નિહોત્રાદિ કર્મોવડે ભૌતિક અગ્નિને પ્રજ્વલિત કરતા અમે સર્વ પુષ્ટ થઇએ

## प्रातः प्रातर्गृहपतिर्नो अग्निः सायं सायं सौमनस्य दाता।

वसोर्वसोर्वसुदानं एधीन्धांस्त्वा शतहिमा ऋधेम ॥

अथर्व० कां० १९ अनु० ७ मं० ४

અર્થઃ—( प्रातः प्रातः गृहपतिः नः ) આમંત્રનો અર્થ પણ પૂર્વવત્ છે. વિશેષતા એટલીજ છે કે—એ પ્રમાણે અગ્નિહોત્ર અને ઇશ્વરોપાસના કરતા કરતા અમે ( शतहिमाः ) સો હેમંતરૂતુઓ જાય ત્યાં સુધી ( ऋधेम ) જીવીએ; અને એવાં કર્મો કર્યાથી અમારી કદાપિ પણ હાનિ નથાય. અગ્નિહોત્ર કરવાને માટે તાંત્ર અથવા માટીનો એક કુંડ બનાવી, કાષ્ઠ અથવા ચાંદી કે સુવર્ણના ચમચા ( स्रुवा ) આજ્ય સ્થાલી ( ઘીરાખવાની થાળી ) બનાવીને વેદિમાં ખાખર, આંબો, ઉમરડો, પીપળો અથવા બીજાં સમિધ્ વૃક્ષોની સમિધાઓવડે અગ્નિ પ્રજ્વલિત કરીને તેમાં પૂર્વોક્ત દ્રવ્યોનો પ્રાતઃકાલ તથા સાયંકાલે અથવા પ્રાતઃકાલમાંજ બન્ને વખતનો હોમ નિમ્નલિખિત મંત્રોવડે કરવો.

અગ્નિહોત્ર કરવાના મંત્રો.

सूर्यो ज्योतिर्ज्योतिः सूर्यः स्वाहा ॥ सूर्यो वर्चो ज्योतिर्वर्चः स्वाहा ॥ ज्योतिः सूर्यः सूर्यो ज्योति स्वाहा ॥ सजूर्देवेन सवित्रा सजूरुषसेन्द्रवत्या ॥ जुषाणः सूर्यो वेतु स्वाहा ॥ इति प्रातःकालमन्त्राः । यजुः० अ० ३ मं० ९

अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा ॥ अग्निर्वर्चो ज्योतिर्वर्चः स्वाहा ॥ अग्निर्ज्योतिः એ મંત્ર ફરીથી મનમાં ઉચ્ચારીને ત્રીજી આહુતિ આપવી. सजूर्देवेन सवित्रा सजूरात्र्येन्द्रवत्या ॥ जुषाणो अग्निर्वेतु स्वाहा ॥ इति सायङ्कालमन्त्राः ॥ यजुः० अ० ३ मं० १०

અર્થઃ— ( सूर्यः ) જે આ ચરાચર જગત્નો આત્મા તથા સર્વ દિવ્ય પદાર્થોનો પ્રકાશક તથા સર્વના પ્રાણરૂપ પરમેશ્વર છે તેની આજ્ઞા પાલનાર્થ તથા સર્વ

જગતનો ઉપકાર કરવાને માટે આ એક આહુતિ અમે આપીએ છિએ. ( सूर्यः वर्च० ) જે સર્વ જીવોને અંતર્યામિરૂપથી સત્યોપદેશ કરે છે એવા પરમાત્માની આજ્ઞા પાલનને માટે આ બીજી આહુતિ અમે આપીએ છિયે. ( ज्योतिः सूर्य० ) જે સ્વયપ્રકાશ તથા સર્વ જગતનો પ્રકાશક છે એવા સૂર્ય પરમાત્માની આજ્ઞાનું પાલન કરવાને માટે આ ત્રીજી આહુતિ આપીએ છિયે. ( सजू. देवन० ) જે પરમેશ્વર સૂર્યાદિ લોકોમાં વ્યાપ્ત, વાયુ અને દિવસની સાથે સંસારનો પરમ હિતકર્તા છે તે અમારા કરેલા હોમનું ગ્રહણ કરો. આ ચાર આહુતિ ઓવડે પ્રાત:કાલમાં હોમ કરવો ( अग्नि. ज्योतिः ) જે જ્ઞાનસ્વરૂપ અગ્નિ પરમાત્મા છે તે અમારી આપેલી આહુતિનું ગ્રહણ કરો ( अग्निः वर्चः ) પૂર્વોક્ત અગ્નિ પરમાત્મા અમારી બીજી આહુતિનું ગ્રહણ કરો ( अग्निः ज्योतिः ) એજ પહેલા મંત્રવડે ત્રીજી આહુતિ આપવાની છે પણ આ વખતે એ મંત્ર મનમાં બોલવાનો છે ( सजू देवेन ) જે પૂર્વોક્ત અગ્નિ પરમેશ્વર સૂર્યાદિ લોકોમાં વ્યાપ્ત તથા રાત્રિ આદિની સાથે સંસારનો મહાહિતકારક છે તથા મોક્ષ સુખનો દાતા છે તે અમારા કરેલા હોમનું ગ્રહણ કરે. આ મંત્રોવડે સાયંકાલે હોમ કરવો; અથવા તો બધા મંત્રોવડે સવારમાંજ અગ્નિહોત્ર કરવો હે જગદીશ્વર ! આ જે અમે પરોપકારને માટે કર્મ કરીએ છિએ તે, આપની કૃપાથી અમને ફલિભૂતથાઓ અને તે તમને સમર્પણ કરીએ છિએ. એતરેય બ્રાહ્મણની પાચમી પંચિકાની એકત્રીસમી કંડિકામાં સાયંપ્રાતઃ હોમ કરવાના બીજા મંત્રો આપ્યાછે તે નીચે પ્રમાણે છે —

### બન્ને કાલમાં અગ્નિહોત્ર કરવાના મંત્રો.

**ओम्भूरग्नये प्राणाय स्वाहा ॥ १ ॥ ओम्भुववर्वायवेऽपानाय स्वाहा ॥ २ ॥ ओं स्वरादित्याय-व्यानाय स्वाहा ॥ ३ ॥ ओम्भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः स्वाहा ॥ ४ ॥ ओमापो ज्योतीरसोमृतं ब्रह्मभूर्भुवः स्वरों स्वाहा ॥ ५ ॥ ओं सर्वं वै पूर्ण ँ स्वाहा ॥ ६**

આ સર્વે મંત્રો તૈત્તિરીય ઉપનિષદ્ના આશય ઉપરથી એકત્ર કરેલા છે. આ મંત્રોમાં ભૂઃ ઇત્યાદિ સર્વે નામો ઇશ્વરનાજ છે. એના અર્થ ગાયત્રિ મંત્રમાં જોઇ લેવા પરમાત્માની આજ્ઞા પાલન તથા વાયુ વૃષ્ટિજલાદિની શુદ્ધિને માટે જે હવન, દાન વગેરે કરવામાં આવે છે તે કર્મને અગ્નિહોત્ર કહે છે. સુગંધિ, મિષ્ટ, પૌષ્ટિક,

બુદ્ધિવર્દ્ધક, શૌર્યદાતા, ધૈર્યદાતા બલકર્ત્તા તથા રોગ નાશક ગુણોવાળા દ્રવ્યોથી હોમ કરવાથી વાયુવૃષ્ટિજલાદિની શુદ્ધિ થાય છે અને તેથી પૃથ્વીસ્થ પદાર્થોનો શુદ્ધ વાયુજલની સાથે સંયોગ થવાથી સર્વે જીવોને પરમ સુખ થાય છેજ. માટે આ કર્મકર્તા મનુષ્યોને મહાન ઉપકાર તથા ઇશ્વરની કૃપા પ્રાપ્ત થાય છે.

## इत्यग्निहोत्रविषयः संक्षेपतः ॥

---

## अथ पितृयज्ञविषयः संक्षेपतः ॥

એનાં બે ભાગ છે. એક તર્પણ અને બીજો શ્રાદ્ધ. જે કર્મવડે વિદ્વાન્ દેવ, ઋષિ તથા પિતૃઓને તૃપ્ત કરવામાં આવે છે તેને તર્પણ કહે છે; અને જે કર્મમાં તેમની શ્રદ્ધાપૂર્વક સેવા કરવામાં આવે છે તેને શ્રાદ્ધ કહે છે. આ કર્મ જીવિત વિદ્વાનોમાંજ થઇ શકે છે. કારણ કે મૃતકોની પ્રાપ્તિનો અભાવ હોવાથી તેમની સેવા થવી અશક્ય છે. તેઓને માટે કરેલાં કર્મોમાં માધ્યમાત્ર નામનો વ્યર્થતાપત્તિ દોષ આવે છે. માટે જીવિતોને માટે આ કર્મનો ઉપદેશ કરવામાં આવે છે. સેવ્યસેવક પાસે હોય તોજ આ કર્મ થઇ શકે છે. સત્કાર કરવા યોગ્ય ત્રણ જણ છે. ( ૧ ) દેવ, ( ૨ ) ઋષિ અને ( ૩ ) પિતૃ. તેમાં દેવને માટે પ્રમાણઃ—

**पुनन्तु मा देवजनाः पुनन्तु मनसा धियः । पुनन्तु विश्वाभूतानि जातवेद पुनीहि मा ॥ यजुः० अ० १९ मं ३९**

द्वयं वा इदं न तृतीयमस्ति । सत्यं चैवानृतं च सत्यमेव देवा अनृतं मनुष्या इदमहमनृतात्सत्यमुपैमीति तन्मनुष्येभ्यो देवानुपैति ॥ स वै सत्यमेव वदेत् । एतद्ध वै देवा व्रतं चरन्ति यत्सत्यम् । तस्मात्ते यशो यशो ह भवति य एवं विद्वान् सत्यं वदति ॥ श० कां० १ अ० १ ब्रा० १

विद्वा्ँसोहि देवा ॥ श० कां० ३ अ० ७ ब्रा० ६

અર્થઃ—( जातवेदः ) હે પરમેશ્વર ! ( मा ) મને ( पुनीहि ) સર્વથા પવિત્ર કરો. આપની આજ્ઞા પાલનારા ( देवजनाः ) વિદ્વાનો વિદ્યાદાનવડે ( मा )

મને ( पुनन्तु ) પવિત્ર કરે. તથા ( पुनन्तु मनसा ) આપના આપેલા જ્ઞાનવડે અથવા આપના ધ્યાન વડે અમારી ( धियः ) બુદ્ધિને પવિત્ર કરો વળી ( पुनन्तु विश्वामूतानि ) સર્વે સંસારના પદાર્થો આપની કૃપાથી પવિત્ર થઇને અમને સુખદાયક થાઓ. ( द्वयम् वा ) મનુષ્યોની એ લક્ષણોથી બેજ સંજ્ઞા થાય છે. એક દેવ અને બીજી મનુષ્ય. ( सत्यम् च एव अनृतम् ) તેમાં સત્ય અને અસત્ય એ બેજ કારણો છે. ( सत्यम् एव देवाः ) જે સત્યવાદી, સત્યમાની અને સત્યકારી છે તેઓ દેવ છે અને ( अनृतम् मनुष्याः ) જે અસત્ય બોલનારા, માનનારા તથા કરનારા છે તેઓને મનુષ્ય કહે છે. માટે જે અસત્યને તજીને સત્યનોજ આશ્રય લે છે તેમની દેવમાં ગણના થાય છે; અને જે સત્યને તજીને અસત્યને વળગે છે તેની મનુષ્યમાં ગણના થાય છે. માટે સર્વેએ સત્યજ બોલવું, માનવું તથા કરવું જોઇએ. જે સત્ય વ્રતધારી દેવ છે તેજ યશસ્વિઓમાં પણ યશસ્વી થાય છે એનાથી વિરૂદ્ધ ચાલનાર મનુષ્યની નિંદા થાય છે. આ ઉપરથી એજ નિશ્ચય થાય છે કે વિદ્વાનોનેજ દેવ કહે છે.

### ઋષિઓને માટે પ્રમાણ.

तं यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः। तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ यजुः० अ० ३१ मं० ९

अथ यदेवानुब्रवीत । तेनर्षिभ्य ऋणं जायते तद्ध्येभ्य एतत् करोत्यृषीणां निधिगोप इति ह्यनूचानमाहुः ॥ श० कां० १ अ० ७ ब्रा० ९ कं० ३

अथार्षेयं प्रवृणीते । ऋषिभ्यश्चैवैनमेतद्देवेभ्यश्च निवेदयत्ययं महावीर्यो यो यज्ञं मापादिति तस्मादार्षेयं प्रवृणीते॥ श० कां० १ अ० ४ ब्रा० ९ कं० ३.

અર્થ— ( तम् यज्ञम् बर्हिषि ) આ મંત્રનું વિવરણ સૃષ્ટિવિદ્યાવિષયમાં પૃષ્ઠ ૧૦૧ ઉપર કરેલું છે ત્યાં જોઇ લેવું. ( अथ यः देवा. ) સર્વે વિદ્યા ભણીને તેનું અધ્યાપન કરવું તેને ઋષિકૃત્ય કહે છે. પઠનપાઠન કર્મ કરનારાને ઋષિ કહે છે. આ કર્મથી મનુષ્યો ઉપર જે ઋષિઓનું ઋણ ચઢે છે તે તેમની સેવા કરનાથી છૂટે છે. જે સર્વે વિદ્યા ભણીને ભણાવે છે તેનેજ ઋષિ તથા વિદ્યાકોશનો રક્ષક

કહે છે. ( अथ आर्षेयम् ) મનુષ્ય જે ભણાવવાનું કર્મ કરે છે તેને આર્ષેય કર્મ કહે છે. અને જે એના ઋષિઓની તથા વિદ્યાર્થીઓની તેમને પ્રિય પદાર્થોથી સેવા કરે છે તથા તેમની પાસેથી વિદ્યા ગ્રહણ કરે છે. તે મહાવીર્યવાન્ થઈને વિજ્ઞાનને પ્રાપ્ત કરે છે. માટે આ આર્ષેય કર્મનો સર્વે મનુષ્યોએ સ્વીકાર કરવો જોઇએ.

### પિતૃઓને માટે પ્રમાણ.

ऊर्जं वहन्तीरमृतं घृतं पयः कीलालं परिस्रुतम्। स्वधास्थ तर्पयत मे पितॄन् ॥ यजुः० अ० २ मं० ३४

અર્થઃ—સર્વે મનુષ્યોએ પોતાની સ્ત્રી, પુત્ર તથા નોકર વગેરેને એવી આજ્ઞા કરવી જોઇએ કે ( मे पितॄन् ) અમારા માન્ય માતા, પિતા, પિતામહ તથા આચાર્યાદિને ( ऊर्जम् ) બળદાતા તથા સુગંધયુકત જલ ( अमृतम् ) અનેક જાતના અમૃત સમાન પેય રસો, ( घृतम् ) ઘી, ( पयः ) દૂધ, ( कीलालम् ) અનેક પ્રકારે સંસ્કૃત કરેલાં વિવિધ અન્ન ( परिस्रुतम् ) મધ તથા અનેક જાતના ફળોના રસવડે ( तर्पयत ) તમે તૃપ્ત કરો. તથા ( स्वधास्थ ) તેમને તૃપ્ત કરીને તેમની પાસેથી સત્યવિદ્યા આદિ તેમના ઉત્તમ ગુણો શિખો.

आयन्तु नः पितरः सोम्यासोऽग्निष्वात्ताः पथिभिर्देवयानैः । अस्मिन् यज्ञे स्वधया मदन्तोऽधिब्रुवन्तु तेऽवन्त्वस्मान् ॥ यजुः० अ० १९ मं० ५८.

અર્થઃ— જે ( सोम्यासः ) સોમના જેવા શાંત ગુણવાળા તથા સોમલતા આદિના રસ કાઢવામાં નિષ્ણાત. ( अग्निष्वात्ताः ) અગ્નિ નામક પરમાત્માને આત્મિક ઉન્નતિને માટે જેણે સારી રીતે જાણ્યો છે અથવા જેણે શિલ્પવિદ્યાની સિદ્ધિને માટે ભૌતિક અગ્નિને સારીરીતે જાણ્યો છે તેવા વિજ્ઞાનવાન્ પિતૃઓ ( आयन्तु नः ) અમારી સમીપમાં આવો. અથવા અમે તેમની સમીપમાં જઇએ. ( पथिभिः देवयानैः ) તેવા વિદ્વાનોને ( શ્રેષ્ઠ સ્વભાવવાળા વિદ્વાનોને પિતૃ કહે છે ) આવતા જોઇને ઉઠી તેમના સામા જઇને એમ કહો કે હે પિતરો ! આપ આવો. એમ કહીને તેમને આસન, જલ વગેરે આપીને ભોજન કરાવો, પછી કહો કે (अस्मिन् यज्ञे) હે પિતર ! આ સત્કારરૂપ યજ્ઞમાં ( स्वधया ) અમૃતરૂપી સેવાથી

( मदन्तः ) હર્ષપામી ( अवन्तु अस्मान् ) અમારૂં રક્ષણ કરો અને ( अधिब्रुवन्तु ) અમને સત્યવિદ્યાનો ઉપદેશ કરો.

अत्र पितरो मादयध्वं यथा भागमावृषायध्वम् । अमीमदन्त पितरो यथाभागमावृषायिषत ॥ यजुः० अ० २ मं० ३१

અર્થઃ—( पितरः ) હે પિતૃઓ ! આપ ( अत्र मादयध्वम् ) આ પાઠશાળા અથવા સભામાં આવી અમને વિદ્યાવિજ્ઞાનદાનથી આનંદયુક્ત કરો. ( यथा भागम् ) આપની ઇચ્છાનુકૂલ ભોજનવસ્ત્રાદિ ભોગ લઇને આપ આનંદિત થાઓ. ( अमीमदन्त ) સત્યોપદેશ તથા વિદ્યાદાનરૂપી કર્મમાં હર્ષવડે સદા ઉત્સાહવાળા બનો તથા અમારા તરફથી યથાયોગ્ય સત્કાર પામીને અમારાં શ્રેષ્ઠાચરણોવડે પ્રસન્ન થાઓ.

नमो वः पितरो रसाय नमो वः पितरः शोषाय नमो वः पितरो जीवाय नमो वः पितरः स्वधायै । नमो वः पितरो घोराय नमो वः पितरो मन्यवे नमो वः पितरः पितरो नमो वः । गृहान्नः पितरो दत्त सतो वः पितरो देष्मैतद्वः पितरो वासः ॥ यजुः० अ० २ मं० ३२

અર્થઃ—હે પિતર ! ( रसाय ) અમે આપની પાસેથી સોમલતાદિ ઔષધિઓ તથા અનેક પ્રકારના પદાર્થોના વિજ્ઞાનની પ્રાપ્તિને માટે ( वः नमः ) આપને નમસ્કાર કરીએ છીએ. તથા અગ્નિ, વાયુ, વિદ્યુતાદિમાં જે શોષણરૂપ શક્તિ છે તેનું ( जीवाय ) યોગ્ય વર્તન-જીવનવિદ્યા ( स्वधायै ) મોક્ષવિદ્યાની પ્રાપ્તિને માટે ( घोराय ) આપત્કાલ નિવારણાર્થે, ( मन्यवे ) દુષ્ટોનું નિવારણ કરવાને, અને અનેક પ્રકારની વિદ્યાની પ્રાપ્તિને માટે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ. ( गृहान् नः ) હે પિતરો ! અમને ગૃહસંબંધી વ્યવહારનું શિક્ષણ આપો. ( सतो वः ) હે પિતરો ! જે જે અમારા તાબાના પદાર્થો છે તે સર્વે અમે આપને આપીએ છીએ કે જેથી અમે આપની પાસેથી વિના પ્રાપ્ત કરીને કદી પણ લીધું

ન થઈએ. ( एतद् वः पितरः० ) હે પિતર ! અમે આપને જે જે વસ્ત્રાદિક વસ્તુઓ આપીએ તે આપ પ્રીતિપૂર્વક ગ્રહણ કરો અને સંતુષ્ટ થાઓ.

आधत्त पितरो गर्भं कुमारं पुष्करस्रजम् । यथेह पुरुषोऽसत् ॥ यजुः० अ० २ मं० ३३.

અર્થ:—( आधत्त पितरः गर्भम् ) હે પિતર ! આપ અમારામાં વિદ્યારૂપી ગર્ભનું દાન કરો અને વિદ્યાદાનને માટે ( पुष्करस्रजम् ) પુષ્પમાલા ધારણ કરેલા આ કુમાર બ્રહ્મચારીની આપ ગર્ભની પેઠે રક્ષા કરીને આપની પાસે રાખો; તથા ( यथा इह पुरुषः असत् ) જેવી રીતે આ સંસારમાં એ વિદ્યાસુશિક્ષાયુક્ત પુરૂષ થાય અને મનુષ્યોમાં ઉત્તમ વિદ્યાની ઉન્નતિ થાય તેવી રીતે આપ યત્ન કરો.

ये समानाः समनसो जीवा जीवेषु मामकाः ॥ तेषां श्रीर्मयि कल्पतामस्मिँल्लोके शतꣳसमाः ॥

यजुः० अ० १९ मं० ४६.

અર્થ:—( ये समानाः ) જે આચાર્ય ( जीवाः ) જીવતા છે ( समनसः ) અને જે ધર્મ, ઈશ્વર તથા સર્વનું હિત કરવામાં ઉદ્યત અને ( समानाः ) સત્યવિદ્યાદિ શુભગુણોનો પ્રચાર કરવામાં તથા ( जीवेषु ) ઉપદેશ કરવાયોગ્ય શિષ્યોને વિદ્યાદાન આપવામાં છલકપટાદિ દોષ રહિત થઈને પ્રીતિ કરનારા વિદ્વાન છે ( तेषाम् ) તેમની શ્રી અર્થાત્ સત્યવિદ્યાદિ શ્રેષ્ઠ ગુણયુક્તશોભા અને રાજ્યલક્ષ્મી છે. તે અમારામાં ( अस्मिन् लोके शतम् समाः ) આ લોકમાં સો વર્ષ પર્યંત સ્થિર રહે જેથી અમે નિત્ય સુખયુક્ત થઈને પુરૂષાર્થ કરીએ.

उदीरतामवर उत्परास उन्मध्यमाः पितरः सोम्यासः। असुं य ईयुरवृका ऋतज्ञास्तेनोऽवन्तु पितरो हवेषु ॥

यजुः० अ० १९ मं० ४९

અર્થ:—( उदीरताम् ) જે માતા, પિતા, આચાર્ય તથા વિદ્વાન્ લોકો ( अवरे ) કનિષ્ઠ ( उन्मध्यमाः ) મધ્યમ તથા ( उत्परासः ) ઉત્તમ ( पितरः

સોમ્યાસ: ) ચંદ્રમાની પેઠે સર્વ પ્રજાઓને આનંદ કરાવનારા તથા ( असुम् यः ईयु ) પ્રાણધારી અર્થાત્ જીવિત તથા ( अवृका ) શત્રુ રહિત અર્થાત્ સર્વની સાથે સત્ય અને પ્રીતિથી વર્ત્તનારા છે ( ऋतज्ञा. ) તથા જે બ્રહ્મ, યથાર્થ ધર્મ અને સત્ય વિદ્યાને જાણનારા છે. ( ते न. अवन्तु पितर हवेषु ) તે પિતરો સર્વ વ્યવહારોમા અમારી રક્ષા કરો

**अङ्गिरसो नः पितरो न वंग्वा अथर्वाणो भृगंवः सोम्यासः । तेषां वयःसुमतौ यज्ञियानामपि भद्रे सौमनसे स्याम ॥ यजुः० अ० १९ मं० ५०**

અર્થ —( अङ्गिरस. न ) જે બ્રહ્માંડભરના પૃથ્વી આદિ સર્વ અંગોની મર્મવિદ્યાને જાણનારા, ( न वग्वा ) નવી નવી વિદ્યાઓનુ ગ્રહણ કરનાર તથા કરાવનારા ( अथर्वाण ) અથર્વવેદ તથા ધનુર્વેદને જાણનારા ( भृगव ) પરિપકવ જ્ઞાની તથા શુદ્ધ, ( सोम्यास ) પરમેશ્વરની ઉપાસના અને પોતાની વિદ્યાના ગુણોનો લીધે શાંતસ્વરૂપ ( तेषाम वयम सुमतो ) તથા યજ્ઞના જ્ઞાતા અને કર્તા ( पितर )પિતૃઓ છે તથા જે કલ્યાણકારક વિદ્યાવડે તેમની સુમતિ ( भद्रे ) કલ્યાણ અને ( सौमनसे ) મનની શુદ્ધિ થાય છે તેમા ( आविस्याम ) અમે લોક પણ સ્થિર થઇએ જેથી અમે વ્યવહાર અને પરમાર્થમા સુખ પ્રાપ્ત કરીને આનન્દિત થઇએ

**ये संमानाः समंनसः पितरों यमराज्ये। तेषां लोकः स्वधा नमों यज्ञो देवेषुं कल्पताम् ॥ यजुः० अ० १९ मं० ४५**

અર્થ —( ये समाना पितर ) જે પિતર અર્થાત્ વિદ્વાન લોકો (यमराज्ये) યમરાજ્ય અર્થાત્ પરમેશ્વરના આ રાજ્યમા સભાસદ્ અથવા ન્યાયાધીશ થઇને રાજ્ય કરનારા અને ( समनस ) સર્વ સૃષ્ટિનુ હિત કરવામા સમાન-બુદ્ધિવાળા છે ( तेषाम् लोक स्वधा ) જેમનો દેશ સત્ય ન્યાયની પ્રાપ્તિથી સુખી રહે છે તેમને ( नम ) અમે વારવાર નમસ્કાર કરીએ છિએ કારણ કે તેઓ પક્ષપાત રહિત થઇને સત્યવ્યવસ્થામા આની પોતાના દૃષ્ટાન્તથી બીજા-

એને પણ તેજ મા। અનાવનરા છે (यज्ञ देवेष्वगताम्) આ સત્ય ધર્મ સબંધી પ્રજાપાલન રૂપ જે અશ્વમેધ યજ્ઞ છે તે પરમાત્માની કૃપાથી વિદ્વાનોમા સત્યવ્યવસ્થાની ઉન્નતિને માટે સદા પ્રમાણમા। રહે

ये नः पूर्वे पितरः सोम्यासोऽनूहिरे सोमपीथं वसिष्ठाः। तेभिर्यमः स ५ रराणो हवी ५ ष्युशन्नुशद्भिः प्रति काममत्तु ॥ यजुः अ० १९ मं० ५१

અર્થ -(ये साम्यास) સોમ વિદ્યાવિત્, (वसिष्ठा) સર્વ વિદ્યાદિ ઉત્તમ ગુણોમાં અતિ નિપુણ (सोम पीथम) સોમ વિદ્યાનુ રક્ષણ કરનારા (अनुहिरे) પૂર્વે સર્વ વિદ્યાઓને ભણી તેનુ અધ્યાપન કરાવનારાઓ (न पूर्व पितर) અમારા પૂર્વ પિતરો છે (त भि) એના (उशद्भि) સર્વ કામોમા પરમાત્મા તથા ધર્મને પોતાના આધાર તરીકે જાણનારા એવા પિતૃઓની સાથે સમાગમ થવાથી (स५रराण) સત્યવિદ્યાનુ દા। કરનારા (यम) ન્યાયકારી પરમાત્મા નિ સદેહ જાણવામા આવે છે કારણ કે તેઓ (हवि५षि) વિજ્ઞાનાદિનુ દાન કરવાની ઇચ્છા વાળા હોય છે માટે સર્વે મનુષ્યાએ એવા ધર્માત્મા પિતૃઓનો સત્સગ કરીને (प्रतिकामम् अत्तु) પોતાની સર્વ કામનાઓની સિદ્ધિ કરવી

बर्हिषदः पितर ऊत्यर्वागिमा वो हव्या चकृमा जुषध्वम्। त आगत्ता वसागन्तमेनाथा न शंयोररपो दधात ॥ यजुः० अ० १९ मं० ५५.

અર્થ — (बर्हिषद) જે સર્વોત્તમ બ્રહ્મ અને વિદ્યામા નિ ગત છે તે (पितर) વિદ્વાન્ (अवर्वा घा तम?) અતિશય ? ગાણકારી રક્ષણ ધર્મ સહિત (आगत) અમારી સમીપમા આવો તેઓ આવે એને તેમને એમ કહેો કે હે પિતૃ દેવતાઓ ! તમે આગળ (अवोर) પછી (इमानि) આ હવ્યરત્તુ ા (जुषध्वम्) તમને પ્રીતિપૂર્વક અમે આપીએ છીએ તેનુ તમે સેવા કરો અને (उहा) આપણી રક્ષાથી આપણી સેવા નિત્ય કરીએ (अयान दाया) આ સેવા થવા પછી આપ અમને વિદ્યારૂપ

સુખ આપો અને અવિદ્યારૂપી દુઃખ દૂર કરીને (अरप) નિષ્પાપ કરો કે જેથી અમે નિષ્પાપ થઈને સુખી થઈએ

आहं पितृन्त्सुविदत्राँ२॥ ऽअवित्सि नपातं च विक्रमणं च विष्णोः । वर्हिषदो ये स्वधया सुतस्य भजन्त पित्वस्त इहागमिष्ठाः॥ यजुः० अ. १९ मं० ५६

અર્થ —(आहम्) હું જાણું છું કે (पितृन्) પિતર (सुविदत्राम्) ઉત્તમ વિદ્યા જાણનારા અને ઉત્તમ જ્ઞાનનો ઉપદેશ કરનારા છે (ये) જે (बर्हिषद) જ્ઞાની લોક (स्वधा) અન્નની સાથે (सुतस्य) સોમલતા વગેરે વનસ્પતિમાંથી કાઢેલા રસોનું (भजन्त) પ્રાશન કરે છે, તે (पित्व) બુદ્ધિવર્ધક સોમરસનું પાન કર્યા પછી (इह) આ સ્થાનમાં (आगमिष्ठा) આવો જે એવા છે તેમને હું તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરનારા (आ अवित्सि) જાણું છું અને તમે પણ સમજો એવા ઉપદેશકની પાસે જાઓ (विष्णो) સર્વ વ્યાપક પરમેશ્વરની (विक्रमणम्) વિવિધ પ્રકારની જગતની રચના અને (नपातम्) જે સ્થાનનો કદી પણ નાશ નથી થતો એવા મોક્ષ સ્થાનનું જ્ઞાન તમે મેળવો અથવા અમે મેળવીએ સુખ માત્ર જ્ઞાનથી મળે છે અને જ્ઞાન વિદ્વાનની પાસેથીજ મળી શકે છે માટે સર્વેએ વિદ્વાનનો સત્કાર અને સંગ કરવો જોઈએ

उपहूताः पितरः सोम्यासो वर्हिष्येषु निधिषु प्रियेषु त आगमन्तु त इह श्रुवन्त्वधि ब्रुवन्तु तेऽवन्त्वस्मान्॥ यजुः० अ० १९ मं० ५७

અર્થ —(उपहूता) આમંત્રણ કરેલા (सोम्यास) શાંત અને માનનીય એવા પિતર (बर्हिष्येषु निधिषु) બહુમૂલ્ય પદાર્થોથી બનાવેલા અને (प्रियेषु) સુખદાયક આસન ઉપર બેસીને સત્કારનો સ્વીકાર કરવા માટે (आगमन्तु) અમારી પાસે વારંવાર આવો (त इह) તે અહીં આવીને અમારા પ્રશ્ન (श्रुवन्तु) સાંભળો અને તેના યથાયોગ્ય ઉત્તર (अधिब्रुवन्तु) અમને આપો આ પ્રમાણે અમને જ્ઞાન આપીને તેઓ (अस्मान् अवन्तु) અમારી રક્ષા કરો

अग्निष्वात्ताः पितर एह गच्छत सदः सदः सदत

सुप्रणीतयः । अत्ता हवी॑ऽषि प्रयतानि बर्हिष्यथा रयिꣳ सर्ववीरं दधातन ॥ यजु० अ० १९ मं० ५९

અર્થ —( अग्निष्वात्ता ) જ્ઞાનમય ઇશ્વરની જેણે ઉત્તમરીતિએ પ્રાપ્તિ કરી છે એવા ( पितर ) અમારા પિતૃઓ ! ( इह आ गच्छत ) અહીં અમારી પાસે આવો ( सुप्रणीतय ) જેમની નીતિ અને આચરણ ઉત્તમ છે એવા ( सदः सदः ) એક સભામાંથી બીજીમાં એમ વ્યાખ્યાન દેતા અથવા ઉપદેશ કરવાને માટે ( सदत ) જઇને બેસો ( हवींषि ) સ્વીકારાર્હ ઉત્તમ અન્નનું ( अत्त ) ભક્ષણ કરો ( अथ ) ત્યાર પછી ( बर्हिषि ) સભા અથવા અન્યગૃહમાં રહિને અમને ( रयिम् ) ધનપ્રાપ્તિ થાય અને ( सर्ववीरम् ) અમારામાં શરીર પુરૂષો નિપજે એમ ( दधातन ) કરો અમારામાં બુદ્ધિ શરીર ઇત્યાદિ પ્રકારના બળથી યુક્ત થઇને વીર ઉત્પન્ન થઇ જ્ઞાન સંપત્તિના ખજાના ભરે

ये अ॒ग्नि॒ष्वा॒त्ता ये अन॑ग्निष्वात्ता मध्ये॑ दि॒वः स्व॒धया॑ मा॒दय॑न्ते । तेभ्यः॑ स्व॒राडसु॑नीतिमे॒तां य॑था व॒शन्त॒न्वङ्कल्पयाति ॥ यजुः० अ० १९ मं० ६०

અથ —( ये ) જે ( अग्निष्वात्ता ) અગ્નિ આદિ તત્વોને પોતાને આધીન રાખનારા ( अनग्निष्वात्ता ) અગ્નિઆદિ તત્વોના જ્ઞાનમાં નિપુણ ( दिवः मध्ये ) સર્વ પ્રકાશક પરમેશ્વરમાં લીન થનારા ( स्वधया ) અન્નવડે શરીર અને બુદ્ધિ એ બન્ને પ્રકારના બળ ધારણ કરીને ( मादयन्त ) સ્વત આનંદિત થાય છે અને બીજાને આનંદિત કરે છે ( तेभ्य ) એવા વિદ્વાનો પાસેથી અમે ( एताम् ) આ ( असुनीतिम् ) જીવનનીતિનું અધ્યયન કરીએ અને ( यथा वशाम ) તે અને અમે વિદ્વાન્ થઇને સર્વેનો ઉપકાર કરવાના કામ અને નિયમમાં સ્વતંત્રતાપૂર્વક અને સ્વાર્થના કૃત્યમાં પરતંત્ર રીતે વર્તન રાખીને સર્વ સુખ વધારીએ એવી રીતે અમે અમારૂં વર્તન યોગ્ય રાખીશું તો ( स्वराट् ) સ્વપ્રકાશી પરમેશ્વર અમને ( तन्वम् ) યોગ્ય શરીર ( कल्पयाति ) આપશે જેને લીધે અમારામાં વારંવાર જનવા વિદ્વાનો થશે

अ॒ग्नि॒ष्वा॒त्तानृ॑तु॒मतो॑ हवामहे नाराश॒ꣳसे सो॑मपी॒थं

य आशुः । ते नो विप्रासः सुहवा भवन्तु वयं स्याम पतयो रयीणाम् ॥ यजुः० अ० १९ मं० ६१

અર્થ —( ऋतुमत ) ઋતુ સબંધી વિદ્યા જાણનારા ( अग्निष्वात्ता ) વિદ્યુત્, અગ્નિ વગેરે ભૌતિક પદાર્થોનુ જ્ઞાન અને ઈશ્વર સંબંધી જ્ઞાન જેણે પૂર્ણ તથા મેળવ્યુ છે તેઓને ( हवामहे ) અમે બોલાવીએ છિયે તમે પણ તેમને બોલાવીને નિત્ય તેમની સેવા કરો ( ये ) જે ( सोमपीथम ) સોમરસનુ પ્રાશન ( आशु ) કરે છે અને જે ( नाराशंस ) મનુષ્યોવડે વખાણાયલા અથવા સન્માન્ય ગણાયલા કર્મોમા નિપુણ છે ( ते विप्रासः ) તે વિદ્વાન્ લોકો અમોને ( सुहवा भवन्तु ) ઉત્તમ રીતે વિદ્યાદાન દેનારા થાઓ. એ વિદ્વાનોની મદદવડે ( वयम् ) અમે ( रयीणाम् ) સંપત્તિ, ચક્રવર્તિ રાજ્યલક્ષ્મી, વિદ્યાધન ઈત્યાદિ સંપત્તિના ( पतय ) સ્વામી અને રક્ષક ( स्याम ) થઈએ એવી ઈચ્છા કરવી

ये चेह पितरो ये च नेह यांश्च विद्म यां २ ॥ उं च न प्रविद्म ॥ त्वं वेत्थ यति ते जातवेदः स्वधाभिर्यज्ञं सुकृतं जुषस्व ॥ यजुः० अ० १९ मं० ६७.

અર્થ — ( येच ) જે ( इह ) અમારી પાસે ) पितर ) પૂર્વોક્ત પિતૃઓએ છે ( ये च न इह ) જે દેશાન્તરમાં છે તથા ( यान् च विद्म ) જેમને અમે ઓળખીએ છિયે અને ( यान् न प्रविद्म ) જેમને દેશાન્તરમાં હોવાથી નથી ઓળખતા તે સર્વેને ( हे जातवेद ) હે પરમાત્મન ! ( त्वम ) તુ ( वेत्थ ) જાણે છે માટે તેમની અને અમારી મૈત્રી થઈ તેમની પાસેથી અમને જ્ઞાનલાભ થાય એમ કર તેમજ હે ઈશ્વર ! અમે ( सुकृतम् ) યથાવિધિ કરેલા અને ( स्वधाभि ) અન્નાદિ સામગ્રિવડે સુસંપાદિત ( यज्ञम् ) યજ્ઞ ( जुषस्व ) સેવન કરે કે જેવી અમારા કર્મો ઉત્તમ રીતે પાર પડીને અમને ઐહિક અને પારલૌકિક સુખ મળે ( यति ते ) જેટલા અન્ય ઠેકાણે વિદ્વાન્ છે તે સર્વેના દર્શનનો લાભ અમને થાય તેમ કર

इदं पितृभ्यो नमो अस्त्वद्य ये पूर्वासो य उपरास

ईयुः । ये पार्थिवे रजस्या निषत्ता ये वा नूनꣳसुवृजनासु विक्षु ॥ यजु० अ० १९ मं० ६८

અર્થ —જે પિતૃ ( नद्य ) આજ આ ઠેકાણે વિદ્યમાન્ છે અને જે પૂર્વોક્ત અધ્યાત્મादि કર્મો કરે છે ( ये पूर्वास ) જે પૂર્વે વિદ્વાન્ થયેલા છે ( ये ) જે ( पार्थिवे रजसि ) પૃથિવીસંબંધી અર્થાત્ ભૂગર્ભવિદ્યામાં ( आनिषत्ता ) ઉત્તમ પ્રકારે નિમગ્ન થયેલા છે અને જે ( सुवृजनासु ) પ્રજાએ નિર્માણ કરેલી રાજસભામાં પોતપોતાના ન્યાયનાં કૃત્યો કરવામાં ( आनिषत्ता ) મશગુલ થયેલા છે તેવા પિતરો અમારી પાસે ( ईयु ) આવો, તે સર્વેને અમારા ( नम ) નમસ્કાર છે

उशन्तस्त्वा निधीमह्युशन्तः समिधीमहि । उशन्नुशत आवह पितृन्हविषे अत्तवे ॥ यजुः० अ० १९ मं० ७०

અર્થ —હે પરમેશ્વર ! ( उशन्त त्वा ) તારી પ્રાપ્તિની ઇચ્છા કરનારાએ અમે તું ઇષ્ટદેવ છે માટે અમારા હૃદયાકાશમાં તને ( निधीमहि ) સ્થાપિયે છિયે તેમજ ( उशन्त ) તારા ગુણોને વશ થયેલા અમે તારા ગુણોનું કીર્તન સાંભળીને અને લોકોને સંભળાવીને ( समिधीमहि ) તારો મહિમા સર્વને વિદિત કરીએ ( हविषे ) સદ્વિદ્યા, ધન અન્ન આદિ ઉત્તમ પદાર્થ અને તજ્જન્ય સુખનો ( अत्तवे ) ઉપભોગ મળવાને માટે ( पितृन् ) સત્યવિદ્યાનો ઉપદેશ કરનારા વિદ્વાન્, પાલક અને વડીલની પ્રાપ્તિ ( आवह ) કરી આપ ( उशन्नुशत ) એટલા માટે અમે તારી ભક્તિ કરીએ છિયે તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નથી, તને અમે અથવા તું અમને વશ થાય એવી ઇચ્છા કરીએ છિયે

पितृभ्यः स्वधायिभ्यः स्वधा नमः । पितामहेभ्यः स्वधायिभ्यः स्वधा नमः । प्रपितामहेभ्यः स्वधायिभ्यः स्वधा नमः । अक्षन् पितरोऽमीमदन्त पितरोऽतीतृपन्त पितरः पितरः शुन्धध्वम् ॥ यजुः० अ० १९ मं० ३६

અર્થ —( स्वधायिभ्य ) અમૃતરૂપી મોક્ષવિદ્યા મેળવવાનો જેનો સ્વભાવ છે, ચાલિસ વર્ષથી અધિક બ્રહ્મચર્ય ધારણ કરવાથી જેને " वसु " એ નામ પ્રાપ્ત

થયું છે, અને વિદ્યાદાન કરનારા તથા ( પિતૃભ્ય: ) પોતાના પિતા આ સર્વેને ( સ્વધા ) અન્નાદિક ઉત્તમ પદાર્થ નમનપૂર્વક અર્પણ કરીએ છિયે. (પિતામહેભ્ય:) ચુંવાળીસ વર્ષસુધી બ્રહ્મચર્ય ધારણ કરવાથી જેને "રુદ્ર" એવી સંજ્ઞા મળી છે એવા સ્વપિતામહને અને વિદ્યાદાન કરનારાને અન્નાદિક ઉત્તમ પદાર્થો ભક્તિપુરઃસર અર્પણ કરીએ છિયે. એજ પ્રમાણે અડતાળીસ વર્ષસુધી બ્રહ્મચર્ય ધારણ કરવાથી જેને "આદિત્ય" એવી સંજ્ઞા મળેલી છે અને વિદ્યામાં જે પૂર્ણ હોઈને નિરપેક્ષ રીતિએ અધ્યાપન કરે છે તે ( પ્રપિતામહેભ્ય: ) પ્રપિતામહસંજ્ઞકોને અમે પ્રીતિપૂર્વક અન્નાદિક ઉત્તમ પદાર્થો અર્પણ કરીએ છિયે. આ સર્વેને અમારા નમસ્કાર છે. ( હે પિતર: ) હે પિતૃદેવો ! આપ સર્વ ( અક્ષન્ ) ભોજનાદિક અંગીકાર કરો. ( અમીમદન્ત ) અમે આપેલા પદાર્થોવડે આનંદ પામો અને ( અતી તૃપન્ત ) તૃપ્ત થાઓ. અમને વિદ્યા અને જ્ઞાન આપીને અમારી અવિદ્યા મત્સરાદિ દોષનો મૂલમાંથી નાશ કરો અને અમને ( શુન્ધધ્વમ્ ) પવિત્ર કરો.

## पुनन्तु मा पितरः सोम्यासः पुनन्तु मा पितामहाः पुनन्तु प्रपितामहाः पवित्रेण शतायुषा । पुनन्तु मा पितामहाः पुनन्तु प्रपितामहाः पवित्रेण शतायुषा विश्वमायुर्व्यश्नवै ॥ यजुः० अ० १९ मं० ३७

અર્થ:—હે ( પિતર: પિતામહા: પ્રપિતામહા: ) સર્વ પિતૃ દેવતાઓ ! ( મા ) મને ( પુનન્તુ ) પવિત્ર કરો. મન, વચન અને કર્મદ્વારા મારું વર્તન શુદ્ધ રહે તેવું શિક્ષણ મને આપો. ( પવિત્રેણ ) જેમાં પવિત્ર કૃત્યો કરવામાં આવે એવું ( શતાયુષા ) સો વર્ષનું પૂર્ણ આયુષ્ય મને પ્રાપ્ત થાઓ અને તેની પ્રાપ્તિને માટે બ્રહ્મચર્યાદિક પૂર્વોક્ત કર્મો મારા તરફથી ઉત્તમ રીતિએ પાર પડો. કે જેથી મને ( વિશ્વમ્ આયુ: ) પૂર્ણ આયુષ્ય ( વ્યશ્નવૈ ) પ્રાપ્ત થાય. ( પૂર્વ મંત્રમાં "વસુ, રુદ્ર તથા આદિત્ય" એ સંજ્ઞા બતાવનારા શબ્દો વિદ્વાન્ બ્રહ્મચારીઓને વિદ્યામાં પ્રવીણતા મેળવવાને લીધે મળેલી હોય છે. એમ છાંદોગ્ય ઉપનિષદમાં "પુરુષો વાવ યજ્ઞ:" એ પ્રકરણમાં કહેલું છે. )

इति पितृयज्ञविषयः संक्षेपतः ।

## अथ बलिवैश्वदेवविधिः ।

ક્ષાર અથવા મીઠું જેમાં ન નાંખેલું હોય તેવા પરિપક્વ અન્નવડેજ વૈશ્વદેવ કરવો. વૈશ્વદેવ વિષે મનુસ્મૃતિમાં નીચે પ્રમાણે લેખ છેઃ—

वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् । आभ्यः कुर्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥ मनुः० अ० ३ श्लो० ८४.

ભાવાર્થ;—દ્વિજોએ પ્રતિદિવસ ગૃહ્ય અગ્નિમાં વિધિપૂર્વક વૈશ્વદેવ કરવો. તેમજ,—

अहरहर्बलिमित्ते हरन्तोऽश्वायेव तिष्ठते घासमग्ने । रायस्पोषेण समिषा मदन्तो मा ते अग्ने प्रतिवेशा रिषाम ॥ अथर्व० कां० १९ अनु० ७ मं० ७

અર્થ;— ( अग्ने ) હે જ્ઞાન સ્વરૂપ પરમેશ્વર ! ( ते इत् ) તારે માટેજ, તારી આજ્ઞા પાલનાર્થેજ ( तिष्ठते अश्वाय ) ઘોડાની આગળ ( घासम् ) જે પ્રમાણે ઘાસ વગેરે ખાવાના પદાર્થો નાંખે છે તે પ્રમાણે ( अहः अहः ) પ્રતિદિવસ અગ્નિ, અતિથિ અને પ્રાણિમાત્રને ( बलिम् ) અન્ન ( हरन्तः ) અમે આપીએ છિયે. એ કૃત્ય, અમે ( समिषा ) સદ્બુદ્ધિ અથવા શ્રદ્ધાપૂર્વક કરીએ છિયે માટે અમે ( रायः पोषेण ) ચક્રવર્તિ રાજ્યલક્ષ્મી અને દાનર ઉન્નતિને પ્રાપ્ત કરીને ( मदन्तः ) આનંદિત થઇએ. ( अग्ने ) હે પરમાત્મન્ ! ( ते ) તારાથી ( प्रतिवेशाः ) પ્રતિકૂલ રીતે વર્તીને કોઇપણ પ્રાણિને અમે ( मा रिषाम ) પીડા કરીશું નહિ. બીજાઓને દુઃખ દેવું તે તારી આજ્ઞાથી વિરૂદ્ધ હોવાને લીધે અમે કોઇને પણ દુઃખ દઇશું નહિ. સર્વની સાથે મિત્રતાથી વર્તીને સર્વ ઉપર નિત્ય ઉપકારજ કરતા રહીશું.

पुनन्तु मा देवजनाः पुनन्तु मनसा धियः । पुनन्तु

**विश्वाभूतानि जातवेदः पुनीहि मां स्वाहा॥ यजुः० अ० १९ मं० ३९**

આ મંત્રનો અર્થ પિતૃયજ્ઞવિષયમાં દેવતર્પણપ્રસંગે પૃષ્ઠ ૨૦૦ ઉપર કરેલો છે ત્યાં જોઈ લેવો

**ओमग्नये स्वाहा । ओं सोमाय स्वाहा । ओमग्नीषोमाभ्यां स्वाहा । ओं विश्वेभ्योदेवेभ्यः स्वाहा । ओं धन्वन्तरये स्वाहा । ओं कुह्वै स्वाहा । ओमनुमत्यै स्वाहा । ओं प्रजापतये स्वाहा । ओं सहद्यावापृथिवीभ्यां स्वाहा॥ ओं स्विष्टकृते स्वाहा॥**

અર્થ —જ્ઞાનમય અને સર્વને પ્રાપ્ત કરવા યોગ્ય, ( सोम ) સર્વ આનંદ આપનાર, સર્વ જગતનો ઉત્પાદક ( अग्नीषोमाभ्याम् ) સર્વ પ્રાણિઓના જીવનનો હેતુ અને દુઃખ નિવારણ કરનાર, ( विश्वेभ्य देवेभ्य ) પરમેશ્વરના સર્વ ગુણ અથવા વિદ્વાન લોક, ( धन्वन्तरये ) જન્મમરણાદિ રોગનો નાશક ( कुह्वै ) અમાવાસ્યેષ્ટિ પ્રતિપાદિત, ચિતિશક્તિ અથવા દર્શેષ્ટિ, ( प्रजापति ) સર્વ રક્ષક ( सहद्यावापृथिवीभ्याम ) જે પરમેશ્વરે વિશિષ્ટ ગુણયુક્ત અગ્નિ અને ભૂમિને ઉત્પન્ન કર્યા છે, જેના યોગથી સર્વ પ્રકારે અમને સહાય મળે છે ( स्विष्टकृते ) ઉત્તમ અને ઇષ્ટ સુખનો દાતા, આ સર્વ શબ્દો ઈશ્વરના વાચક છે-તે તે શબ્દ ઉપરથી ધ્વનિત થતા તે તે ગુણો ધ્યાનમાં લાવીને ( તે ગુણ ગાઈને ) હોમ અને બલિદાન આપવું

**ओं सानुगायेन्द्रायनमः ॥१॥ ओं सानुगाय यमाय नमः ॥२॥ ओं सानुगाय वरुणाय नमः ॥३॥ ओं सानुगाय सोमाय नमः ॥४॥ ओं मरुद्भ्यो नमः ॥५॥ ओमद्भ्यो नमः ॥६॥ ओं वनस्पतिभ्यो नमः ॥७॥ ओं श्रियै नमः ॥८॥ ओं भद्रकाल्यै नमः ॥९॥ ओं ब्रह्मपतये नमः ॥१०॥ ओं वास्तुपतये नमः ॥११॥ ओं विश्वेभ्यो देवेभ्यो नमः ॥१२॥ ओं दिवाचरेभ्यो भूतेभ्यो नमः ॥१३॥ ओं**

**नक्तंचारिभ्यो नमः ॥१४॥ ओं सर्वात्मभूतये नमः ॥१५॥ ओं पितृभ्यः स्वधायिभ्यः स्वधा नमः ॥१६॥ इति नित्यश्राद्धम् ॥**

અર્થ —( सानुगाय इन्द्राय ) નિત્ય સદ્‌ગુણોથી યુક્ત અને પરમૈશ્વર્યવાન પરમેશ્વર, ( यमाय ) ન્યાયકારી, પક્ષપાતરહિત, ( वरुणाय ) વિદ્યાદિ ઉત્તમ ગુણ વિશિષ્ટ, સર્વોત્તમ સર્વનો ઇષ્ટદેવ, ( सोमाय ) શાંતિયુક્ત અને આનંદકારી ( मरुद्भ्यः ) આખા વિશ્વનો વ્યાપાર ચલાવનાર ( अद्भ्यः ) સર્વેએ પ્રાપ્ત કરવા યોગ્ય, ( वनस्पतये ) વન અથવા લોકનો સ્વામી, ( श्रियै ) સર્વેએ સેવવા યોગ્ય અથવા સર્વ શોભાથી યુક્ત, ( भद्रकाल्यै ) સર્વને સુખ આપનાર, ( ब्रह्मपतये ) વેદ જ્ઞાન અને બ્રહ્માંડનો સ્વામી અથવા પાલક, ( वास्तुपतये ) આકાશ માંના સર્વ પ્રાણિઓનો પાલક ( विश्वेभ्यः देवेभ्यः ) સર્વ દિવ્યગુણોથી યુક્ત વિશ્વ વ્યાપક, ( दिवाचरेभ्यः , नक्तंचारिभ्यः ) રાત્રિ તથા દિવસમાં વ્યવહાર કરનાર પ્રાણિઓના આધારભૂત ( सर्वात्मभूतये ) સર્વના આત્માનો આધાર ઇત્યાદિ વિશેષણોથી યુક્ત પરમાત્માને ( नमः ) અમારા શ્રદ્ધાપૂર્વક વારંવાર નમસ્કાર છે. ( नमः શબ્દનો અર્થ અભિમાન રહિત થવું અને સત્યનું માન્ય કરવું એવો છે નમન કેવળ હાથવડે કરવું છે એમ નથી પરન્તુ મનોવૃત્તિ અભિમાન રહિત થવી જોઇએ ) ( આ મંત્રમાંના 'વનસ્પતિ' શબ્દવડે ઔષધીપાલન અને ઔષધીશાસ્ત્ર એવો બોધ થાય છે અને પૂર્વેના મંત્રોના 'દ્યાવાપૃથિવી' શબ્દોવડે અગ્નિ વિદ્યુત્ અને પૃથિવી એ સંબંધી સર્વ શાસ્ત્રોનો બોધ થાય છે )

**शुनां च पतितानां च स्वपचां पापरोगिणाम् ॥**
**वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥**

અર્થ —કુત્રા, કાગડા, કૃમિ ( કીટ, પતંગ, કીડીઓ આદિ ), પતિત અને દુષ્ટ રોગથી પીડિત થયેલા એ સર્વેને અન્ન મળે માટે છ જુદા જુદા ભાગ કરીને અન્નદાન કરવું. સર્વ પ્રાણમાત્રને આનંદ પ્રાપ્ત થવો એવો વૈશ્વદેવ યજ્ઞનો ઉદ્દેશ છે

## इति बलिवैश्वदेवविषयः ।

———o———

## अथ अतिथियज्ञविषयः ।

અતિથિ ( મેમાન )ની સેવા કરવી અથવા તેમને તૃપ્ત કરવા તેનેજ અતિથિ યજ્ઞ, મનુષ્યયજ્ઞ, નરયજ્ઞ કિંવા નૃયજ્ઞ કહે છે જે [ પૂર્ણ ] વિદ્વાન્ પરોપકારને માટે

અથવા ઉપદેશને માટે દેશદેશાન્તર અગર ગામેગામ ભ્રમણ કરે છે તેનેજ અતિથિ કહે છે આ વિના બીજી રીતે આવનારની અતિથિ સંજ્ઞા નથી આ વિષે વેદના પુષ્કળ મંત્ર છે પણ વિસ્તારભયને લીધે અહીંઆ માત્ર બેજ આપીએ છિયે —

**तद्यस्यैवं विद्वान् व्रात्योऽतिथिर्गृहानागच्छेत् ॥१॥**
**स्वयमेनमभ्युदेत्य ब्रूयाद् व्रात्य क्वा वात्सीर्व्रात्योदकं व्रात्यं तर्पयन्तु व्रात्य यथा ते प्रियं तथास्तु व्रात्य यथा ते वशस्तथास्तु व्रात्य यथा ते निकामस्तथास्त्विति ॥**

**अथर्व० कां० १५ अनु० २ व० ११ मं० १।२**

અર્થ —પૂર્વોક્ત વિશેષણોથી યુક્ત (एवम् विद्वान्) વિદ્વાન્ (व्रात्य) વ્રત ધારણ કરનાર ઉત્તમ ગુણવાળો પુરુષ (अतिथि) જેના ગમનાગમનની તિથિ નિશ્ચિત નથી તેને અતિથિ કહે છે એવો અતિથિ (यस्य गृहान्) જેને ઘેર (आगच्छेत्) આવે ત્યારે તે ગ્રહસ્થે (स्वयम्) પોતે (एनम्) તે અતિથિની (अभ्युदेत्य) સામે જઈને, નમસ્કાર આદિ કરીને ઉત્તમ આસન ઉપર બેસાડવો, અને પછી યોગ્ય સેવા કર્યા બાદ તેને (ब्रूयात्) આગળ લખ્યાપ્રમાણે પ્રશ્ન પૂછવા. (व्रात्य) હે પરોપકારનું વ્રત ધારણ કરનાર પુરુષપુરુષ ! (क्व वात्सीः) આપ ક્યાં રહ્યા હતા ? (व्रात्य) હે સજ્જન ! (उदकम्) આ ઉત્તમ જલ આપને માટે આણ્યુ છે (व्रात्य) વિદ્વદ્વર્ય ! જે પ્રમાણે જ્ઞાનામૃત પાઈને તમે અમને આનન્દિત કરો છો તેજ પ્રમાણે આ અમારા માણસો આપની સેવા કરીને આપની (तर्पयन्तु) તૃપ્તિ કરો (यथा) જે કંઇ (ते प्रियम्) આપને પ્રિય હેય તે સર્વ (तथास्तु) અમે આપને માટે કરીશું (तथा ते वश) જેમ આપને અનુકૂલ પડશે તેમ અમે કરીશુ (यथाते निकाम) જે તમારી ઇચ્છા હશે તે સર્વ (तथा अस्तु) પૂર્ણ કરવાને અમે યથા શક્તિ તૈયાર છિયે અને આપની સેવા કરીને આપને આનંદ આપીએ છિએ. અને તમે અમને જ્ઞાનોપદેશ કરી સુખ આપો આ પ્રમાણે આચરણ કરીને બન્ને જણ સુખી થઇએ

इत्यतिथियज्ञविषय ।

---

इति पञ्चमहायज्ञविषयः

## अथ ग्रन्थप्रामाण्याप्रामाण्यविषयः ।

સૃષ્ટિના આરંભથી આજસુધી નિષ્પક્ષપાતી, ધાર્મિક, રાગદ્વેષરહિત સદાચારી, સર્વના ઉપર ઉપકાર કરનારા, આર્ય, વિદ્વાન્ અને મહાત્માઓએ જે જે ગ્રંથ સ્વતઃ પ્રમાણ તથા જે જે ગ્રંથ પરતઃ પ્રમાણ માન્યા છે તે વિષયોની માહિતી આગળ આપી છે. ઈશ્વરપ્રણિત ગ્રંથ સ્વતઃપ્રમાણ અને મનુષ્યરચિત ગ્રંથ પરતઃ પ્રમાણ છે. પરમેશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને ભ્રમાદિ દોષરહિત હોવાથી તેણે નિર્માણ કરેલા ચાર વેદ સ્વતઃપ્રમાણ છે. તેમના પ્રામાણ્યને માટે બીજા કોઈપણ પ્રમાણની અવશ્યકતા નથી. જેમ સૂર્યની સિદ્ધિને સિદ્ધ કરવા બીજા પ્રકાશની આવશ્યકતા નથી, તેમજ વેદના પ્રામાણ્યને માટે વેદજ પુરતા છે, અન્ય ગ્રંથો આધુનિક હોવાથી તે ઉપરથી વેદનું પ્રામાણ્ય ઠરાવવું તે મોટી ભૂલ છે જે ગ્રંથ વેદની વિરુદ્ધ હોય-વેદના જ્ઞાન કરતાં વિરુદ્ધજ્ઞાન જેમાં છે તે સર્વ ગ્રંથ ત્યાજ્ય છે. વેદ અને અન્ય ગ્રંથમાં જ્યાં પરસ્પર વિરોધ આવે ત્યાં વેદજ પ્રમાણ માનવા. કારણ વેદ ઈશ્વરપ્રણિત, જ્ઞાનપૂર્ણ અને સ્વતઃ પ્રમાણ છે. બ્રાહ્મણ ગ્રંથ વેદનાં વ્યાખ્યાન છે; માટે તે વેદાનુકૂલ હોય તોજ પ્રમાણ માનવા. બ્રાહ્મણ ગ્રંથ અને વેદની અગીઆરસો સત્તાવિશ શાખાઓના વ્યાખ્યાનમય ગ્રંથોમાં જેટલો ભાગ વેદાનુકૂલ હોય તેટલોજ પ્રમાણ અને પ્રતિકૂલ હોય તેટલો અપ્રમાણ માનવો. એજ પ્રમાણ (૧) શિક્ષા (૨) કલ્પ, (૩) વ્યાકરણ, (૪) નિરુક્ત, (૫) છંદ અને (૬) જ્યોતિષ્ એ વેદનાં છ અંગ અને (૧) આયુર્વેદ ( વૈદ્યકશાસ્ત્ર ), (૨) ધનુર્વેદ ( શસ્ત્રાસ્ત્રવિદ્યા ), (૩) ગાંધર્વવેદ ( ગાનવિદ્યા ) અને (૪) અર્થવેદ ( શિલ્પશાસ્ત્ર ) એ ચાર ઉપવેદ એમના વિષે પણ જાણવું. ચરક, સુશ્રુત, નિઘંટુ આદિ આયુર્વેદના ગ્રંથ છે. ધનુર્વેદના ગ્રંથ પ્રાયઃ લુપ્ત થયા છે, તથાપિ શોધ અને પ્રયત્ન કરનારને તત્સંબંધી સર્વ વિદ્યા અને ક્રિયાની માહિતી હજી પણ થાય તેમ છે. અંગિરસાદિ ઘણા ઋષિઓના ગ્રંથ એ વિષય ઉપર હતા. પ્રયત્ન કરનારાઓએ, બીજી વિદ્યાની સિદ્ધિ ઉપર ધનુર્વેદની સિદ્ધિનું અવલંબન છે તે ભૂલવું જોઇએ નહિ. પદાર્થોના ગુણદોષ જાણ્યાપછી શસ્ત્રો અને અસ્ત્રો બનાવવાં કંઇ દુઃસાધ્ય નથી. ગાનવિદ્યા એને ગાંધર્વવેદ કહે છે એમાં નારદાદિ મુનિકૃત ગ્રંથો છે. અર્થવેદના ગ્રંથ વિશ્વકર્મા ત્વષ્ટા, મય આદિ ઋષિઓએ લખેલા છે. (૧) પાણિન્યાદિ મુનિકૃત શિક્ષા, (૨) માનવકલ્પસૂત્ર તે કલ્પગ્રંથ (૩) પાણિની કૃત અષ્ટાધ્યાયી, ધાતુપાઠ, ઉણાદિકોષ, પ્રાતિપદિક, ગણપાઠ, અને પતંજલી કૃત મહાભાષ્ય એ વ્યાકરણ ગ્રંથ. (૪) યાસ્કાચાર્ય કૃત નિઘંટુ અને નિરુક્ત, (૫) પિંગલાચાર્ય કૃત

છંદશાસ્ત્ર અને (૬) વસિષ્ઠાદિ મુનિપ્રણિત રેખા—બીજ ગણિતયુક્ત જ્યોતિષ્ શાસ્ત્ર આ ૭ વેદનાં અંગ છે. તેજ પ્રમાણે (૧) વ્યાસમુનિકૃત ભાષ્ય સહિત જૈમિની મુનિપ્રણિત કર્મકાંડ વિધાયક અને ધર્મધર્મિવ્યાખ્યામય પૂર્વમીમાંસા. (૨) પ્રશસ્તપાદ ભાષ્યસહિત કણાદમુનિકૃત વૈશેષિક દર્શન. એમાં ધર્મ અને ધર્મિનું પ્રતિપાદન વિશેષ કરેલું છે. (૩) વાત્સ્યાયન મુનિકૃત ભાષ્યસહિત ગૌતમ મુનિપ્રણિત ન્યાયશાસ્ત્ર એમાં સૃષ્ટિના પદાર્થોની પરીક્ષા કેવી રીતે કરવી તેનું જ્ઞાન છે. (૪) વ્યાસમુનિકૃત ભાષ્યસહિત પતંજલીમુનિપ્રણિત યોગદર્શન. એમાં પૂર્વમીમાંસા, વૈશેષિક–ન્યાય એ ત્રણે દર્શનકારોએ પ્રતિપાદન કરેલા પદાર્થોને સાક્ષાત્ કરવાનાં સાધનનું વર્ણન છે. (૫) ભાગુરિમુનિકૃત ભાષ્યસહિત કપિલાચાર્યકૃત સાંખ્યશાસ્ત્ર એમાં તત્વપરિગણના અને તતસંબંધી વિચારો છે. (૬) બૌદ્ધાયન વૃત્તિ આદિ વ્યાખ્યાસહિત વ્યાસમુનિકૃત વેદાંતદર્શન. એમા બ્રહ્મવિચારછે. આ પ્રમાણે વેદનાં ૭ ઉપાગ છે. એમનેજ ષડ્દર્શન પણ કહે છે. આ અંગ અને ઉપાંગ ગ્રંથોના પઠનથી વેદનુ અધ્યયન સુલભ થાય છે અને વેદાર્થ સમજવામાં મદદ મળે છે. તેજ પ્રમાણે ઉપનિષદોમા (૧) ઈશ, (૨) કેન, (૩) કઠ, (૪) પ્રશ્ન, (૫) મુંડક, (૬) માડૂક્ય, (૭) તૈત્તિરીય, (૮) ઐતરેય, (૯) છાંદોગ્ય અને (૧૦) બૃહદારણ્યક આ દશ ઉપનિષદો પ્રમાણભૂત છે. વેદ, વેદાંગ, ઉપાંગ અને ઉપનિષદ્ ગ્રંથના પઠનથી ચૌદ વિદ્યાઓ સાધ્ય થાય છે. તેમના પઠનથી જ્ઞાન અને ક્રિયાનુ સંપૂર્ણ જ્ઞાન મળે છે. તેથી માનસ વ્યવહાર અને બાહ્ય વ્યવહારમાં પુરૂષ ચતુર થઈને સર્વપ્રકારે મહાવિદ્વાન થાય છે, માટે ઇશ્વરપ્રણિત ચાર વેદ, વેદાનુકૂલ ઋષિપ્રણિત સત્યધર્મવિદ્યાયુક્ત, મંત્રવ્યાખ્યાનમય અને યુક્તિપ્રમાણસિદ્ધ બ્રાહ્મણગ્રંથ પ્રમાણભૂત ગણવા વેદના પ્રમાણને માટે કોઇપણ જાતની શંકા કરવી નહિ જોઇએ. પણ બીજા ગ્રંથ જે અલ્પવિદ્યા, પક્ષપાત અને ક્ષુદ્ર વિચારવાળા લોકોએ રચેલા હોય, તે ગ્રંથો સર્વથા અપ્રમાણ માનવા. આપ્ત પુરૂષોએ લખેલા ન હોય, વેદ વિરૂદ્ધ જેમાં વર્ણન હોય, યુક્તિ અને પ્રમાણથી ત્યાજ્ય માલૂમ પડે એવા ગ્રંથોને કોઇએ પણ પ્રમાણ માનવા નહિ.

(૧) રૂદ્રયામલાદિ મતની તમોવૃત્તિ કરનારા તંત્રગ્રંથ, (૨) બ્રહ્મવૈવર્તાદિક કલ્પિત ગાથાઓથી ભરેલા પુરાણો અને ઉપપુરાણો, (૩) મનુસ્મૃતિના પ્રક્ષિપ્તશ્લોકો તથા અન્ય સ્મૃતિગ્રંથ (૪) સારસ્વત, ચંદ્રિકા, કૌમુદી વગેરે વાદ વધારનારાં વ્યાકરણ ગ્રંથ, (૫) નિર્ણયસિંધુ વગેરે ક્ષુદ્ર

પોતાના નકામા મહત્વ વધારનારા ધર્મગ્રંથ, (૬) તર્કસંગ્રહ, જાગદીશી વગેરે ન્યાયાભાસગ્રંથ (૭) હઠયોગપ્રદીપિકા આદિ યોગગ્રંથ, (૮) સાંખ્યતત્વ કૌમુદી વગેરે આધુનિક સાંખ્યગ્રંથ, (૯) વેદાંતસાર, પંચદશી તથા યોગવાસિષ્ઠાદિ આધુનિક વેદાન્તગ્રંથ, (૧૦) મુહૂર્તચિંતામણી અને જન્મપત્રિકા ફલાદેશ ઇત્યાદિના સાધનીભૂત અને સર્વને ભ્રમસાગરમા નાખનાર જ્યોતિષ્ ગ્રંથ (૧૧) નિરુક્તિસ્નાનસૂત્ર વગેરે શ્રૌતસૂત્રોની સાથે વિરૂદ્ધતા રાખનારા પરિશિષ્ટગ્રંથ, (૧૨) કાર્તિકાદિ માસના મહાત્મ્ય બનાવનારા ગ્રંથો, એકાદશી, ભાગીરથ જલસેવન, ક્ષેત્ર યાત્રા, મૂર્તિદર્શન, નામસ્મરણ, જડમૂર્તિપૂજાદિ વ્યર્થ વ્રતોના મહાત્મ્ય વધારીને તેનાથી તત્કાલ મુક્તિ મળે છે અને સર્વ જન્મના પાતક નષ્ટ પામેછે એવા વિધાન કરનારા વસ્તુસ્થિતિ વિરૂદ્ધ ગ્રંથ, (૧૩) પાખંડમાર્ગ દર્શક સર્વ પુસ્તકો, (૧૪) નાસ્તિક ગ્રંથ અને આ વિનાના બીજા વેદ તથા યુક્તિ પ્રમાણ વિરૂદ્ધ સર્વ ગ્રંથોના પ્રમાણ માનવા યોગ્ય નથી વેદ, વેદાંગ અને ઉપાંગ તથા તેના ઉપરના ભાષ્યોનેજ તે તે શાસ્ત્રોમા પ્રમાણ સમજવા

પોતાની પુત્રી સરસ્વતીની સાથે વ્યભિચાર કર્યો આ વાત તદ્દન ખોટી છે. મૂળ કથા વેદમાં અલંકારરૂપે નીચે પ્રમાણે આવેલી છે —

**प्रजापतिर्वै स्वां दुहितरमभ्यध्यायद्दिवमित्यन्य आहुरुषसमित्यन्ये तामृश्यो भूत्वा रोहितं भूतामभ्येत्। तस्य यद्रेतस प्रथममुददीप्यत तदसावादित्यो भवत् ॥**

ऐ० ब्रा० पं० ३ कं० ३३।३४ ॥

**प्रजापतिर्वै सुपर्णो गरुत्मानेष सविता ॥**

श० कां० १० अ० २ ब्रा० ७ कं० ४

**तत्र पिता दुहितुर्गर्भं दधाति पर्जन्य. पृथिव्याः ॥**

निरु० अ० ४ खं० २१

**द्यौर्मे पिता जनिता नाभिरत्र बन्धुर्मे माता पृथिवी महीयम् । उत्तानयोश्चम्वोर्योनिरन्तरत्रा पिता दुहितुर्गर्भमाधात् ॥ ऋ० मं० १ सू० १६४ मं० ३३**

**शासद्वह्निर्दुहितुर्नप्त्यंङ्गाद्विद्वाँ ऋतस्य दीधितिं सपर्यन् । पिता यत्र दुहितुः सेकमृञ्जन्सं शग्म्येन मनसा दधन्वे ॥ ऋ० मं० ३ सू० ३१ मं० १**

અર્થઃ—( प्रजापति सविता ) આ નામ સૂર્યના છે તેની ( दुहिता ) પુત્રી (द्यौ અથવા उषा) પ્રભાતકાલ છે ( दुहिता શબ્દનો નિરુક્તમાં એવો અર્થ આપેલો છે કે ' दुहिता દૂર મૂકેલી ) દ્યૌ અથવા ઉષા પણ સૂર્યથી ઘણી દૂર હોય છે માટે તેને સૂર્યની દુહિતા—પુત્રી કહે છે, અથવા સૂર્યના પ્રકાશથીજ ઉષાની ઉત્પત્તિ હોવાથી સૂર્ય ઉષાનો પિતા અને ઉષા સૂર્યની પુત્રી એ પ્રમાણે રૂપક થયું ( ताम् रोहितम् ) એ ઉષા જ્યારે કિંચિત રક્તવર્ણયુક્ત થઇ ત્યારે કિરણના યોગ વડે સૂર્ય તેની પાસે જલદીથી ( अभ्यध्यायत् ) ગયો આ પ્રમાણે તેણે પ્રકાશ

રૂપી પુત્ર ઉત્પન્ન કર્યો અર્થાત્ ઉષા પ્રકાશની માતા અને સૂર્ય પિતા થાય. આદિત્ય પ્રકાશને કહે છે. તે ઉષામાં કિરણરૂપી વીર્ય સ્થાપનવડે પ્રકાશ અથવા દિવસરૂપી પુત્ર ઉત્પન્ન થયો. એ પ્રમાણે આ અલંકારનું તાત્પર્ય છે. પ્રાતઃકાલે પાંચ ઘડી રાત્રિ હોય છે ત્યારે આકાશનો જે ભાગ સૂર્યના પ્રકાશને લીધે લાલ થયેલો હોય છે તેને ઉષા કહે છે. તે સૂર્યથી ઉત્પન્ન થવાને લીધે તેને સૂર્યની પુત્રી પ્રમાણે માની; અને તેની સાથે સૂર્યનો સંયોગ થવાથી આદિત્ય—દિવસ અથવા પ્રકાશ નામક પુત્ર ઉત્પન્ન થયો. જે પ્રમાણે માતા પિતાથી સંતાનોત્પત્તિ થાય છે તેજ પ્રમાણે આ ઠેકાણે અલંકારની રચના કરી છે, એટલુંજ છે. તેજ પ્રમાણે વર્ષા અને પૃથ્વીનો પિતા પુત્રીનો સંબંધ છે. કારણ ( अद्भ्य. पृथिवी ) પાણીમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ એમ કહેલું છે. માટેજ પૃથ્વી વર્ષા અથવા પાણીની પુત્રી. તે પર્જન્ય વૃષ્ટિદ્વારા પૃથ્વીમાં વીર્યસ્થાપન કરે છે પછી પૃથ્વી ઔષધીને જન્મ આપે છે. આ પ્રમાણે વેદોમાં વસ્તુસ્થિતિના દર્શક રૂપકાલંકાર છે. એ વિષે ઉપર આપેલા વેદમંત્રો સ્પષ્ટ ખુલાસો કરે છે.—

( द्यौ. ) પ્રકાશ ( मे पिता ) મારો પાલક છે, ( जनिता ) સર્વ વ્યવહારોને ઉત્પન્ન કરનાર તેજ છે. આ પૃથ્વી ( माता ) માનકર્ત્રી છે. ( द्वयोः ) આ બે ( चम्वो ) પૃથ્વી અને પર્જન્યનાં સર્વ સૈન્યો ( उत्तानयोः ) ઉપર પ્રસરેલા છે, તેમાં પર્જન્યરૂપી પિતા ( दुहितु. ) પૃથ્વીમાં ( गर्भम् ) જલનું ( आधात् ) સેચન કરે છે. આખી પૃથ્વીમાં પાણીની વૃષ્ટિ કરીને ધાન્ય વધારવામા મદદ કરે છે. ( અર્થ અલંકાર પ્રમાણે જાણવો. ) ૧

( वह्निः ) અગ્નિમય સૂર્ય પિતા પૂર્વોક્ત ઉષારૂપી દુહિતામાં ( सेकम् ) કિરણરૂપી ગર્ભનું સ્થાપન કરીને દિવસરૂપી પુત્રની ઉત્પત્તિ કરે છે. ૨ આ પ્રમાણે રૂપકાલંકાર મૂલ વેદમાં હોવા છતાં અને બ્રાહ્મણ તથા નિરૂક્ત ગ્રંથોમાં તેની વ્યાખ્યા કરેલી હોવા છતા બ્રહ્મવૈવર્તાદિ ગ્રંથલેખકે ભ્રાંતિથી તેની કેવી કથા બનાવી અને દેવો પણ જારકર્મ કરે છે એવું અસત્ય વર્ણન કર્યું છે તેનો સ્પષ્ટ ખુલાસો આથી વાચકના મનને થશે માટે આવી વાતો કોઇએ ખરી માનવી નહિ.

ઉપર પ્રમાણે બીજી સતી અહલ્યાની કથા છે. દેવોના રાજા ઇંદ્રે ગૌતમ રૂષિની પત્નિ સતી અહલ્યાનીસાથે જારકર્મ કર્યું અને તેથી તેના શરીરમાં સહસ્ર ભાગ ( છિદ્ર ) પડ્યાં અને તેજ પ્રમાણે ગૌતમે અહલ્યાને પણ શાપ દીધો તેથી તે શિલા થઇ અને પછી કેટલેક કાલે ગમનના પગવડે રજ ઉડી તેના સ્પર્શથી

તે પુનઃ મનુષ્યત્વને પ્રાપ્ત થઇ વગેરે પ્રકારની કથાઓ પુરાણોમાં આવેલી છે; આ કલ્પિત કથા જે મૂલરૂપે વેદમાં છે તે નીચે પ્રમાણે છેઃ—

इन्द्रागच्छेति । गौरावस्कन्दिन्नहल्यायै जारेति । तद्यान्ये चास्य चरणानि तैरेवैनमेतत्प्रमुमोदयिषति ॥ शत० ३ कां० ३ प्र० ३ अ० ३ ब्रा० १ कं० १८ रेतः सोमः ॥ श० कां० ३ अ० ३ ब्रा० ५ कं० १

रात्रिरादित्यस्यादित्योदयेन्तर्धीयते ॥
निरु० अ० १२ खं० ११

सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्व इत्यपि निगमो भवति सोपि गौरुच्यते ॥ निरु० अ० २ खं० ६

जार आभगः जार इव भगमादित्योत्र जार उच्यते रात्रेर्जरयिता ॥ निरु० अ० ३ खं. १६

एष एवेन्द्रो य एष तपति ॥ श० कां० १ अ० ६ ब्रा. ३ कं. १८

અર્થઃ—( यः एषः ) જે આ ( तपति ) પ્રકાશ આપે છે, ભૂમિ ઉપરના સર્વ પદાર્થોને પ્રકાશિત કરે છે તેજ ( इन्दाति परमैश्वर्यवान् भवतीति इन्द्रः ) સૂર્ય પરમૈશ્વર્યવાન્ હોવાથી તેને ઇંદ્ર કહે છે,) અને એજ સર્વ દેવોનો સર્વ પ્રકાશનારા પદાર્થોનો રાજા છે. ( अहल्या-अहः लीयते अस्यां, अह्नि लीयमाना वा सा ) જે દિવસમાં લીન થઇ જાયછે. અથવા જેમાં દિવસ ગળી જાય છે તેને અહલ્યા અર્થાત્ રાત્રિ રહે છે. આ રાત્રિનો સૂર્ય તે જાર છે. અહલ્યા અર્થાત્ રાત્રિ કહે છે રાત્રિનો સૂર્ય તે જાર છે. જાર શબ્દનો અર્થ जारः जरयिता અર્થાત્ વયો હાનિ કરનાર એ પ્રમાણે છે. સૂર્ય રાત્રિની વય અર્થાત્ આયુષ્યનો નાશ કરે છે માટે રાત્રિનો અહલ્યાનો જાર તે સૂર્ય. ( अहल्या ) રાત્રિ ( गौतमः ) ચંદ્રની સ્ત્રી છે ગૌતમ શબ્દ ચંદ્રનો વાચક છે.( गच्छति इति गौः अतिशयेन गौः गौतमः चन्द्रः) અતિશય જલદી ચાલનારને ગૌતમ કહે છે. ચંદ્રની પણ ગતિ તેવી હોવાથી એને ગૌતમ કહેલો છે. ઉપરનો નિરૂક્તના ઉતારામાં ગૌશબ્દ ચંદ્રનો વાચક છે એમ સ્પષ્ટ બનાવ્યું છે. આ અહલ્યા ચંદ્રની સ્ત્રી સર્વ લોકોને સુખ આપે છે. અને તેના-

આયુનો નાશ સૂર્યના આગમનથી થાય છે આ ભાવાર્થ ઉપરના ઉતારા ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે એમ છતાં પૌરાણિકોએ ઇંદ્રને વ્યભિચાર અને સાધ્વી અહલ્યાને દુરાચારનું કલંક લગાડયું છે. આના પ્રકારની વેદવિરૂદ્ધ કથાઓ પુરાણોમા ઘણી છે.

પુરાણોમાં વૃત્રાસુરની પણ એક એવીજ કથા આવે છે તે આરીતની છે – એક દેહધારી ઇંદ્ર દેવોનો રાજા હતો તેને ત્વષ્ટાના પુત્ર વૃત્રાસુર જોડે યુદ્ધ થયું. વૃત્રાસુર ઇંદ્રને ગળી ગયો તેથી દેવોને મહાભય લાગ્યો અને તેઓ વિષ્ણુને શરણે ગયા વિષ્ણુએ તેમને ઉપાય કહ્યો કે " હું સમુદ્રના ફેનમાં પ્રવેશ કરૂં છું. તે ફેનનો પ્રયોગ કરવાથી વૃત્રાસુર નાશ પામશે " આવી રીતની અસંબદ્ધ કથા પુરાણનામધારી પણ વાસ્તવમા નવીન ગ્રંથોમા પુષ્કળ છે તે સર્વ મિથ્યા છે જે વૈદિક આધાર ઉપરથી તે રચેલી છે તે તે મંત્રોમાં આ મિથ્યા કથા કરતાં જૂદોજ અર્થ અને ભિન્ન અલંકાર માલૂમ પડે છે. એ મંત્રો નીચે પ્રમાણે છે —

इन्द्रस्य नु वीर्याणि प्रवोचं यानि चकार प्रथमानि वज्री । अहन्नहिमन्वपस्ततर्द प्र वक्षणा अभिनत्पर्वतानाम् ॥ १ ॥ अहन्नहिं पर्वते शिश्रियाणं त्वष्टास्मै वज्रं स्वर्यं ततक्ष । वाश्रा इव धेनवः स्यन्दमाना अञ्जः समुद्रमव जग्मुरापः ॥ २ ॥ ऋ० मं० १ सू० ३२ मं० १ । २.

અર્થ— (इन्द्रस्य) સૂર્ય અથવા પરમેશ્વરનું (वीर्याणि) પરાક્રમ હું (प्रवोचम्) કહું છું. જે (प्रथमानि) પૂર્વથી (वज्री) પ્રકાશમય અથવા પ્રાણના આધારરૂપ સૂર્ય (चकार) બનાવે છે (वीर्यं वै वज्र. श० का० ७ अ० ४) વીર્ય એજ વજ્ર છે તેણે (अहिम्) મેઘને (अहन्) માર્યો-મેઘનું શરીર છિન્નભિન્ન કર્યું તેથી (अनु) પૃથ્વીપર (अनु अपः) પાણીની (ततर्द) વર્ષા થઇ. આ વર્ષાદ વરસાવવો તે સૂર્યનું કામ છે. તે વર્ષાનો અર્થ તૂ વરસાદ પડ્યો. મેઘમાથી વર્ષા થઇ ને (ततर्द - तर्दादिकोनो नाश थयो. "ततर्द" પાણીના (प्रवक्षणाः) નદીના પ્રવાહરૂપે છે. "ततर्द" શબ્દનો મૂળ અર્થ " નાશ કર્યો " એ પ્રમાણે છે. આ નદીઓ (पर्वतानाम्)

મેઘથી ( अभिनत् ) ઉત્પન્ન થઈ હતી-મેઘના શરીરના નાશથી અર્થાત્ વર્ષાથી વહેવા લાગે છે મેઘ અને નદી તે વૃત્રાસુરનું શરીર ( त्वष्टा ) સૂર્ય એ ( अहिम् ) મેઘનો ( अहन ) નાશ કર્યો ( अस्मै ) આ વૃત્રાસુરના-મેઘના-નાશને માટે ( पर्वत शिश्रियाणाम ) મેઘમાંજ રેહેનાર (स्वर्यम्) પ્રકાશમય ( वज्रम् ) સ્વકિરણજન્ય વિદ્યુતરૂપી શસ્ત્ર ફેંકી તે મેઘસ્વરૂપી વૃત્રાસુરનો તે ( ततक्ष ) નાશ કરે છે અર્થાત્ મેઘને છિન્નભિન્ન કરીને જમીન ઉપર પાડે છે જમીન ઉપરના જલબિંદુઓને પોતાના કિરણોદ્વારા તેજ સૂર્ય આકાશમાં લઈ જાય છે માટેજ ( त्वष्टा ) સૂર્ય એ વૃત્રાસુર-મેઘનો-પિતા કહેવાય છે ( आप ) તે વરસાદનું પાણી ( समुद्रम ) સમુદ્રપર્યંત ( अवजग्मु ) વહેતું વહેતું જાય છે એ પાણી ( अज ) વ્યક્ત અને ( स्यन्दमाना ) ચંચલ હોય છે ( वाश्रा ) વાછરડાને મળવાની ઇચ્છા વાળી જનારી ( धनव ) ગાયોના વેગની પેઠે તે નદીઓ સમુદ્રને જઈને મળે છે પાણીજ વૃત્રાસુરનું શરીર-વૃત્રાસુરનું હનન અર્થાત્ જલવૃષ્ટિ એજ સૂર્યનું મહાન્ અને સ્તુત્ય કૃત્ય છે

अहन् वृत्रं वृत्रतरं व्यंसमिन्द्रो वज्रेण महता वधेन। स्कन्धांसीव कुलिशेना विवृक्णाहिः शयत उपपृक् पृथिव्याः॥३॥ अपादहस्तो अपृतन्यदिन्द्रमास्य वज्रमधि सानौ जघान वृष्णो वध्रिः प्रतिमानं बुभूषन्पुरुत्रा वृत्रो अशयद्व्यस्तः॥४॥

यदवर्त्तत तद्वृत्रस्य वृत्रत्वमिति विज्ञायते यदवर्धत तद्वृत्रस्य वृत्रत्वमिति विज्ञायते ॥ निरु० अ० २ खं० १७ ॥

(इन्द्रः) મેઘનો નાશ સૂર્યવડે થાય છે. માટે મેઘને ઇંદ્રશત્રુ કહે છે. જો કે ઐતિહાસિકલોક ત્વષ્ટૃપુત્ર રાક્ષસનેજ વૃત્રાસુર કહેતા હોય તો પણ નિરુક્તકારોની નિશ્ચયાત્મક સંમતિ તો એજ છે કે મેઘ તેજ વૃત્ર છે. અર્થાત્ વૃત્રને ઇંદ્રએ માર્યો એથી સૂર્યએ મેઘનો નાશ કર્યો એટલોજ અર્થ સમજવાનો છે. વૃત્ર શબ્દના અર્થ વ્યાપનાર, હોનાર તથા વધનાર એ પ્રમાણે છે. આ પ્રમાણે નિરુક્તમાં વૃત્ર વિષે સ્પષ્ટિકરણ આપેલું છે.

અર્થઃ—(इन्द्रः) સૂર્યએ (महता वधेन) અત્યંત તીક્ષ્ણ (वज्रेण) વિદ્યુતકિરણરૂપી અસ્ત્રવડે (वृत्रतरम्) અત્યંત બલવાન, ચોતરફ વ્યાપક (वृत्रम्) મેઘને (व्यंसम्) છિન્ન ભિન્ન કરીને (अहन्) નાશ કર્યો. તેથી તે (अहिः) મેઘ (पृथिव्याः) ભૂમિ ઉપર (कुलिशेन) શસ્ત્રોથી છિન્નભિન્ન થયેલો (आशयते) સૂતો અર્થાત્ મેઘનાં વિદ્યુત્ શક્તિવડે જલરૂપી કણો બનીને પૃથ્વીઉપર પ્રસર્યાં. ચોથા મંત્રમાં પણ એજ ભાવાર્થ છે (अपाद–हस्त व्यस्तः) સૂર્યએ છિન્નભિન્ન કરેલો (वृत्रः) મેઘ પૃથ્વી ઉપર (अशयत्) સૂતો ઇત્યાદિ નિઘંટુમાં વૃત્ર શબ્દનો મેઘ એવો અર્થ આપેલો છે. તેનો નાશક સૂર્ય છે માટે મેઘને (इन्द्रशत्रु) પણ કહે છે. સૂર્ય, ત્વષ્ટા અને ઇંદ્ર એ સૂર્યનાંજ પર્યાયવાચી નામો છે. સૂર્યનાં કિરણોના યોગથીજ બાષ્પમય મેઘ બને છે માટે મેઘને ત્વષ્ટૃપુત્ર કહે છે. કારણ કે સૂર્યનેજ ત્વષ્ટા કહે છે. સૂર્યનાં કિરણોવડેજ મેઘ બને છે અને તેનાથીજ ઉત્પન્ન થનારી વિદ્યુત્ શક્તિવડે વર્ષા થાય છે, તેથી નદીઓ વહે છે અને સમુદ્રને જઇ મળે છે વૃત્ર શબ્દનો અર્થ સ્વીકારવા યોગ્ય, પ્રકાશનું આવરણ એ પ્રમાણે પણ થાય છે.

अतिष्ठन्तीनामनिवेशनानां काष्ठानां मध्ये निहितं शरीरम् । वृत्रस्य निण्यं विचरन्त्यापो दीर्घंतम आशयदिन्द्रशत्रुः ॥ ५ ॥ नास्मै विद्युन्न तन्यतुः सिषेध न यां मिहमकिरद्धादुनिं च । इन्द्रश्च यद्युयुधाते अहि-

श्वोताप्ररीभ्यो मघवा विजिग्ये॥६॥

ऋ० मं० १ सू० ३२ मं० १०।१३.

( આ પ્રકારના વૃત્ર વિષયક મંત્રો વેદમાં પુષ્કળ છે. )

वृत्रो ह वा इद ँ सर्वं वृत्वा शिश्ये । यदिदमन्तरेण द्यावापृथिवी स यदिद ँ सर्वं वृत्वा शिश्ये तस्माद् वृत्रो नाम॥ तमिन्द्रो जघान । स हतः पूतिः सर्वत एवाऽपोऽभिसुस्राव सर्वत इव ह्यय ँ समुद्रस्तस्माद्ु हैका आपो बीभत्सां चक्रिरे ता उपर्युपर्यतिपुप्रुविरेऽत इमे दर्भास्ता हैता अनापूयिता आपोस्ति वा इतरासु स ँ सृष्टमिव यदेनावृत्रः पूतिरभिप्रास्रवत्तदेवासामेताभ्यां पवित्राभ्यामपहन्त्यथ मेध्याभिरेवाद्भिः प्रोक्षति तस्माद्वा एताभ्यामुत्पुनाति॥ श० कां०१ अ०१ ब्रा०३ कं०४।५।

तिस्र एव देवता इति नैरुक्ताः। अग्निः पृथिवीस्थानो वायुर्वेन्द्रोवान्तरिक्षस्थानः सूर्यो द्युस्थान इति॥ निरु० अ० ७ खं० ५.

અર્થઃ—આકાશ અને પૃથ્વીના મધ્યભાગમાં મેઘરૂપે રહેનાર પાણી તે વૃત્રાસુરનું શરીર છે. કારણ એ ત્યાંની પોલાણમાં વ્યાપીને રહે છે. તેને ( इन्द्र. ) સૂર્ય મારે છે. ( आपः अभिप्रसुस्राव ) તેના શરીરમાંથી પાણીની વૃષ્ટિ થાય છે. આ પાણી ઘણું પવિત્ર સ્વરૂપ હોય છે. ઇત્યાદિ. તેમજ ( तिस्र एव देवता० ) નિરૂક્તના મતે દેવતા ત્રણ છે. પૃથ્વી ઉપર અગ્નિજ દેવતા, અંતરિક્ષમાં વીજળી કિંવા વાયુ અને દ્યુલોકમાં સૂર્ય એ ત્રણ દેવતા છે. એ પ્રમાણે વેદાંત ગ્રંથોમાં પ્રકૃત વિષયો સંબંધી વિવેચન છે ( अतिष्ठन्तीनाम् काष्ठानाम् ) સર્વ દિશાઓમાં ( वृत्रस्य ) મેઘનું ( दीर्घं तमः ) અંધકારમય ( शरीरम् ) શરીર ( निहितम् ) ભરેલું છે પાણીથી ભરેલાં કાળાં વાદળો આકાશમાં ચારે બાજુએ આવ્યાં છે. ( आपः ) જલયુક્ત તે મેઘ ( विचरन्ति ) આગ તેમ વાયુના યોગથી ફરે છે. ( इन्द्रशत्रुः ) સૂર્યની સાથે શત્રુતા રાખનાર મેઘ સૂર્યના કિરણોવડે

છિન્નભિન્ન થઇને પૃથ્વીઉપર ( आशयत ) વર્ષારૂપે પડે છે. ૫ વૃત્રએ ફેંકેલી ( विद्युत ) વીજળી અને ( तन्यतु ) કરેલી ગર્જના એ એના યોગથી ( अस्मै ) આ સૂર્યનો ( न सिषेध ) પરાભવ થઇ શકતો નથી ( अहि ) મેઘ અને ( इन्द्र ) સૂર્ય એ બન્ને ( युयुधाते ) પરસ્પર યુદ્ધ કરે છે જે વખતે મેઘ વધતે છે અને આકાશના વ્યાપે છે તે વખતે સૂર્યનુ તેજ ઝાખુ પડે છે પણ જ્યારે સૂર્યનુ તેજ વધે છે ત્યારે મેઘને પાછા હઠવુ પડે છે સર્વદા ( मघवा ) સૂર્યલોક ( विजिग्ये ) વિજય થાય છે, અને મેઘને હારીને નીચે પડવુ પડે છે ૬ પ્રમાણે ... એના ઉત્તાનનો નાસ્ક્ત અર્થ —

( वृत्र ) મેઘ સવના ઉપર ( वृत्वा ) આવરણ કરીને ( तिष्ठति ) ... કરે છે માટે એને વૃત્ર કહે છે એનો ( इन्द्र ) સૂર્ય નાશ કરે છે ( स हत ) તેના નાશ થયા પછી પૃથ્વી ઉપર તે પર્જન્યરૂપે પડે છે અને કાષ્ઠતૃણાદિકની સાથે સયોગ પામીને ( पूति ) દુર્ગન્ધ પેદા કરે છે મેઘજ જ્યારે આકાશમા હોય છે ત્યારે તે ( आप ) પાણીની ( अभिप्रसुताप ) ન્હા કરીને ... પાણી ( समुद्र ) સમુદ્રમા જાય છે. અને ત્યાજ તેને વારાભય ... સ્વરૂપ પ્રાપ્ત થાય છે આ પ્રમાણે પૃથ્વી, નદી અને સમુદ્રમાનુ પાણી સૂર્યના કિરણોદ્વારા ( उपार उपार ) ઉપર આકાશમા જાય છે અને ત્યા તેના વાદળા નવીન રૂપ થાય છે ( त इमे ) તેના થી આ ( इमा ) સર્વ દુર્લાદિક ઔષધ અને વનસ્પતિ થાય છે ઇત્યાદિ આ પ્રમાણે આ કથાદિનો વેદના વિચાર છે પણ એની ઉપર ઉટપટાગ કલ્પના કરીને બ્રહ્મવૈવર્તાદિ પુરાણોમા વૃત્રાસુર વગેરેની ખોટીજ કથાઓ નાખી છે એમા સત્યનો અશ પણ નથી, અને તેઓ ઇતિહાસ તરીકે પણ ગણાય તેમ નથી માટે એવા ગ્રથો આદરણીય નથી

### દેવ અને રાક્ષસો વિષે

ઉપરની કથાઓની પેઠેજ નવીન ગ્રથોમા જે અનેકવિધ દેવાસુરસગ્રામ -થાઓ લખેલી છે તે પણ મિથ્યાજ છે માટે તે બુદ્ધિમાનોને માનવા યોગ્ય નથી

**देवासुराः सयत्ता आसन् ॥ शा० कां० १२ अ० २ ब्रा० ९, कं० १**

સત્યવાદી, સદાચારી અને સત્યના પક્ષપાતીને દેવ અને તેનાથી વિરૂદ્ધને રાક્ષસ કહે છે આ બે ભેદ મનુષ્યોમાજ છે એ બે પ્રજાના રાજ્યાવસ્થા લો

જેમાં હમેશાં કલહ ચાલતો હતો—હાલમાં પણ ચાલે છે અને ભવિષ્યમાં પણ ચાલશે. *

**असुरानभिभवेम देवा असुरा असुरता स्थानेष्वस्ता स्थानेभ्य इति वापि वासुरिति प्राणनामास्तः शरीरे भवति तेन तद्वन्तः। सोऽर्द्देवानसृजत तत्सुराणां सुरत्वमसोरसुरानसृजत तदसुराणामसुरत्वमिति विज्ञायते॥ निरु० अ० ३ खं० ८**

**देवानामसुरत्वमेकत्वं प्रज्ञावत्त्वं वा नवत्त्वं वापि वासुरिति प्रज्ञानामास्यत्यनर्थानस्ताश्चास्यामर्था असुरत्वमादिलुप्तम्॥ निरु० अ० १० खं० ३४**

અર્થઃ—સદસદ્વિવેકાત્મક મન અને પ્રાણનો વિરોધ છે. મનનશીલ મન તે દેવ અને બાહિર્ પ્રવૃત્તિમય હોવાથી પ્રાણને રાક્ષસ કહે છે. માટે મન પ્રાણને તાબામાં રાખવો જોઇએ, નહિતો તે ઉદ્ધત થઇને સર્વને ત્રાસ આપ્યાવિના રહેતો નથી. પરમેશ્વરે ( सोः ) પ્રકાશમય તત્વમાંથી ( देवान् ) મન અને પાંચ જ્ઞાનેન્દ્રિયોને ઉત્પન્ન કરી અને ( असो. ) અજ્ઞાનમય પૃથ્વી આદિ તત્વોમાથી

* " साक्षराः " આ શબ્દ દેવનો વાચક છે. કારણ કે अक्षरेण ब्रह्मणा सहिताः साक्षराः ॥ દેવ એ પરબ્રહ્મની સાથે ઉપાસના દ્વારા જોડાયલા હોય છે. साक्षराः નો ઉલટો राक्षसाः એ શબ્દ છે અર્થાત્ " પરબ્રહ્મ, વેદ અને સત્યની વિરૂદ્ધ હોનારા " એ પ્રમાણે એ શબ્દનો અર્થ છે. ખરા ખોટાનો વિચાર ન કરતાં પોતાનુંજ હિતચાહનાર અને પોતાના સુખને માટે બીજાઓને રસાતલમાં પહોંચાડનારને રાક્ષસ કહે છે. મહારાજા ભર્તૃહરીજી પણ કહે છે કેઃ—

**तेऽमी मानव राक्षसाः परहित स्वार्थाय निघ्नन्ति ये।**

એટલે કે પોતાના હિતને ખાતર પારકાના હિતનું હનન કરનારા મનુષ્યોને રાક્ષસ કહે છે. આપણા લોકોનું માનવું એવું છે કે હબશીઓના જેવા બેડોળ ઘાટવાળા હોય તેને રાક્ષસ કહે છે. આ સમજ ભૂલ ભરેલી છે. કારણ કે રાક્ષસોમાં પણ સ્વરૂપવાળા ઘણા હોય છે; અને તે પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોમાંથીજ થયેલા હોય છે. જેમ કે રાવણ બ્રાહ્મણનો પુત્ર હતો. વેદ પણ જાણતો હતો. પરન્તુ સ્વાર્થસાધક અને લંપટ હોવાને લીધે એને રાક્ષસ કહ્યો છે.

(असुरान्) પાંચ કર્મેન્દ્રિયોને ઉત્પન્ન કરી. માટે આ એઓમાં એટલો નિત્ય વિરોધ છે દેવોમાં પ્રકાશક તત્વ ઐક્ય, બુદ્ધિમત્તા તથા કલ્પકતા ઇત્યાદિ સદ્ગુણો હોયછે.

सोर्चञ्छ्राम्यंश्चचार प्रजाकामः। स आत्मन्येव प्रजातिमधत्त स आस्येनैव देवानसृजत ते देवा दिवमभिपद्यासृज्यन्त तद्देवानां देवत्वं यद्दिवमभिपद्यासृज्यन्त तस्मै ससृजानाय दिवेवास तद्वेव देवानां देवत्वं यदस्मै ससृजानाय दिवेवास। अथ योयमवाङ्प्राणः। तेनासुरानसृजत त इमामेव पृथिवीमभिपद्यासृज्यन्त तस्मै ससृजानाय तम इवास। सोऽवेत्। पाप्मानं वा असृक्षि यस्मै मे ससृजानाय तम इवाभूदिति तांस्तत एव पाप्मना विध्यत्ते तत एव पराभवस्तस्मादाहुर्नैतदस्ति यद्देवासुरं यदिदमन्वाख्याने त्वदुद्यत इतिहासे त्वत्ततो ह्येव तान् प्रजापतिः पाप्मना विध्यत्ते तत एव पराभवन्निति। तस्मादेतदृषिणाभ्यनूक्तम्। न त्वं युयुत्से कतमच्चनाहर्न तेऽमित्रो मघवन् कश्च नास्ति। मायेत्सा ते यानि युद्धान्याहुर्नाद्य शत्रुं ननु पुरा युयुत्स इति। स यदस्मै देवान्त्ससृजानाय दिवेवास तदहरकुरुताथ यदस्मा असुरान्त्ससृजानाय तम इवास ता रात्रिमकुरुत ते अहोरात्रे। स ऐक्षत प्रजापतिः॥

श० कां० ११ अ० १ ब्रा० ६ कं० ७-८-९-१०-११-१२

ભાવાર્થઃ—(प्रजाकामः) સૃષ્ટિ ઉત્પન્ન કરવાની બુદ્ધિથી પરમેશ્વરે (आस्येन) અગ્નિ પરમાણુમય કારણ પ્રકૃતિમાથી (देवान्) પ્રકાશ આપનાર સૂર્યાદિક ગોળ બનાવ્યા તે (दिवम्) પ્રકાશને (अभिपद्य) પ્રાપ્ત થઇને તેના યોગે (असृज्यन्त) સર્વ વ્યવહાર કરે છે પ્રકાશજ દેવોનુ દેવત્વ છે. પ્રાણ અને પૃથ્વી આદિ લોક એમનામાથી પ્રકાશરહિત સૃષ્ટિ ઉત્પન્ન થઇ. તેમણે પૃથ્વીઉપર આવીને ઔષધિ, વનસ્પતિ વગેરે સૃષ્ટિને ઉત્પન્ન કરી. પ્રકાશ આપનાર અને તેનો નિરોધ કરનારની વચ્ચે નિત્યનોજ વિરોધ છે તેમજ પુણ્યાત્મા, ધર્માત્મા

મનુષ્યને દેવ અને પાપી લોકોને રાક્ષસ કહેવાય છે. એમનો પણ કલહ પૂર્વાપર છે. એજ પ્રમાણે દિવસ તે દેવ અને રાત્રિ તે રાક્ષસી એ બેનો વિરોધ ચાલુજ છે.

देवाश्च वा असुराश्च । उभये प्राजापत्याः प्रजापतेः पितुर्दायमुपेयुः ॥ श० कां० १ अ० ७ ब्रा० ५ कं० २२.

द्वया ह प्राजापत्याः देवाश्चासुराश्च ततः कानीयसा एव देवा ज्यायसा असुराः । यदेवेदमप्रतिरूपं वदति स एव स पाप्मा॥ श० कां० १४ अ० ३ ब्रा० ४ कं० १।४

ऊर्गिति देवा मायेत्यसुराः॥श०कां०१०अ०५ब्रा०६कं०२०
प्राणा देवाः ॥ श० कां० ६ अ० २ ब्रा० ३ कं० १५
प्राणो वा असुस्तस्यैषा माया॥ श० कां०६ ब्रा०४कं०६
विद्वा्ँसो हि देवाः ॥ श० कां० ३ अ०७ ब्रा०६ कं०१०

ભાવાર્થ —દેવ અને અસુર એમની એકતા કદી પણ થવાની નહિ. કારણ કે તેમનો એક બીજાનો સ્વભાવજ વિરૂદ્ધ છે. ( हि ) ખરેખર ( विद्वांस. ) વિદ્વાન લોકજ ( देवा ) દેવ છે વિદ્વાન્ જ્ઞાનવડે પ્રકાશે છે માટે તે દેવ છે અને અવિદ્વાન અજ્ઞાનાંધકારથી યુક્ત હોવાથી રાક્ષસ છે. એ એમનામાં પરસ્પર વિરોધ હોવાનોજ.એ બને ( प्राजापत्या. ) પરમેશ્વરના પુત્રવત્ છે તેમાં (ज्यायसा. असुरा ) પ્રાણાદિક અસુર જ્યેષ્ઠ—વડીલ છે કારણ કે એ વાયુ—અગ્નિ આદિ સર્વેના પહેલાં ઉત્પન્ન થયા છે. તેમજ જન્મથી મનુષ્ય અવિદ્વાન્ હોય છે અને પછીથી વિદ્વાન્ થાય છે માટે પણ વિદ્વત્તા કરતાં અવિદ્વત્તા મોટી છે. માટે રાક્ષસ એ વડીલ અને દેવ પાછળથી થયેલા હોવાથી નાના સમજવા એજ પ્રમાણે બીજા પક્ષમાં સૂર્યાદિક દેવ વડીલ અને પૃથ્વી આદિ અસુર નાના સમજવા. તત્પર્ય કે જેમાં જ્ઞાન, પ્રકાશ ઇત્યાદિ ગુણ માલૂમ પડે છે તે દેવ અને જેમાં અજ્ઞાન, ક્રૂરતા, અંધકાર ઈત્યાદિ દુર્ગુણ જોવામાં આવે તે રાક્ષસો કહેવાય છે. આ પ્રમાણે જોતાં રાક્ષસો પૂર્વે હતા અને હવે નથી એમ નથી આજકાલ પણ પૂર્વે પ્રમાણેજ છે. ( અસુ તથા પ્રાણ એ શબ્દોના દેવ અને રાક્ષસ એવા બન્ને અર્થ છે. )

द्वयं वा इदं न तृतीयमस्ति सत्यं चैवानृतं च सत्यमेव देवा अनृतं मनुष्याः इदमहमनृतात्सत्यमुपैमीति तन्मनुष्येभ्यो देवानुपैति

स वै सत्यमेव वदेत्। एतद्ध वै देवा व्रतं चरन्ति यत्सत्यं तस्मात्ते यशो यशो ह भवति। य एवं विद्वान् सत्यं वदति। मनो ह वा देवा मनुष्यस्य॥ श० कां० १ अ० १ ब्रा० १ कं० ४। ५। ७।

ભાવાર્થઃ—જેને સત્ય પ્રિય છે તે દેવ અને અસત્યપ્રિય છે તે મનુષ્ય કિંવા રાક્ષસજે જે માત્ર શરીરનીજ કાળજી રાખનારા, સ્વાર્થસાધનમાં તત્પર, માયાવી, કપટી, દુષ્ટ અને ક્રૂર હોય તેમને રાક્ષસ કહે છે; અને જે પરોપકારશીલ, નિષ્કપટી, પરદુઃખ ભંજન, દયાળુ, ધાર્મિક અને શાંત હોય તેમને દેવ કહે છે. એમનો વિરોધ નિત્યનો હોવાથી બ્રાહ્મણ ગ્રંથોમાં "તેઓ દરરોજ લડે છે" એ પ્રમાણે લખ્યું છે તે સર્વ લાક્ષણિક છે. એના શાબ્દિકઅર્થ કરતાં ભાવાર્થ ખરો છે. આ ખરો અર્થ છોડીને તેના ઉપરથી ખોટીજ બનાવી કાઢેલી જે પૌરાણિક કથાઓ છે તે સર્વે ત્યાજ્ય છે. માટે તેમને ત્યાજ્ય માનીને સર્વેએ મૂળનો વૈદિક ભાવાર્થ લક્ષમાં રાખવો જોઇએ.

ઉપર પ્રમાણેજ કશ્યપ ગયાશ્રાદ્ધ અને તીર્થાદિની કથાઓ પણ બ્રહ્મવૈવર્તાદિ ગ્રંથોમાં વેદાદિ સત્યશાસ્ત્રોથી વિરૂદ્ધ છે. જેમ કેઃ—મરીચિનો પુત્ર કશ્યપ ઋષિ દક્ષપ્રજાપતિની તેર કન્યાઓ સાથે પરણ્યો તેમાથી દિતી નામની કન્યાને પેટે દૈત્યો, અદિતીને પેટે આદિત્ય, દનુને પેટે દાનવો, કદ્રૂનેપેટે સર્પ, વિનતાને પક્ષીઓ અને બીજી કન્યાઓને પેટે વાંદરાં, રીંછ તથા વૃક્ષાદિકની ઉત્પત્તિ થઇ. આ પ્રમાણે અજ્ઞાનનો વધારો કરનારી યુક્તિપ્રમાણ વિરૂદ્ધ અને અસંભવ કથાઓ પુરાણોમાં વર્ણવેલી છે તે સર્વ મિથ્યાજ છે.—

स यत्कूर्मो नाम। प्रजापतिः प्रजा असृजत यदसृजताकरोत्तद्यदकरोत्तस्मात्कूर्मः कश्यपो वै कूर्मस्तस्मादाहुः सर्वाः प्रजाः काश्यप्य इति॥ श० कां० ७ अ० ५ ब्रा० १ कं० ५

અર્થ—(प्रजापतिः) પરમેશ્વરે આ સર્વે પ્રજા-સર્વ સૃષ્ટિ (असृजत) ઉત્પન્ન કરી માટેજ તે જગન્નિયંતાને (कूर्म) કૂર્મ કહે છે. (કૂર્મ એટલે કરનારો.) (कश्यप) તેજ પરમેશ્વરને "કશ્યપ" કહે છે અને આ સઘળી પ્રજાઓ

અર્થાત્ સૃષ્ટિમાત્ર એનાથીજ ઉત્પન્ન થઇ છે માટે સર્વે પ્રજા કશ્યપથી ઉત્પન્ન થઇ છે એમ કહેવાનો વહિવટ પડી ગયો છે.

पश्यतीति पश्यकः। पश्यक एव कश्यपः ॥

આ પ્રમાણે આદ્યંતાક્ષરવિપર્યય* થઇને " કશ્યપ " શબ્દ થયો છે માટે એનો અર્થ દૃષ્ટા, સર્વસાક્ષી છે. અર્થાત્ કશ્યપ શબ્દ ઉપરથી સર્વજ્ઞ પરમેશ્વરની પૂર્ણ કલ્પના થાય છે. આજ પ્રમાણે ગયાદિ તીર્થો વિષે પણ છે તેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

प्राणो वै बलं तत्प्राणे प्रतिष्ठितं तस्मादाहुर्बलꣳसत्यादोजीय इत्येवं वेषा गायत्र्यध्यात्मं प्रतिष्ठिता ॥ सा हैषा गयांस्तत्रे । प्राणा वै गयास्तत्प्राणांस्तत्रे तद्यद्गयांस्तत्रे तस्माद् गायत्रीनाम श० कां० १४ अ० ८ ब्रा० १ कं० ६।७ तीर्थमेव प्रायणीयोऽतिरात्रस्तीर्थेन हि प्रस्नान्ति । तीर्थमेवोदय..ऽतिरात्रस्तीर्थेन ह्युत्स्नान्ति ॥ श० कां० १२ अ० २ ब्रा० ५ कं० १।५॥ गय इत्यपत्यनामसुपठितम् ॥ निघं० अ० २ खं० ४॥ अहिंसन्सर्वभूतान्यन्यत्र तीर्थेभ्य इति छान्दोग्योपनि० ॥ समानतीर्थेवासी ॥ अष्टाध्या० अ० ४ पा० ४ सू० १०८

त्रयः स्नातका भवन्ति । विद्यास्नातको व्रतस्नातको विद्याव्रतस्नातकश्चेति ॥ यो विद्यां समाप्य व्रतमसमाप्य समावर्त्तते स व्रतस्नातक इत्यादि ॥ पारस्करगृह्यसूत्रे.

नमस्तीर्थ्याय च । ये तीर्थानि प्रचरन्ति सृकाहस्ता निषङ्गिणः ॥ यजुः० अ० १६ मं० ६१

અર્થઃ—ગયાશ્રાદ્ધ એટલે શું તે ઉપરનાં પ્રમાણો ઉપરથી સ્પષ્ટ માલુમ

* આદ્યંતાક્ષરવિપર્યય એટલે પ્રથમનો અક્ષર અંતમાં જાય અને અંતનો પ્રથમના સ્થાનમાં આવે. આવા આદ્યંતાક્ષરવિપર્યય સંસ્કૃતભાષામાં પણ છે. જેમ કે—हिंसेः सिंहः । कृतेस्तर्कुः । ઇત્યાદિ હિંસ ધાતુ ઉપરથી સિંહ અને કૃતિ ઉપરથી તર્કુ. આદ્યંતાક્ષરવિપર્યયને સંસ્કૃતમાં વ્યત્યય કહે છે; અને તે અષ્ટાધ્યાયીના "छन्दस्युभयथा" એ પ્રત્યાહાર સૂત્ર ઉપરના व्यत्ययमाहोपजनविकारेष्वदर्शनं च। મહાભાષ્ય. અ० १ પા० १ આ० २ એ વચન નડે થાય છે.

પછી અને ગયા તીર્થ વિષે વૈદિક કલ્પના શું હતી તે પણ સમજાશે. પ્રાણનેજ ગયા કહે છે. પ્રાણ તેજ બલ છે. અથવા સર્વ બલ પ્રાણમાંજ રહેલું છે. એોજ સંજ્ઞક જ્ઞાનમય પણ પ્રાણી એોનેજ હોય છે.તેજ પ્રાણમાં (અધ્યાત્મમ્) પરમેશ્વર પણ રહેલો છે. અને ગાયત્રિમાં બ્રહ્મવિદ્યાનું અધિષ્ઠાન પૂર્ણપણે છે. ગાયત્રીજ ગયા નામક પ્રાણનો ઉદ્ધાર કરનારી છે. પ્રાણની સદ્ગતિ ગાયત્રિને અવલંબીને છે. માટે ગયા-સંજ્ઞક પ્રાણમાં શ્રદ્ધાપૂર્વક સમાધિસાધના કરીને પરમેશ્વરની પ્રાપ્તિ કરવી. આજ સત્ય ગયાશ્રાદ્ધ છે. ગયા શબ્દનું સાદશ્ય જોઇને ગયાનામક ગામવિશેષમાં લોકો પિતૃશ્રાદ્ધ કરવા લાગ્યા.

## गयान् प्राणान् त्रायते सा गायत्री।

પ્રાણનું રક્ષણ કરનારી ગાયત્રી છે. માટે પ્રાણાયામવડે પ્રાણશક્તિને સ્વાધીન અને સ્થિર કરીને અને માનસિક ધૈર્ય થયા પછી શ્રદ્ધાથી અધ્યાત્મજ્ઞાનમય ગાયત્રીનો જપ-અર્થભાવનાપૂર્વક—કરવો તેજ સત્ય ગયાશ્રાદ્ધ છે. તેમજ ઉપર નિરુક્તનું પ્રમાણ આપ્યું છે તે ઉપરથી "अपत्य, प्रजा" એવો પણ "गया" શબ્દનોઅર્થ થાય છે અર્થાત્ તેમના તરફના જે જે યોગ્ય કર્તવ્યો છે તે શ્રદ્ધાપૂર્વક કરવાં તે પણ ગયાશ્રાદ્ધ કહેવાય છે માતા, પિતા, આચાર્ય, અતિથિ ગુરુ અને અન્ય માન્ય વિદ્વાન લોકોની શ્રદ્ધાપૂર્વક સેવા કરવી તે પણ ગયા શ્રાદ્ધ છે સંતાનને યોગ્ય શિક્ષણ આપીને તેમને વિદ્વાન્ ધાર્મિક અને ઉચ્ચાભિલાષી બનાવવાં તે પિતાનું સ્વસંતતિ પ્રતિ કર્તવ્યકર્મ છે.આ કર્મ શ્રદ્ધાપૂર્વક કરવું તેને પણ ગયા શ્રાદ્ધ કહે છે.આચાર્યને પણ તીર્થ કહે છે એમ અષ્ટાધ્યાયીના ચતુર્થ અધ્યાયના ચતુર્થપાદના સૂત્ર ૧૦૮ મા ઉપરથી સમજાય છે કારણ કે તે વેદાદિશાસ્ત્રો ભણાવીને શિષ્યને જ્ઞાન આપે છે; અને તેથી શિષ્ય જન્મમરણરૂપી દુઃખસાગરને તરી જાય છે. એ સૂત્રના અર્થની ટીપ્પણીમા કાશિકાકાર લખે છે કે "અહીં આચાર્યને તીર્થ કહે છે" વળી તેનો પ્રયોગ સમજાવવાને ઉદાહરણ આપવામાં આવે છે ત્યાં પણ એમજ આપવામાં આવે છે કે सतीर्थ्यो ब्रह्मचारी। તે બ્રહ્મચારી કે જે આચાર્યકુળમાં રહેલો છે તેને તીર્થ કહે છે. આ પ્રમાણે સંતાનથી લઇને ગુરુ સુધી॥ સર્વ કર્તવ્યો યથાવત્ જ્યાંથી જ્ઞાનની પ્રાપ્તિ-અને તદ્દ્વારા સર્વવ્યાપક વિષ્ણુનું (પદ) સ્થાન અર્થાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે. "વિષ્ણુપદ" એ શબ્દ મોક્ષનો પર્યાય છે એમ છતાં ગયા ગામના એક પત્થર ઉપર કોતરીને બનાવેલા પગને 'વિષ્ણુપદ' એવું નામ આપીને તે વિષ્ણુપદની પ્રાપ્તિને માટે ઉપદેશ વાતો કરી તે ભ્રમ નહિતો બીજુ શું? માટે સર્વ મનુષ્યોએ ભ્રમ છોડીદઇને ખરા મોક્ષરૂપી વિષ્ણુપદની પ્રાપ્તિ કરવાને માટે પોતાનાં વૈદિક કર્તવ્યો

તના મો શ્રદ્ધાથી કરીને, ધાર્મિક બનીને, પ્રાણાયામાદિ અનુષ્ઠાનોવડે પર ગાત્મા પ્રાપ્ત

इदं विष्णुर्विचंक्रमे त्रेधा निदंधे पदम् । समूढमस्य पा॑ऽसुरे स्वाहा ॥ यजुः० अ०५ मं० १५.

यदिदं किञ्च तद्विक्रमते विष्णुस्त्रिधा निधत्ते पदम् । त्रेधा भावाय पृथिव्यामन्तरिक्षे दिवीति शाकपूणिः, समारोहणे विष्णुपदे गयशिरसीत्यौर्णवाभः। समूढमस्य पांसुरेऽप्यायनेऽन्तरिक्षे पदं न दृश्यतेऽपि वोपमार्थे स्यात् समूढमस्य पांसुल इव पदं न दृश्यत इति पांसवः पादैः सूयन्त इति वा पन्नाः शेरत इति वा पंसनीया भवन्तीति वा ॥ निरु० अ० १२ ख० १८

અર્થ—વિષ્ણુ એટલે ચરાચર જગતમાં વ્યાપકરૂપે રહેનાર પરમાત્મા. એ પરમેશ્વરે ( इदम् ) આ જગતને ( त्रेधा ) ત્રણ પ્રકારે ( विचक्रमे ) બનાવ્યું—ત્રણ પ્રકારે આ જગત્ સ્થાપિત કર્યું. ( पदम् ) આ પ્રાપ્તવ્ય સર્વ વસ્તુજાત અર્થાત્ જગત્ ત્રણ ઠેકાણે ( निदधे ) પ્રસ્થાપિત કર્યું છે. ગુરૂત્વવિશિષ્ટ જગત્ પૃથ્વીમાં, લઘુત્વ અને વાયુ પરમાણ્વાદિ જગત્ અંતરિક્ષમાં અને તેજોમય દ્યુલોકમાં આ પ્રમાણે ત્રણ પ્રકારની સૃષ્ટિ ત્રણ ઠેકાણે પરમેશ્વરે વ્યવસ્થિત કરી છે. ( अस्य ) આ પરમેશ્વરે રચેલા જગતમાં જે કંઇ ( समूढम् ) મોહસહિત જડ—જ્ઞાન રહિત છે તે સર્વ ( पांसुरे ) અંતરિક્ષમાંજ છે અર્થાત્ પરમાણુમય આ સર્વ ગોળ હોઇને તે અંતરિક્ષમાં છે. આ સર્વ પરમેશ્વરનો મહિમા છે. તેનું સ્મરણ સર્વએ કરવું જોઇએ. આ મંત્રના અને મંત્રનું ઉપરોક્ત મતનું ભાષ્ય યાસ્કાચાર્યે પણ કરેલું છે તે આ પ્રમાણે છે—

( यत् इदम् किम् च ) આ જે કંઇ દેખાય છે તે સર્વ જગત્ પરમેશ્વરે બનાવ્યું છે. ( त्रेधा ) પૃથ્વી અંતરિક્ષ અને દ્યુલો એ પ્રમાણેના ત્રિવિધ જગતની ( भावाय ) ઉત્પત્તિને માટે તેણે પોતાનું સામર્થ્ય પ્રકટ કર્યું તે આ પ્રમાણે— ( समारोहणे ) આરોહણ કરવા યોગ્ય ( विष्णुपदे ) મોક્ષસ્થાનમાં પ્રાણિઓ જાય છે તે ( गयशिरसि ) પ્રાણથી પણ પર છે માટે સર્વ પ્રાણિઓએ સમાધિ

ઉપાસનાદ્વારા ઇશ્વર પ્રાપ્તિ કરવી જોઇએ, ( पांसुरे ) અંતરિક્ષમાં ( पदन् ) પરમાણુરૂપ જગત્ છે તે આંખોવડે ( न दृश्यते ) દેખાય નહીં એટલું સૂક્ષ્મ છે. ( पादैः शयन्ते ) પાદ એટલે દ્રવ્યનો અંશ અથવા પરમાણુ તેનાથી ઉત્પન્ન થનાર તે પાંસવ કહેવાય છે આ પ્રમાણે ઉત્પન્ન થયેલા ( पन्नाः ) પદાર્થ ( शेरते ) પરમેશ્વરના આશ્રયે રહે છે. જેમ વ્યાપકત્વ ગુણ ધારણ કરનાર પરમેશ્વરનું નામ " विष्णु " છે તેજ પ્રમાણે એનામાં પોષકત્વ ગુણ હોવાથી ઇશ્વરને " पूषा " કહે છે જેમ કે:—

## पूषेत्यथ यद्विषितो भवति तद्विष्णुर्भवति विष्णुर्विशतेर्वा व्यश्नोतेर्वा तस्यैषा भवति। इदं विष्णुरित्यृक्॥ निरु० अ० १२ खं० १७

ભાવાર્થઃ—વિષ્ણુ શબ્દનો અર્થ વ્યાપક અને પૂષા શબ્દનો અર્થ સર્વપોષક એ પ્રમાણે છે. આ શબ્દો પરમેશ્વરના ગુણ દેખાડે છે. આ પ્રમાણે વાસ્તવિક મૂળની કલ્પના હોવા છતાં શબ્દસાદૃશ્યને લીધે અનેક ભ્રામક કથાઓ ઉદરભરી આળસુ લોકોએ પ્રચારમાં આણી છે. તીર્થો વિષે પણ આજ પ્રમાણે છે. તીર્થ એટલે સર્વ દુ:ખોને દૂર કરીને સુખની પ્રાપ્તિ કરાવનાર ( तीर्थम एव प्रायणी० ) જે પ્રાયણીય યજ્ઞના અંતર્ગત અતિરાત્ર નામક વ્રત હોય છે તેને સમાપ્ત કરીને જે સ્નાન કરવામા આવે છે તેને તીર્થ કહે છે ( तीर्थेन हि प्रस्नाति ) આ તીર્થવડેજ સ્નાન કરીને લોક ખરેખર શુદ્ધ થાય છે. ( तीर्थम एव उदयनीय आतिरात्र॰ तीर्थेन हि उत्स्नान्ति ) તથા ઉદયનીયાખ્ય યજનબંધી કર્મ કરીને જે સ્નાન કરવામા આવે છે તેને પણ તીર્થ કહે છે આ સ્નાન દુ:ખમાંથી તારનાર હોવાથી એને તીર્થ કહે છે વેદાદિ શાસ્ત્રોને પણ તીર્થ કહે છે. કારણ તેના પાઠથી આત્મા શુદ્ધ થઇને દુ:ખથી મુક્ત થાય છે ( तीर्थेभ्य अन्यत्र ) વેદની આજ્ઞાદિના ઇતર ( सर्व भूतानि ) કોઇને પણ ( अहिंसन् ) કદીપણ દુ:ખ દેવું નહિ અપરાધી દુષ્ટ એવા લોકોને જરૂર શાસન આપવું અને પ્રમાણે જે વેદાજ્ઞા છે તે પાળતાં દુષ્ટોને દુઃખ થાય તેની કંઇફિકર નહિ. પણ એવા વિધાન વિના બીજા વખતે કોઇને પણ દુ:ખ દેવું નહિ તે એજ ખરા તીર્થ છે તેમાં ગુરૂની સહાયથી જે સ્નાન કરે છે તેજ શુદ્ધ થાય છે તે શાસ્ત્ર, આચાર્ય, ગુરૂ, માતાપિતા, અતિથિ આ સર્વ જ્ઞાનદાન આપીને પાપમૂલક અજ્ઞાનનો નાશ કરનારા હોવાથી તે પણ તીર્થજ છે એમની સેવા કરવી તેને તીર્થસ્નાન કહે છે. ( त्रयः स्नातकाः० ) ખરા તીર્થમાં સ્નાન કરનાર ત્રણ છે ( ૧ ) વિદ્યાસ્નાતક

જે ઉત્તમ નિયમોનું પાલન કરીને પૂર્ણ વિદ્યા શીખે છે, પણ બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત કરતો નથી તેને વિદ્યાસ્નાતક કહે છે. વિદ્યારૂપી તીર્થમાં સ્નાન કરનાર. (૨) જે વિદ્યા પૂર્ણપણે ન શિખતાં મધ્યમાંજ બ્રહ્મચર્યની સમાપ્તિ કરે છે તેને વ્રતસ્નાતક કહે છે. (૩) અને જે પૂર્ણ બ્રહ્મચર્ય ધારણ કરીને વેદાદિશાસ્ત્રોનું પઠન કરે છે તે વિદ્યાવ્રતસ્નાતક કહેવાય છે. આ બ્રહ્મચારી શુદ્ધાત્મા, શુદ્ધાંત કરણ સદાચારી, ધાર્મિક, વિદ્વાન્ અને પરોપકારી થાય છે; અને સર્વેની તરફથી એને માન મળે છે. ( तिर्थ्याय ) પ્રાણુ–વેદ–વિજ્ઞાન ઇત્યાદિ તીર્થોમાં રહેનાર પરમેશ્વરને ( नमः ) નમસ્કાર છે. ( ये ) જે વિદ્વાન્ લોક ( तीर्थानि ) વેદાધ્યયન, સત્યભાષણ ઇત્યાદિ પૂર્વોક્ત તીર્થોમાં ( प्रचरन्ति ) વ્યવહાર કરે છે અને જે બ્રહ્મચર્ય પાલનથી સર્વ પ્રકારના બલયુક્ત થયા છે અને ( सृका हस्ताः ) વિદ્યા તથા વિજ્ઞાન એજ જેના બે હાથ છે. ( निषङ्गिण ) ઉપદેશવડે સર્વ સંશયોને દૂર કરનારા છે. તેજ ખરા તીર્થમાં સ્નાન કરેલા કહેવાય છે. પરમેશ્વર, વેદવિદ્યા, જ્ઞાન, વિદ્વાન્ એ પ્રમાણે તીર્થ શબ્દના ખરા અને મુખ્ય અર્થ છે, પણ એમનો સંબંધ લોકોએ ગામોની સાથે જોડી દીધો છે.

પ્રશ્ન—જલ અને સ્થલમાંજ કાંઇ પણ એવી શક્તિ છે કે જેમાં સ્નાન કરવાથી અથવા તે સ્થળે જવાથી મુક્તિ મળે છે એમ માનવામાં શું હરકત છે?

ઉત્તર—જલ અથવા સ્થલમાં પાપનો નાશ કરવાની શક્તિજ નથી. તેમ તેવો કાર્ય કારણ ભાવ પણ સિદ્ધ નથી. જેનો કાષ્ઠમય નૌકા પુરૂષપ્રયત્નવિના મનુષ્યોને તારતી નથી તો પછી નૌકા પ્રમાણેજ જડ અને જ્ઞાનશૂન્ય પાણી અને જમીન મનુષ્યને પાપોથી કેવી રીતે છોડાવી શકે? તેમને માટે તો વેદ અને વિદ્વાનજ તીર્થ જોઇએ. કાશી, પ્રયાગાદિ સ્થાનો પાપનાશક છેજ નહિ. જ્ઞાનસમુદ્રમાં સ્નાન અને વિદ્વત્સમાગમ એજ ખરા તીર્થસ્થાન છે. એમ છતાં સ્વાર્થી લોકોએ ગામમહાત્મ્ય લખીને લોકોના મન ખરા તીર્થોથી વિમુખ કરી જૂદાજ દીશામાં વાળ્યા.

પ્રશ્ન—इमं मे गङ्गे यमुने सरस्वति० ઇત્યાદિ વેદમંત્રોમાંજ નદીઓનાં નામ આવે છે તેમ છતાં તમે તે નદીઓનું મહાત્મ્ય કેમ નથી માનતા?

ઉત્તર—વેદમાં એ નદીઓના નામ માત્ર આવ્યાથી તેઓ કંઇ પાપનાશક કરતી નથી. હા, તે નદીઓ છે અને તેના જલની અધિક શુદ્ધતા આદિ ગુણોને લીધે જે ઉપકાર થાય છે તે તો હું પણ માનું છું. એક સ્થાનની નદી કરતાં બીજા સ્થાનની નદીના પાણીમાં શારીરિક બાહ્ય મલ અથવા વસ્ત્રાદિકનો મલ સાફ કરવાનું સામર્થ્ય હોય. હોય તે ઉપરથી તે નદી પાપનાશ કરવામાં સમર્થ કરતી

નથી જ્ઞાનથીજ આત્મા અને મન શુદ્ધ થાય છે. પાણીનો ગુણ માત્ર બાહ્યમલ દૂર કરવાનો છે. યોગસાધનનાં પુસ્તકોમાં ઇડા, પિંગલા, સુષુમ્ણા કૂર્મ એ શરીરની નાડીઓનું વર્ણન કરવામાં આવેલું છે. અને તેમનેજ, કેટલેક ઠેકાણે ગંગા, યમુના વગેરે નામો આપેલાં છે. (ઇડા અને પિંગલા જ્યાં મળે છે તેને ગંગા યમુના સંગમ પણ કહેલો છે) આ સંગમમાં જે સ્નાન કરે છે, અર્થાત્ ત્યાં જે પરમાત્માનું ધ્યાન કરે છે તે દુઃખ મુક્ત થઇને મોક્ષ પામે છે પ્રાણાયામદ્વારા જ્યારે યોગી ઇડા અને પિંગળાના સંગમમાં થઇને સુષુમ્ણાદ્વારા ઉપર જાય છે ત્યારે તેને સમાધિસુખનો અનુભવથાય છે આ એનો ભાવ છે અને તે સર્વથા ખરો અને પ્રત્યેકના અનુભવમાં આવે તેવો છે એજ પ્રમાણે.—

सितासिते यत्र सङ्गथे तत्राप्लुतासो दिवमुत्पन्ति० આ પરિશિષ્ટ વચનમાંનું "सिता सिते" પદ ગંગા અને યમુના નદીઓનું વાચક નથી પણ ઇડા અને પિંગલા નાડીઓનુંજ વાચક છે. અને એનો અર્થ આ પ્રમાણે છે—જે માણસ પ્રાણાયામદ્વારા ઇડા અને પિંગલા એ નાડીઓ સુષુમ્ણા આગળ એક બીજાને મળે છે, ત્યાં જાય છે તે પવિત્ર થઇને સુખાત્મક મોક્ષસ્થાનમાં જાય છે આ પ્રમાણે વાસ્તવિક અર્થ હોવા છતા ગંગા અને યમુના નદીઓનો સંગમ એવો "सितासिते यत्र संगथे" નો અર્થ કર્યો પરન્તુ આ અર્થનો વિપર્યાસ છે એમ જેણે યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો હશે તેને સહજ જ ધ્યાનમા આવશે ગંગા અનેયમુના નદીઓના સંગમમા સ્નાન કરનાર મોક્ષાનંદનો ઉપભોગ કરે છે એવોકોઇને પણ અનુભવ નથી અને પૂર્વોક્ત નાડીઓના સંયોગમા સમાધિ સમયે પ્રવેશ કર્યાથી ખરા આનંદનો અનુભવ થાય છે તે વિષે વિસસનીય આધાર છે.

सितासितमिति वर्णनाम तत्प्रतिषेधोऽसितम्॥ निरु० अ० ९ खं० २

પ્રકાશ અને અંધકાર, ગોરૂં અને કાળુ એના વાચક સિત અને અસિત એ શબ્દો છે. અમારા અનુભવમા પ્રકાશ અને અંધકાર એ બન્ને જુદા જુદા પદાર્થ પરમેશ્વરના અનંત તેજમા પૂર્ણપણે મળી ગયા છે, અને તે ઠેકાણાથી આગળ પરમેશ્વરીય તેજ ચમકે છે. સમાધિ વખતે પ્રકાશાંધકારમય સૃષ્ટિમાંથી યોગી પરમેશ્વરીય તેજમાં પેસે છે અને ત્યાં ખરા આનંદનો અનુભવ કરે છે આ અર્થ અને દુર્ગાંગિલા સંબંધ દાન આપેલો સિતાસિતે એ ઉપરના વચનનો અર્થ

વાસ્તવિક એકજ છે પણ તે શબ્દોના નદી વાચક અર્થ થવા તે તો દુરાગ્રહજ છે માટે સુખની ઇચ્છા રાખનાર પ્રત્યેક ધાર્મિક મનુષ્યે ખરા સંગમ ઉપર સ્નાન કરવાની ઈચ્છા રાખવી

એજ પ્રમાણે તંત્ર અને પુરાણ ગ્રંથોમાં મૂર્તિપૂજન તથા નામ સ્મરણનું વિધાન અને મહાત્મ્ય લખેલું છે એવું મૂળ વેદથી તદ્દન વિરૂદ્ધ છે જેમ કે —

न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः। हिरण्यगर्भ इत्येष मा माहिꣳसीदित्येषा यस्मान्न जात इत्येषः॥ यजुः० अ० ३२ मं० ३

અર્થ—( यस्य ) જે પૂર્ણ, અજ, નિરાકાર અને સર્વવ્યાપક પરમાત્માનો ( महद् यशः ) મોટો મહિમા છે, જેની વેદરૂપી આજ્ઞા પાળવી એજ અમારો ધર્મ છે સત્યભાષણાદિ કરવું એજ અમારૂં કર્તવ્ય છે ( हिरण्यगर्भ ) સૂર્યાદિક તેજસ્વી ગોળનો પણ જે ઉત્પાદક છે, તેની સર્વ મનુષ્યોએ ( माम् मा हिꣳसी ) "મારૂં સર્વ પ્રકારે રક્ષણ કર" એવી પ્રાર્થના કરવી ( यस्मात् ) કારણ ( नजात ) તે કદિ ઉત્પન્ન થયેલો નથી અર્થાત્ અજન્મા છે માટે ( तस्य ) તે પરમેશ્વરની ( प्रतिमा न अस्ति ) પ્રતિમા મૂર્તિ પ્રતિકૃતિ, પરિમાણ માપ કંઇજ નથી પરમેશ્વર અનુપમેય અમૂર્ત, અપરિમેય નિરાકાર તથા સર્વગત હોવાથી એકદેશીય પદાર્થ પ્રમાણે એની મૂર્તિ થઇ શકતી નથી પરમેશ્વરના સ્વરૂપનું વર્ણન આગળ આપેલું છે

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳशुद्धमपापविद्धम्। कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः॥यजुः.अ.४०मं०८

અર્થ —આ મંત્રનો અર્થ વેદોક્ત નિત્યતત્વવિચાર વિષયમાં પાન ૭૦ મા ઉપર કરેલો છે ત્યાં જોઇ લેવો

આથી પણ ઇશ્વર શરીર, જન્મધારણાદિ ધર્મથી રહિત ઠરે છે, માટે આ મંત્રને મૂર્તિપૂજામાં યોજવા કોઇપણ સમર્થ નથી

પ્રશ્ન—વેદમાં પ્રતિમા શબ્દ છે કે નહિ?

ઉત્તર—છે.

પ્રશ્ન—ત્યારે નિષેધ શા માટે કરો છો?

ઉત્તર—પ્રતિમા શબ્દના અર્થથી મૂર્તિનુંજ ગ્રહણ નથી થતું, પણ પરિમાણ, માપ એ અર્થ લેવાય છે. તેને માટે પ્રમાણઃ—

संवत्सरस्य प्रतिमां यां त्वा रात्र्युपास्महे । सा न आयुष्मतीं प्रजां रायस्पोषेण संसृज ॥ अथर्व० कां० ३ व० १० मं० ३

मुहूर्त्तानां प्रतिमा ता दश च सहस्राण्यष्टौ च शतानि भवन्त्येतावन्तो हि संवत्सरस्य मुहूर्त्ताः ॥ श० कां० १० प्र० ३ ब्रा० २ कं० २०

અર્થ—વિદ્વાન્ લોક (याम्) જે રાત્રિને (संवत्सरस्य) વર્ષનું (प्रतिमाम्) પરિમાણ માને છે અને ઉપાસના કરે છે (त्वा) તેજ (रात्री) રાત્રીરૂપી પરિમાણનો આશ્રય કરીને અમે પણ (उपास्महे) ઉપાસના કરીએ છિયે. ત્રણુમો સાઠ રાત્રિવડે સંવત્સરનું માપ થાય છે માટે રાત્રિ એ એક માપ-પરિમાણ છે હે ઇશ્વર! (सा) તે રાત્રિ (न) અમને (रायस्पोषेण) ધન અને પુષ્ટિ આપીને (आयुष्मतीम्) દીર્ઘ આયુષ્ (संसृज) થાય એમ કર. મનુષ્યોએ એવો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી પ્રત્યેક દિવસ લાભ અને સુખ આપનાર નિવડે. (संवत्सरस्य मुहूर्त्ताः) વર્ષના મુહૂર્ત (दशसहस्राणि) દશ હજાર (अष्टौ शतानि) આઠસો છે. -- પણ એક (प्रतिमा) વર્ષ માપવાનું પરિમાણજ છે. (વર્ષના દિવસ ૩૬૦×૩૦ એક દિવસના મુહૂર્ત=૧૦૮૦૦)" બે ઘડીનું મુહૂર્ત અને ત્રીસ મુહૂર્તનો એક દિવસ અને વર્ષ એકના દિવસ ત્રણુમોસાઠ આ હિસાબથી એક વર્ષના દશ હજાર અને આઠસો મુહૂર્ત થાય છે

यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते । तदेव ब्रह्म

**विद्धि नेदं यदिदमुपासते ॥ सामवेदीय तलवकारोपनिषदि । खं० १ मं० ४**

અર્થ —( યત્ ઇન્મ ) જે આ પ્રત્યક્ષ દેખાતું મૂર્ત જગત્ છે ( ઇદમ્ન ) તે કંઈ બ્રહ્મ નથી વળી જે ( વાચા ) સંસ્કૃત વાણીને પણ ( અભ્યુદિતમ્ ) અનિપય છે પણ ( યેન ) જેણે ( વાક્ ) વાણીને ( અભ્યુદ્યતે ) જાણી છે ( તદેવ ) તેજ બ્રહ્મ છે વિદ્વાન્ લોક નિરાકાર, સર્વવ્યાપક, અજ, સર્વ નિયંતા, સચ્ચિદાનંદ સર્વ સાક્ષી બ્રહ્મનીજ ઉપાસના કરે છે એનીજ તમે પણ ઉપાસના કરો

પ્રશ્ન—મનુસ્મૃતિમાં નીચે પ્રમાણેના શ્લોકમાં પ્રતિમા તથા દેવ શબ્દ આવે છે તેની શી વ્યવસ્થા કરો છો ?—

**प्रतिमानां च भेदक ।**
**दैवतान्यभिगच्छेत्तु ।**
**देवताभ्यर्चनं चैव ।**
**देवतानां च कुत्सदनम् ।**
**देवतायतनानि च ।**
**देवतानां छायोल्लङ्घननिषेध ।**
**प्रदक्षिणानि कुर्वीत ।**
**देवब्राह्मणसन्निधौ ।**
**देवतागारभेदकान् ।**

ઉત્તર—આ ઠેકાણે પ્રતિમા શબ્દથી રતિ થાય, તોલો આદિ વજનનું ગ્રહણ થાય છે જેમકે —

**तुलामान प्रतीमानं सर्वं च स्यात्सुलक्षितम् ॥ मनु॰अ॰ ८ श्लो॰ ४०३**

અર્થ —પ્રતીમાન અર્થાત્ તોલવાનાં સાધનો બરાબર ( ઉત્તમ ) હોવાં જોઈએ-કમતી ન હોવાં જોઈએ આ પ્રમાણે મનુસ્મૃતિમાં પણ પ્રતિમા અથવા પ્રતીમાન શબ્દ પરિમાણ-માપના અર્થમાં વાપરેલો છે અને તેજ ઉદ્દેશીને ઉપરના શ્લોકમાં ( પ્રતિમાનાં ચ ભેદક ) વજન તોડીને ઓછાં રાખનારને શિક્ષા

કરવાની કહેલી છે. તેજ પ્રમાણે આગળનાં દેવતા શબ્દવાળાં વાક્યોમાં પણ દેવતા શબ્દ વિદ્વાનોનો વાચક છે. કારણ કે શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે विद्वांसो हि देवाः । વિદ્વાનનેજ દેવ કહે છે. આ પ્રમાણે પ્રતિમા અને દેવતા શબ્દના મૂળ અર્થ હતા તે કાલાંતરે પરમેશ્વરમાં ઘટાવ્યા. વિદ્વાનો જેમાં પઠનપાઠન કરે છે, રહે છે તે સ્થાનોને દૈવત, દેવતાયતન કહે છે; કારણ કે વિદ્વાનોનેજ દેવ કહે છે અને દેવનેજ દેવતા કહે છે. વિદ્વાનોનોજ સત્કાર કરવો. કોઇએ એમની નિંદા, આજ્ઞોલ્લંઘન તથા તેમનાં સ્થાનોનો નાશ કરવો નહિ, પણ સર્વેએ એમની પાસે જવું તથા જ્ઞાનની પ્રાપ્તિ કરવી તેમને પોતાની જમણી બાજુએ બેસાડવા તથા પોતે તેમની ડાબી બાજુએ બેસવું આ પ્રમાણે જ્યાં જ્યાં પ્રતિમા તથા દેવ-દેવતા શબ્દો આવે ત્યાં ત્યાં પ્રકરણાનુકૂલ અર્થ કરવા. અહિં ગ્રંથવિસ્તારભયથી વધારે લખવું અશક્ય છે. આજ પ્રમાણે મૂર્તિપૂજન, કંઠીતિલકધારણાદિનો નિષેધ સમજવો.

ઉપર પ્રમાણેજ સૂર્ય ચંદ્ર ઇત્યાદિ ગ્રહો પીડે છે એમ સમજીને તેની શાંતિને માટે आकृष्णेन रजसा० ઇત્યાદિ મંત્રોના જપ કરે છે; પરંતુ તે મંત્રોના વાસ્તવિક અર્થ તદ્દન ભિન્નજ છે. आकृष्णेन रजसा० આ મંત્ર—આકર્ષણાનુકર્ષણ વિષયમાં પૃષ્ઠ ૧૧૪ ઉપર આવેલો છે ત્યાં તેનો અર્થ જોઇ લેવો અને इमं देवा असपत्नम्० એ મંત્ર રાજપ્રજાધર્મવિષયમાં પૃષ્ઠ ૧૭૮ ઉપર આવેલો છે ત્યાં તેનો અર્થ જોઇ લેવો. બીજા મંત્રો નીચે પ્રમાણે છેઃ—

## अग्निर्मूर्द्धा दिवः ककुत्पतिः पृथिव्या अयम् । अपा ँ रेता ँ सि जिन्वति ॥ यजुः० अ० ३ मं० १२

અર્થઃ—(अयम्) આ (अग्निः) પરમેશ્વર અથવા ભૌતિક અગ્નિ (दिवः) પ્રકાશમય સ્થાનનો અને (पृथिव्याः) પ્રકાશરહિત પૃથ્વીનો (पतिः) પાલક છે અને તે (मूर्द्धा) સર્વનાં શિરોભાગમાં વિરાજમાન છે. (ककुत) સર્વ દિશાઓમાં વ્યાપ્ત હોવાથી તેમનો સર્વ પ્રકારે રક્ષણ કરનારો છે. (अपाम्) પ્રાણ અને જલનું (रेतांसि) સામર્થ્ય ઓજ (जिन्वति) વધારે છે. આ પ્રમાણે અગ્નિ વિદ્યુત તથા સૂર્યાદિદ્વારા પૂર્વોક્ત પદાર્થોનો તે રક્ષક છે. આ મંત્રમાંના ककुभ् શબ્દમાં "भ"ના સ્થાનમાં व्यत्ययो बहुलम् । આ પાણિનીય સૂત્રવડે तकार થઇ જાયછે.

## उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते स ँ सृजेथा-

मयं चं । अस्मिन्त्सधस्थे अध्युत्तरस्मिन् विश्वे देवा यजमानश्च सीदत ॥ यजुः० अ० १५ मं० ५४

અર્થ —( हे अग ) હે જ્ઞાનમય પરમેશ્વર ! ( उत् बुध्यस्व ) અમારા હૃદયમા પ્રકાશિત થા ( प्रतिजागृहि ) અવિદ્યાન્ધકારમા સૂતેલા સર્વ જીવોને જગાડીને વિદ્યારૂપી સૂર્ય દેખાડ હે પરમેશ્વર ! (त्वम् इष्टापूर्त्त०) તેઓ ધર્મ, અર્થ કામ અને મોક્ષના ( गच्छने ) સાધનોને સંપાદન કરે અને તુ એમને સુખ આપ ( अस्मिन् सधस्थे ) આ લોકમા–શરીરમા ( अध्युत्तरस्मिन् ) અને પર લોક—બીજા જન્મમા ( विश्वेदेवा ) સર્વ વિદ્વાન્ લોકની સેના યજમાનો (सीदत) સદોદિત રમના રહો, કે જેથી અમારામા સદૈવ સર્વ વિદ્યાઓનો પ્રકાશ થાય આ મંત્રમા પણ व्यत्ययो बहुलम् સૂત્રવડે संसृजेथाम् અને सीदत એ ક્રિયાપદોમાં પુરૂષ વ્યત્યય થયો છે

बृहस्पते अति यदर्यो अर्हाद्द्युमद्विभाति क्रतुमज्जनेषु । यद्दीदयच्छवस ऋतप्रजात तदस्मासु द्रविणं धेहि चित्रम् ॥ यजुः० अ० २६ मं० ३

અર્થ —હે ( बृहस्पते ) વેદરક્ષક ! ( ऋतप्रजात ) વેદવિદ્યાપ્રતિપાદિત જગદીશ્વર ! તુ ( जनेषु ) યજ્ઞ કરનારા વિદ્વાન્ અથવા લોકલોકાન્તરમા ( क्रतुमत् ) જેમના યોગે પુષ્કળ ક્રતુ–યજ્ઞ થાય એવા ( द्युमत् ) સદ્વ્યવહારના પ્રકાશક ( दीदयत् शवस ) દાનને યોગ્ય એવા ધનને ઉત્પન્ન કરનારા અને ( यत् ) જેમના યોગે ( अर्य ) રાજા સ્વામી અથવા વૈશ્ય ( अर्हात् ) ઈતર ધાર્મિક જનોમા ( विभाति ) શોભે છે તેવા અમને પણ ( चित्रम् ) અદ્ભુત ( द्रविणम् ) ધન–સામર્થ્ય ( अस्मासु धेहि ) આપ આ પ્રમાણે આ મંત્રવડે ઈશ્વરની પ્રાર્થના કરવામા આવે છે

अन्नात्परिस्रुतो रसं ब्रह्मणा व्यपिबत् क्षत्रम्पयः सोमं प्रजापतिः । ऋतेन सत्यमिन्द्रियं विपानꣳ शुक्र-

मन्धंसः । इन्द्रस्येन्द्रियमिदं पयोऽमृतं मधुं ॥

यजुः० अ० १९ मं० ७५

અર્થ—( क्षत्रम् ) રાજકર્મ કરનારા ક્ષત્રિ ( ब्रह्मणा ) વેદવિદ્યાની લોકો-સહિત ( पय ) અમૃતાત્મક ( सोमम् ) સોમવલ્લીના ( रसम् ) બુદ્ધિ, આનંદ, શૌર્ય, ધૈર્ય, બલ અને પરાક્રમાદિ સદ્ગુણોની વૃદ્ધિ કરનાર રસ ( व्यपिबत् ) પિએ છે તેજ ખરો સભાધ્યક્ષ અનેખરો રાજા અને તેજ ( ऋतेन ) યથાર્થ વેદ જાણીને ( सत्यम् ) ધર્મ અને રાજવ્યવહાર, ( इन्द्रियम् ) વિદ્યાયુક્ત શુદ્ધ મન, ( विपानम् ) વિવિધ રાજધર્મનુ રક્ષણ, ( शुक्रम् ) સુખકર, (अन्धस ) શુદ્ધ અન્નની ઇચ્છાના કારણીભૂત, (पय ) સર્વ પદાર્થવિદ્યાના સારયુક્ત, ( अमृतम् ) મોક્ષસાધક, ( मधु ) મધુર, સત્સ્વભાવયુક્ત ( इन्द्रस्य ) જ્ઞાનયુક્ત મન પ્રાપ્ત કરીને ( इदम् ) સર્વ વ્યાવહારિક અને પારમાર્થિક સુખ મેળવે છે. ( प्रजापति ) પરમેશ્વર એવી આજ્ઞા કરે છે કે જે ક્ષત્રિય રાજા હોય તેણે આ પ્રમાણે પ્રજાપાલન કરવું ( अन्नात् ) ભોજ્ય પદાર્થોમાંથી જેમ ( परिस्रुत ) સાર પ્રકાર રસ નિકળે છે તેજ પ્રમાણે રાજાએ સર્વને આનંદરૂપી રસ પાવો—મનમાં સુખ થાય તેમ કરવું

शन्नो॑ दे॒वीर॒भिष्ट॑य॒ आपो॑ भवन्तु पी॒तये॑। शंयोर॒-

भिस्र॑वन्तु नः॥ यजुः० अ० ३६ मं० १२

અર્થ—( देवि ) સર્વ પ્રકાશક ( आप ) સર્વ વ્યાપક પરમેશ્વર ( अभी- ष्टय ) ઇષ્ટાનંદ દાતા અને ( पितय ) તૃપ્તિ કરનાર થાઓ. તેમજ ( न ) અમને ( शम् ) સુખદાયક થાઓ તથા એ અમારા ઉપર (शंयो ) ઐહિક અને પારલૌકિક સુખની ( अभिस्रवन्तु ) વર્ષા કરો ( आप् શબ્દ आप्लृ व्याप्तौ ) ધાતુ ઉપરથી થયો છે માટે તેનો અર્થ વ્યાપક થાય છે. આપ શબ્દ પરમેશ્વરનો વાચક છે તે વિષે પ્રમાણ—

यत्र॑ लो॒कांश्च॒ कोशां॒श्चापो॒ ब्रह्म॒ जना॑ वि॒दुः। अस॑च्च

यत्र॒ सच्चा॒न्तः स्क॒म्भं तं ब्रू॑हि कत॒मः स्वि॑दे॒व सः ॥

अथर्व० कां० १० अ० ४ व० २२ मं० १०

અર્થ—( जना ) વિદ્વાન લોક ( आप ब्रह्म ) આપ શબ્દવડે વ્યક્ત છે તે બ્રહ્મને ( विदु ) જાણે છે ( यत्र लोकान् च कोशान् च ) જેમાં સર્વ લોક

અને કોશ ભરેલા છે. ( असत् सत् च. ) કાર્ય અને કારણ જગત્ જેમાં રહે છે તે કોણ છે ? ( तम् स्कम्भम् ) તે જગતનો ધારણકર્તા પરમેશ્વર છે. તે ( अन्तः ) સર્વ પદાર્થોમાં પરિપૂર્ણ ભરેલો છે. આ મંત્રમાં आपः શબ્દ પરમેશ્વરનો વાચક સ્પષ્ટ બતાવેલો છે. : શિવાય ધાત્વર્થ ઉપરથી પણ પરમેશ્વરનો એક વિશેષગુણ જાણવામાં આવે છે તે ધ્યાનમાં આવશે.

कया नश्चित्र आभुवदूती सदावृधः सखा । कया सचिष्ठया वृता ॥ यजुः० अ० २७ मं० ३९

અર્થઃ—( कया ) ઉપાસના ( सचिष्ठया ) સત્કર્માનુષ્ઠાન, ( वृता ) સદ્વર્તન, ( कया ) અને ઉત્તમ સદ્ગુણવડે પ્રકાશિત થયેલા ( चित्रः ) અનંત સામર્થ્યયુક્ત ( सदावृधः ) આનંદથી પૂર્ણ પરમેશ્વર ( नः सखा ) અમારો મિત્ર ( आभुवत् ) થાય. ( ऊती ) તે જગદીશ્વર સદા પોતાની કૃપાવડે અમને સહાય થઈને અમારો રક્ષક થાય અને અમે તેની નિત્ય પ્રેમથી ભક્તિ કરીએ. પરમેશ્વરની મનોભાવનાથી સેવા અને ઉપાસના કરવી.

केतुं कृण्वन्न केतवे पेशो मर्या अपेशसे । समुषद्भिरजायथाः ॥ यजुः० अ० २९ मं० ३७

અર્થઃ—હે ( मर्याः ) મનુષ્યો તમે ( उषद्भिः ) પરમેશ્વરની પ્રાપ્તિની ઇચ્છા કરનારા અને તેની આજ્ઞા પાલન કરનારા વિદ્વાનોની સાથે સંબંધ રાખશો તો પરમેશ્વર ( अकेतवे ) અજ્ઞાનનો નાશ થવામાં કારણીભૂત ( केतुम् ) જ્ઞાન અને ( अपेशसे ) દારિદ્ર્યનો નાશ કરનાર ( पेशः ) ચક્રવર્તી રાજ્યાદિક ધન ( कृण्वन् ) મેળવશો; અને તે મળવાથી ( अजायथाः ) તમને પરમેશ્વર પ્રાપ્તિ પણ થશે. ( આ પ્રમાણે આ નવ મંત્રો ગ્રહપીડાશાંતિનિમિત્તક માનેલા છે. પરન્તુ એમના અર્થ ઉપરથી ગ્રહોની સાથે તેમનો કંઈ પણ સંબંધ છે કે નહિ તે વાચકોએ પોતેજ વિચારવું ).

इति ग्रन्थप्रामाण्याप्रामाण्यविषयः ।

## अथाधिकारानधिकारविषयः संक्षेपतः ॥

પ્રશ્ન—વેદાદિ શાસ્ત્રનું પઠન કરવાનો અધિકાર સર્વેને છે કે નહિ?

ઉત્તર—સર્વેને છે કારણ (૧) વેદ ઇશ્વરપ્રણિત છે, (૨) વેદનો ઉદ્દેશ સર્વ મનુષ્યોને સદ્ધર્મનું જ્ઞાન આપવાનો છે; (૩) વેદમા સર્વ સત્યવિદ્યા મૂલરૂપે છે માટે તેનું અધ્યયન કરવાનો મનુષ્યમાત્રને અધિકાર છે. પરમેશ્વરકૃત જેટલા પદાર્થો છે તે સર્વ, સર્વ મનુષ્યોને માટે છે પૃથ્વી, પાણી અગ્નિ, વાયુ અને ઇતર પદાર્થો જેમ મનુષ્યોને માટે છે તેજ પ્રમાણે વિદ્યા પણ સર્વ મનુષ્યોને માટે છે જુઓ—

**'यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः । ब्रह्मराजन्याभ्याᳬ शूद्राय चार्याय च स्वाय चारणाय । प्रियो देवानां दक्षिणायै दातुरिह भूयासमयं मे कामः समृध्यतामुप मादो नमतु ॥ यजुः० अ० २६ मं० २**

અર્થ—ઈશ્વર ઉપદેશ કરે છે કે (यथा) જે પ્રમાણે (इमाम्) આ પ્રત્યક્ષ વેદચતુષ્ટયરૂપ (कल्याणीम्) કલ્યાણકારિણી (वाचम) વાણી અથવા વિદ્યા (जनेभ्य) સર્વ મનુષ્યોનો અર્થાત સર્વ જીવોનો ઉપકાર કરવામાટે મે (आवदानि) કહી છે, તે પ્રમાણે સર્વ વિદ્વાનોએ સર્વ મનુષ્યોને એનો ઉપદેશ કરવો (ब्रह्मराजन्याभ्याम) બ્રાહ્મણ અને ક્ષત્રિય, (अर्याय) વૈશ્ય (शूद्राय) શૂદ્ર (स्वाय) પોતાના પુત્ર તથા ભૃત્યગણ સ્વજનો તથા (चारणाय) અતિશૂદ્ર-અંત્યજ, (प्रियो देवानाम दक्षिणायै दातुरिह०) જેમ હું (ઇશ્વર) આ વાણી ભણાવી (प्रिय) વિદ્વાનોના આત્મને પ્રિય થયો છું પક્ષપાત છોડીને સત્યવિદ્યાનો ઉપદેશ કરીને તેમજ તમે પણ પક્ષપાત છોડી તથા દાતા અને દીનવાન પુરૂષોને પ્રિય થાઉં છું, તેમજ તમે પણ પક્ષપાત રહિત થઇને વેદવિદ્યા સર્વને સંભળાવીને તેમના પ્રિય થાઓ—પ્રીતિ સંપાદન કરો (अयम् मे काम समृध्यताम्) જેમ આ વેદના પ્રચારરૂપ મારૂં કામ સંસારમાં યથાવત્ પ્રવર્તિત થાય છે તેજ પ્રમાણે તમે પણ ઇચ્છા કરો કે જેથી તે વિદ્યાપ્રવૃત્તિમા પણ સર્વ મનુષ્યોમા પ્રકાશિત થાય (उपमादः नमतु) જેમ મારામા અનન્ત વિદ્યાને લીધે સુખ છે તેમજ જે કોઇ વિદ્યાનું ગ્રહણ તથા પ્રચાર કરશે તેને પણ મોક્ષ તથા સંસારનું સુખ પ્રાપ્ત થશે આ મંત્રનો અર્થ

અર્થ ઠીક છે કારણ કે આગળના ( बृहस्पते अतियदर्य ) મંત્રમાં પણ પરમેશ્વરનુંજ પ્રતિપાદન કરેલુ છે.

વર્ણાશ્રમ પણ ગુણકર્માનુસાર છે તેને માટે મનુ કહે છે કે —

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।**
**क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ॥**

**मनुः० अ० १० श्लो० ६५**

અર્થ —શૂદ્ર જો પૂર્ણવિદ્યા સુશીલતા આદિ બ્રાહ્મણોના ગુણયુક્ત હોય તો બ્રાહ્મણત્વને પ્રાપ્ત થાય છે અર્થાત્ જે જે બ્રાહ્મણના અધિકાર છે તે સર્વે તેને પ્રાપ્ત થાય છે. એજ પ્રમાણે અધર્માચરણ નિર્બુદ્ધિત્વ, મૂર્ખત્વ, પરાધીનતા, પરસેવાદિ શૂદ્રના ગુણયુક્ત બ્રાહ્મણ પણ હોય તો શૂદ્રત્વને પ્રાપ્ત થાય છે અર્થાત્ શૂદ્રના અધિકારને પ્રાપ્ત થાય છે એજ પ્રમાણે ક્ષત્રિય તથા વૈશ્ય પણ ઉચ્ચ અથવા નીચ થઈ શકે છે મતલબ કે જે માણસ જે જે વર્ણનાગુણયુક્ત હોય તે તે વર્ણને પ્રાપ્ત થાય છે એજ પ્રમાણે આપસ્તમ્બસૂત્રમાં પણ કહેલુ છે કે —

**धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ १ ॥ अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ २ ॥ आप० सू० प्रपाठ० २ पटल० ५ सू० १०—११**

અર્થ — સત્ય ધર્માચરણથીજ શૂદ્ર વૈશ્ય, ક્ષત્રિય અથવા બ્રાહ્મણ વર્ણને પામે છે અને તેમના સર્વે અધિકારોને પામે છે जातिपरिवृत्तौ શબ્દથી એમ સૂચવેલ છે કે વર્ણો સત્ય ફેરફાર થઈને બીજા વર્ણના જે જે આચરણો છે તે સર્વને પ્રાપ્ત થાય છે તેજ પ્રમાણે અધર્માચરણને લીધે પૂર્વ વર્ણમાં બ્રાહ્મણ હોય પરંતુ તે ઊતરતા ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ અથવા શૂદ્રત્વને પામે છે અર્થાત્ ઉત્તમ વર્ણનો અધિકાર પ્રાપ્ત કરવામાં ધર્માચરણજ કારણ છે અને એજ પ્રમાણે અધર્માચરણ કનિષ્ટ વર્ણનો અધિકાર પ્રાપ્ત કરાવે છે તથા જ્યાં શૂદ્રોને ભણાવવાની ના કહી છે ત્યાં તેનો પણ આજ અભિપ્રાય છે કે શૂદ્ર પ્રજ્ઞા રહિત હોવાથી તથા વિદ્યાના પઠન પાઠન તથા વિચારમાં અસમર્થ હોવાથી તેને ભણાવવું તે વ્યર્થ અને નિષ્ફળજ છે

**इति संक्षेपतोऽधिकारानधिकारविषयः ।**

## अथ पठनपाठनविषयः संक्षेपतः ।

પઠનના આરંભે પાણિનીયશિક્ષાની રીતે સ્થાન, પ્રયત્ન તથા સ્વરાદિના જ્ઞાનને માટે અક્ષરના ઉચ્ચારણનો ઉપદેશ કરવો જોઇએ. કે જેથી સ્વર તથા વર્ણોચ્ચારણના જ્ઞાનમાં વિરોધ ન આવે. જેમકે પ એનો ઉચ્ચાર બે હોઠને એકઠા કરીનેજ કરવો જોઇએ. અને એનું ઓષ્ઠસ્થાન તથા સ્પૃષ્ટ પ્રયત્ન છે એજ પ્રમાણે સઘળા વર્ણોને માટે સમજવું. આ વિષે મહાભાષ્યકાર પતંજલી મુનિ લખે છે કેઃ—

**दुष्टः शब्दः स्वरतो वर्णतो वा मिथ्या प्रयुक्तो न तमर्थमाह।**
**स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात्॥**
**महाभाष्ये अ० १ पा० १ आ० १**

સ્થાન પ્રયત્નના યોગવિના ઉચ્ચારણ કરવાથી અક્ષરોનો યથાવત્ પ્રકાશ અને પદલાલિત્ય થતુંજ નથી. જેમ ગાનકર્તા પડ્જાદિ સ્વરના આલાપમાં અન્યથા ઉચ્ચારણ કરે તો તે તેનો દોષ કહેવાય છે, તેજ પ્રમાણે વેદમાં પણ પ્રયત્ન સહિત સ્વસ્વસ્થાનસહિતજ સ્વર તથા વર્ણનું ઉચ્ચારણ કરવું જોઇએ. નહિ તો દુષ્ટશબ્દ દુઃખદાયક અને અનર્થકર્તા થાય છે. યથાવત્ ઉચ્ચારણને છોડી અન્યથા ઉચ્ચારણ કરનારનો દોષ માલુમ પડે છે અને બીજા વિદ્વાનો તેને કહે છે કે તમે મિથ્યા પ્રયોગ કર્યો. એ મિથ્યા પ્રયોગ કરેલો શબ્દ તેના ભાવાર્થને પણ સ્પષ્ટ નથી કરતો જેમકે—सकलम् । शकलम् । सकृत् । शकृत् । એમાં સકલ શબ્દ સંપૂર્ણ અર્થસૂચક છે અને શકલ આખી ચીજના ભાગને કહેછે. એજ પ્રમાણે સકૃત્ એટલે એકવાર એને બદલે શકૃત્ બોલે તો તેનો અર્થ વિષ્ઠા થાય છે. આ ઉદાહરણોમાં સકારના સ્થાનમા શકાર અને શકારના સ્થાનમાં સકારનું ઉચ્ચારણ કરવાથી તે શબ્દોથી વક્તા શું કહેવા માગે છે તે નથી સમજાતું માટે એવા શબ્દને વાગ્વજ્ર કહે છે. જે મતલબથી શબ્દનું ઉચ્ચારણ કરવામાં આવે છે તેજ શબ્દ તેના અભિપ્રાયનો નાશક થાય છે, તથા તે તેના વક્તા અને શ્રોતા યજમાન બન્નેનો નાશ કરે છે જેમકે ઇંદ્રશત્રુ એ શબ્દે સ્વરના દોષને લીધે વક્તાના અભિપ્રાયની વિરૂદ્ધ ફલને પેદા કર્યું હતું. તે આ પ્રમાણે છે ઇંદ્ર એટલે સૂર્ય અને તેનો શત્રુ મેઘ. આ ઇંદ્રશત્રુ શબ્દમાં અન્તોદાત્ત સ્વર કરવાથી તત્પુરૂષ સમાસ અને આદ્યુદાત્ત કરવાથી બહુવ્રીહિ સમાસ થાય છે. આ વિષયમાં તુલ્યયોગિતાલંકારથી મેઘ અને સૂર્યનું વર્ણન કરેલું છે. એમાં ઇકાર ઉદાત્ત બોલવાથી બહુવ્રીહિસમાસ અને અન્ય પદાર્થનો બોધ થાય છે, અને

અન્તોદાત્ત બોલવાથી તત્પુરૂષસમાસ અને ઉત્તર પદાર્થનો બોધ થાય છે માટે જેની ઇચ્છા સૂર્યને ગ્રહણ કરવાની હોય તેણે એ શબ્દનુ કર્મધારયસમાસ અને અન્તોદાત્ત સ્વરમાં ઉચ્ચારણ કરવું; અને જેને મેઘનો વાચક લેવો હોય તેણે બહુવ્રીહિસમાસ અને આદ્યુદાત્ત સ્વર બોલવો. એમાં અન્યથા ઉચ્ચારણ કરવાથી મનુષ્યનો દોષ કહેવાય છે. માટે સ્વરોચ્ચારણ તથા વર્ણોચ્ચારણ બરાબર કરવું જોઇએ.

વળી બાળકોને બોલવાચાલવા, બેસવાઉઠવા, જવાઆવવા, ભોજન, અધ્યયન વગેરેને માટે પણ યથાયોગ્ય શિક્ષા આપવી જોઇએ. અર્થનાન સહિતજ અધ્યયન કર્યાથી ઉત્તમ ફલ મળે છે પરંતુ જે બિલકુલ નથી ભણતા તેનાકરતાં તો પાઠમાત્ર કરનારા ઉત્તમજ છે. અને જે શબ્દાર્થસંબંધ વિજ્ઞાનપુરઃસર ભણે છે તે ઉત્તમતર છે. જે આ પ્રમાણે વેદ ભણીને વિજ્ઞાનવાન્ થઇને શુભગુણકર્માચરણી થઇને સર્વેનો ઉપકારકર્તા થાય છે તે સર્વોત્તમ કહેવાય છે એને માટે પ્રમાણ :—

ऋचो अक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधिविश्वे निषेदुः। यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥ ऋ० मं० १ सू० १६४ मं० ३९

योऽर्थम् । योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥ निरु० अ० १ खं० १८.

અર્થ—જે મનુષ્ય વેદ ભણીને (પાઠમાત્ર ભણીને) અર્થ નથી જાણતો તથા તે જાણીને પણ જે ધર્મનું આચરણ નથી કરતો તે મનુષ્ય સ્થાણુ અર્થાત ઝાડના ઠુંઠા જેવો છે. એટલે કે માત્ર ભારવાહ છે. જેમ કોઇ માણસ અથવા પશુ ભારમાત્ર વહી જાય છે પરન્તુ તેનો ઉપયોગ કરી શકતો નથી. પણ તેના વહેલા કેશર, કસ્તુરી ઘૃત, સાકરાદિ ઉત્તમોત્તમ પદાર્થોનો ઉપયોગ કોઇ ભાગ્યશાળીજ કરે છે. તેવી રીતે જે અર્થજ્ઞ અર્થાત્ વેદોના શબ્દાર્થ સંબંધ વિદ થઇને ધર્માચરણ કરે છે તે વેદાર્થના જ્ઞાનવડે પાપરહિત થઇને મરણથી પૂર્વે સમ્પૂર્ણ ભજનીય સુખ પામે છે. અને પછી શરીર છોડીને સર્વ દુઃખરહિત મોક્ષનામક બ્રહ્મપદને પામે છે. માટે વેદના અર્થજ્ઞાન અને ધર્માનુષ્ઠાનપૂર્વકજ અધ્યયન કરવું જોઇએ.

यद्गृहीतमविज्ञातं निगदेनैव शब्द्यते । अनग्नाविव शुष्कैधो न तज्ज्वलति कर्हिचित् ॥ निरु० अ० १ खं० १८.

અર્થ—જે મનુષ્ય કેવળ પાઠમાત્રનુજ પઠન કરે છે તેનુ ભણવું અંધકારરૂપ છે. જેમ અગ્નિવિના સૂકાં લાકડામાં પણ દાહ અને પ્રકાશ નથી થતો તેમજ અર્થજ્ઞાન વિનાના ભણતરમાં પણ જ્ઞાનનો પ્રકાશ નથી થતો. તેથી તે અવિદ્યારૂપ અંધકારનો નાશ કરતું નથી

उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न शृणोत्येनाम् ॥
उतो त्वस्मै तन्वं १ विसस्रे जायेव पत्य उशती सुवासाः ॥
ऋ० मण्ड० १० सू० ७१ मं० ४

અર્થઃ—વિદ્વાન્ અને અવિદ્વાનનું લક્ષણ કહ્યું છે કે જેણે ભણ્યા છતાં પણ શબ્દ અર્થ તથા સંબંધનું યથાર્થજ્ઞાન નહોય તે નર અર્થાત્ ગ

વિદ્વાન્ છે; અને જે મનુષ્ય શબ્દાર્થસંબંધ તથા વિદ્યાના પ્રયોજનને યથાર્થ જાણે છે તે પૂર્ણ વિદ્વાન્ કહેવાય છે. તેજ પ્રમાણે શ્રેષ્ઠ પુરૂષને વિદ્યાના સ્વરૂપના જ્ઞાનથી પરમાનંદરૂપ ફલ પણ મળે છે. અર્થાત્ જેમ પતિવ્રતા સ્ત્રી પોતાનાજ પતિને પોતાનું શરીર દેખાડે છે તેમ અર્થજ્ઞાનવાળા વિદ્વાનનીજ આગળ વિદ્યાપણ પોતાનું સ્વરૂપ યથાર્થ રીતે પ્રકાશે છે.

उत त्वं सख्ये स्थिरपीतमाहुर्नैनं हिन्वन्त्यपि वाजिनेषु।
अधेन्वा चरति माययैष वाचं शुश्रुवाँ अफलामपुष्पाम्॥

ऋ० मण्ड० १० सू० ७१ मं० ५

ભાવાર્થ—મનુષ્યોને ઉચિત છે કે વિદ્વાનોની સાથે પ્રીતિ કરે અર્થાત્ જેમ સ પૃખ્ મનુષ્યોને મૈત્રી કરવા યોગ્ય મનુષ્યને સર્વ લોકો સુખ આપે છે તેમજ તમે પણ વેદાદિવિદ્યા અને વિજ્ઞાનયુક્ત પુરૂષોને સારીરીતે સુખ આપો કે જેથી તમને વિદ્યારૂપ લાભ સદા થતો રહે. જે અર્થ સહિત ભણીને તે પ્રમાણે આચરણ કરે છે તેને વિદ્વાન્ કહે છે; અને તેનેજ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની પ્રાપ્તિ યથાવત્ થાય છે એનેજ સ્થિરપીત કહે છે. એવોજ વિદ્વાન્ સંસારને સુખ આપે છે; તેને કોઇપણ મનુષ્ય દુઃખ નથી દઇ શકતો. કારણ કે જેના હૃદયમાં વિદ્યારૂપ સૂર્ય પ્રકાશિત થઇ રહ્યો છે તેને દુઃખરૂપ ચોર કદીપણ દુઃખ દઇ શકતો નથી. અને જે કોઇ અવિદ્યારૂપ અર્થ અને અભિપ્રાય વિનાની વાણીને સાંભળે છે તથા બોલે છે તેને કંઇ પણ સુખપ્રાપ્તિ થતી નથી પણ ઉલટો શોકરૂપ શત્રુ તેને સર્વદા દુઃખજ દેછે. કારણ કે વિદ્યાહીન હોવાથી તે શત્રુઓને જીતવામાં અસમર્થ હોય છે માટે અર્થજ્ઞાન સહિતજ ભણવાથી મનોવાંછિત સુખનો લાભ થાય છે.

મનુષ્યોએ વેદાર્થવિજ્ઞાનને માટે વ્યાકરણમાં અષ્ટાધ્યાયી તથા મહાભાષ્ય, પછી નિઘંટુ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ્ એ વેદાંગોનો અભ્યાસ કરવો જોઇએ. ત્યાર પછી મીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય અને વેદાન્ત એ વેદનાં ૭ ઉપાંગોનું અધ્યયન કરવું. એ થયાપછી ઐતરેય, શતપથ, સામ અને ગોપથ બ્રાહ્મણોનું અધ્યયન કર્યાબાદ વેદાર્થનું પઠન કરવું જોઇએ. અથવા આ સઘળું બજાવાઓએ કરેલી વેદ વ્યાખ્યાઓને જોઇને વેદાર્થનું જ્ઞાન સર્વેએ સંપાદન કરવું જોઇએ કારણ કે ( *नावेदविन्मनुते तं बृहन्तम्* ) વેદને નહીં જાણનાર તે મહાન્ પરમેશ્વરને, ધર્મને તથા સઘળી વિદ્યાઓને જાણી શકતો નથી. કારણ કે

વેદ સર્વે વિદ્યાઓનું મૂલ છે. તેને જાણ્યાવિના કોઇપણ સત્યવિદ્યા જાણવાને અશક્તિમાન્ છે. ભૂગોલમાં જે જે વિદ્યાઓ ફેલી છે તથા મનમાં જે સત્યજ્ઞાનનો પ્રકાશ થાય છે તથા થશે તે સઘળું વેદમાંથીજ પ્રસરેલું છે. કારણ કે જે જે પદાર્થવિજ્ઞાન છે તે ઇશ્વરે વેદમાં પ્રથમથીજ પ્રકાશિત કર્યું છે, ત્યાંથીજ કોઇ પણ ઠેકાણે સત્યનો પ્રકાશ થાય એ સંભવિત છે. માટે વેદાર્થ જાણવાને માટે સર્વે મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ.

## इति पठनपाठनविषयः संक्षेपतः।

---

## अथ संक्षेपतो भाष्यकरणशङ्कासमाधानादिविषयः।

પ્રશ્ન—તમે આ જે વેદભાષ્ય બનાવો છો તે નવીનજ બનાવો છો કે પૂર્વના આચાર્યોએ કર્યાં છે તેનો પ્રકાશ કરો છો? જો પૂર્વના આચાર્યોનાં ભાષ્યોનોજ પ્રકાશ કરતા હો તો તે તો પિષ્ટપેષણવત્ હોવાથી કોઇ અંગિકાર નહિ કરે.

ઉત્તર—પૂર્વાચાર્યોકૃતનોજ પ્રકાશ કરૂં છું તે આ પ્રમાણે.—પૂર્વના જે **બ્રહ્માથી જૈમિની** મુનિ સુધીના ઋષિઓએ ઐતરેય, શતપથાદિ ભાષ્યો રચ્યાં છે, તથા **પાણિનિ, પતંજલી**, તથા **યાસ્કાદિ** મહર્ષિઓએ વેદ વ્યાખ્યાન કર્યા છે તથા વેદાંગ બનાવ્યાં છે તેજ પ્રમાણે **જૈમિની** આદિએ વેદના ઉપાંગોરૂપ ષટ્ શાસ્ત્રો તથા ઉપવેદો રચ્યા છે. અને વેદની અનેક શાખાઓરૂપી ગ્રંથો છે તેમના સંગ્રહ માત્રથીજ સત્ય અર્થનો પ્રકાશ કરૂં છું [illegible] નવી રચતો.

પ્રશ્ન—એ રચવાથી શું ફલ થશે?

ઉત્તર—રાવણ, ઉવટ, સાયણ તથા **મહીધરાદિએ** જે [illegible] ભાષ્યો કર્યા છે. અને તેને અનુસારે અંગ્રેજી ભાષામાં **જર્મની** તથા બીજા દેશના કેટલાક વિદ્વાનોએ પોતાની ભાષામાં અનુવાદ કર્યા છે, અને તે ઉપરથી આર્યાવર્ત્ત દેશવાસીઓએ પણ પ્રાકૃતભાષામાં વ્યાખ્યાઓ કરી છે તથા કરે છે તે સર્વ અનર્થ મૂલક છે. પરન્તુ આ ભાષ્યથી તે ટીકાઓના દોષ દૂર થઇને સજ્જનોના હૃદયમાં યથાવત્ પ્રકાશ થવાથી તેનો ત્યાગ થશે સત્યના અભાવને લીધે તેમના દોષ સ્થાલીપુલાક* ન્યાયવડે બતાવવામાં આવશે જેમ કે સાયણાચાર્ય

---

* સ્થાલીપુલાકન્યાય—એક તપેલીમાં ચોખા ઓર્યા હોય અને તેમાંથી એક દાણો લઇને દબાવીને તેનાથી જેમ આખી તપેલીના ચોખા ચઢી ગયા છે કે કાચા છે તે જણાય છે, તેમજ કોઇપણ વસ્તુનો એક અંશ જોઇ તે ઉપરથી આખી વસ્તુની સત્યતા કે અસત્યતા વિષે અનુમાન કરવું તેને સ્થાલીપુલીકન્યાય કહે છે.

વેદોના ઉત્કૃષ્ટ આશયને સમજ્યાવિના સર્વવેદ ક્રિયાકાંડમય છે એમ કહ્યું છે તે અસત્ય છે. કારણ કે વેદ સર્વ વિદ્યાઓથી યુક્ત છે. આ વાત પ્રથમ સંક્ષેપમાં લખી ગયા છિયે. આ પ્રમાણે એનું કથન અસંગત તથા મિથ્યા છે.(इन्द्रं मित्रं०) એ મંત્રનો અર્થ પણ અન્યથાર્થ કર્યો છે. તેણે આ મંત્રમાં ઇન્દ્ર શબ્દ વિશેષ્ય અને મિત્રાદિ શબ્દો વિશેષણ તરીકે લીધા છે; પરન્તુ આ મંત્રમાં અગ્નિ શબ્દ વિશેષ્ય અને ઇન્દ્રાદિશબ્દો તેનાં વિશેષણ છે માટે વિશેષણોનો વિશેષ્યનીસાથે અન્વય કરીને પછી બીજા વિશેષણસાથે વિશેષ્યનો અન્વય કરવામાં આવે છે અને વિશેષણનો એકવાર વિશેષ્યનીસાથે અન્વય કરવામાં આવે છે. એજ પ્રકારે જ્યાં જ્યાં એક શબ્દનાં સેંકડો અથવા હજારો વિશેષણ એક વિશેષ્યનાં હોય છે ત્યાં ત્યાં વિશેષ્યનું સેંકડો અગર સહસ્રવાર ઉચ્ચારણ થાય છે તેજ પ્રમાણે આ મંત્રમાં વિશેષ્યની ઇચ્છાથી ઇશ્વરે અગ્નિ શબ્દનું બે વાર ઉચ્ચારણ કર્યું છે. આ અગ્નિ આદિ બ્રહ્મનાં નામ છે એ વાત સાયણાચાર્યે જાણી નથી, માટે તેની ભ્રાંતિ છે એમ જાણવું. નિરૂક્તકારે પણ અગ્નિ શબ્દનું વિશેષ્ય અને વિશેષણ ભાવથી વર્ણન કર્યું છે. જેમ કે:—

**इममेवाग्निं महान्तमात्मानमेकमात्मानं बहुधा मेधाविनो वदन्तीन्द्रं मित्रं वरुणमित्यादि०**

**निरु० अ० ७ खं० १८**

તે એક સદ્વસ્તુનું નામ બ્રહ્મ છે. માટે અગ્નિ આદિ ઇશ્વરનાં નામો છે એમ સમજવું. વળી સાયણાચાર્યે કહ્યું છે કે એ સર્વે નામોથી પરમેશ્વરનુંજ ગ્રહણ થાય છે. જેમ પુરોહિત રાજાનું અભીષ્ટજ સર્વદા કરે છે. અથવા જેમ અગ્નિ યજ્ઞસંબંધિ પ્રથમ ભાગમાં હવન કરવાને માટે છે તેમ ઇશ્વર સ્થિત છે; આ વાત પણ પૂર્વાપર વિરૂદ્ધ છે અને આગળ પાછળના સંબંધને તોડી નાંખે છે. કારણ કે જો સર્વે નામોથી ઇશ્વરનુંજ ગ્રહણ થઇ જતું હોય તો પછી જે અગ્નિમાં હવન કરો છે તેનું શા માટે ગ્રહણ કરો છો. કદાચિત્ કોઇ કહે કે સાયણાચાર્યે ત્યાં ઇન્દ્રાદિ દેવતાઓનું ગ્રહણ કર્યું હોય તો કંઈ પણ વિરોધ નથી આવતો; તો એનો ઉત્તર એ છે કે જો ઇંદ્રાદિ નામોથી પરમેશ્વરનુંજ ગ્રહણ કરો છો તો તે નિરાકાર, સર્વશક્તિમાન, વ્યાપક અને અખંડ હોવાથી જન્મ લઇને ભિન્નવ્યક્તિવાળો કદી થઈ શકતો નથી. કારણ કે વેદમાં ઈશ્વરને એક, અજ અને અકાય અર્થાત્ શરીરસંબંધરહિત આદિ ગુણોવડે વર્ણવ્યો છે. માટે સાયણાચાર્યનું કથન સત્ય નથી. એજ પ્રમાણે સાયણાચાર્યે જે જે મંત્રનું ભાષ્ય અન્યથા કર્યું છે તે તે ક્રમપૂર્વક તે તે મંત્રોના ભાષ્યમાં લખવામાં આવશે.

આજ પ્રમાણે **મહીધરે** પણ મહાઅનર્થરૂપ વેદાર્થદૂષક વેદદીપાખ્ય વિવરણ કર્યું છે તેના દોષનુ પણ અહિં દિગ્દર્શન કરાવીએ છિયે

**गणानां त्वा गणपति**ꣳ**हवामहे प्रियाणां त्वा प्रियपति**ꣳ**हवामहे निधीनां त्वा निधिपति**ꣳ**हवामहे वसो मम ॥ आहमजानि गर्भधमात्वमजासि गर्भधम् ॥**

**यजुः० अ० २३ मं० १९**

મહીધરનો અર્થ.

આ મંત્રના વ્યાખ્યાનમા **મહીધરે** ગણપતિ શબ્દથી ઘોડાનુ ગ્રહણ કર્યું છે, અને અર્થ કર્યો છે કે —યજમાનની સ્ત્રી યજ્ઞશાલામા સર્વ ઋત્વિજોના દેખતા ઘોડાની પાસે સૂઇ જાય અને કહે કે હે અશ્વ ! જેનાથી ગર્ભધારણ થાય છે એવુ તારૂ વીર્ય છે તેને હુ ખેચીને મારી *મા નાખુ અને તુ તે વીર્યનુ મારામા સ્થાપન કર.

ભાષ્યાર્થ.

**गणानां त्वा गणपतिं हवामह इति । ब्राह्मणस्पत्यं ब्रह्म वै बृहस्पतिर्ब्रह्मणैवैनं तद्भिषज्यति प्रथश्च यस्य स प्रथश्च नामेति । ऐत० प० कं० २१**

**प्रजापतिर्वै जमदग्निः सोऽश्वमेधः । क्षत्रं वाश्वो विडितरे पशवः । क्षत्रस्यैतद्रूपं यद्धिरण्यं ज्योतिर्वै हिरण्यम ॥ शत० कां० १३ अ० २ ब्रा० ११ कं० १४।१५।१६।१७ ॥ न वै मनुष्य स्वर्गं लोकमञ्जसा वेदाश्वो वै स्वर्गं लोकमञ्जसा वेद ॥ शत० कां० १३ अ० ? ब्रा० १२ कं० ?**

* [illegible] મહીધરના અર્થમા [illegible] પ્રમાણે [illegible] શબ્દોના પ્રયોગ કરેલા છે કે જે લખક અને વાચક બન્નેને શરમાવા જેવુ અયોગ્ય શબ્દોના પ્રયોગ કરેલા છે તેના સ્થાનમા ફૂદડી પ્રમાણે ચિન્હ મુકયાછે. [illegible] માટે અમે તે [illegible] મહીધરકૃત યજુર્વેદભાષ્ય [illegible] આપાતરૂદના એ શબ્દો [illegible]

राष्ट्रमश्वमेधो ज्योतिरेव तद्राष्ट्रे दधाति क्षत्रायैव तद्विशं कृतानुकरामनुवर्त्मानं करोति । अथो क्षत्रं वा अश्वः क्षत्रस्यैतद्रूपं यद्धिरण्यं क्षत्रमेव तत्क्षत्रेण समर्धयति विशमेव तद्विशा समर्धयति ॥ शत० कां० १३ अ० २ ब्रा० ११ कं० १५।१६।१७ ॥

गणानां त्वा गणपतिं हवामह इति । पत्न्यः परियन्त्यपह्नुवत एवास्मा एतदतोऽन्येवास्मैह्नुवतेऽथो धुवत एवैनं त्रिः परियन्ति त्रयो वा इमे लोका एभिरेवैनं लोकैर्धुवते त्रिः पुनः परियन्ति षट् सम्पद्यते षड्वा ऋतव ऋतुभिरेवैनं धुवत अप वा एतेभ्यः प्राणाः क्रामन्ति ये यज्ञे धुवनं तन्वते नवकृत्वः परियन्ति नव वै प्राणाः प्राणानेवात्मन् धत्ते । नैभ्यः प्राणा अपक्रामन्त्याहमजानि गर्भधमात्वमजासि गर्भधमिति । प्रजा वै पशवो गर्भः प्रजामेव पशूनात्मन् धत्ते ॥ श० कां० १३ अ० २ ब्रा० २ कं० ४।५ ॥

અર્થ — ( गणानाम् त्वा० ) અમે જગતના ગણનીય પદાર્થોના સમૂહના પતિ અર્થાત સ્વામિ પરમેશ્વરનુ ( हवामहे ) ગ્રહણ કરીએ છિયે એજ પ્રમાણે સર્વ ઇષ્ટમિત્ર તથા મોક્ષાદિ પ્રિયોના સ્વામિ પરમેશ્વરનુ અમે ગ્રહણ કરીએ છિયે અને ( निधीनाम् त्वा० ) વિદ્યારત્નાદિ કોશના સ્વામિ પરમાત્માનું ગ્રહણ કરીએ છિયે वसन्त्यस्मिन् सर्वं जगद्वा यत्र वसति स वसुः परमेश्वरः । આખું જગત ઇશ્વરમા વસેલું છે માટે તેને વસુ કહે છે. હે વસુ પરમેશ્વર ! તું સર્વ કાર્યજગતને સ્વસામર્થ્યથી ગર્ભવત્ ધારણકરીરહ્યો છે, તેને અમે તારી કૃપાથી જાણીએ હે ભગવન્ તમે સર્વ રીતે સર્વને જાણોછો તેમજ મને પણ સર્વ પ્રકારના જ્ઞાન યુક્ત કરો । ( गर्भधम ) બીજીવાર ગર્ભધ શબ્દનો પાઠ એટલા માટે છે કે જે જે પ્રકૃતિ અને પરમાણુ આદિ કાર્યદ્રવ્યોના ગર્ભરૂપ છે તેમા પણ સર્વ જગતના ગર્ભરૂપ બીજને ધારણકરનાર ઇશ્વરથી ભિન્ન જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનાર કોઈ નથી એ દર્શાવવાને માટે છે એજ પ્રમાણે ઐતરેય, શતપ-

થઇ બ્રાહ્મણોમાં ગણપતિ શબ્દનો અર્થ કરેલો છે. ( ब्रह्मणस्पतिम् ) એ મંત્રમાં
બ્રહ્મ અર્થાત્ વેદના પતિ તરીકે ઇશ્વરનું વર્ણન કર્યું છે. કારણ કે ( ब्रह्मवै
બૃહસ્પતિઃ ) એ પ્રમાણે કહેલું છે. એજ બ્રહ્મોપદેશ વડે યજમાનને સર્વોપદેષ્ટા
વિદ્વાન્ વિદ્યારૂપ ઔષધિ આપીને અવિદ્યારૂપ રોગથી મુક્ત કરે છે. જે પ્રજા
અર્થાત્ વિસ્તૃત, સર્વમાં વ્યાપક અને મધ્ય અર્થાત્ આકાશાદિ વિસ્તૃત પદાર્થોની
સાથે પણ વ્યાપક થઇને રહેલો છે. એજ પ્રમાણે આ મંત્ર ઇશ્વરનાં નામોનું
યથાવત્ પ્રતિપાદન કરે છે. પરમેશ્વરને પ્રજાપતિ પણ કહે છે અને તેથી એની
જમદગ્નિ સંજ્ઞા પણ છે કારણ કેઃ—

**जमदग्नयः प्रजमितग्नयो वा प्रज्वलिताग्नयो वा तैरभिहुतो भवति ॥ निरु० अ० ७ खं० २४**

ભાવાર્થઃ—આ સૂર્યાદિ પ્રકાશક પદાર્થો એજ ઇશ્વરના સામર્થ્યથી પ્રજ્વ-
લિત થાય છે; તે સૂર્યાદિના કાર્યો તથા નિયમવડે તેના કારણીભૂત ઇશ્વરને જમદગ્નિ
કહે છે. એજ પરમેશ્વરને અશ્વમેધ પણ કહે છે. ( આ પ્રમાણે પ્રથમ અર્થ છે. )
રાજાને પણ અશ્વ કહે છે. કારણ કે જેમ ઘોડાની આગળ બીજાં પશુઓ
ન્યૂન બળવાળા હોય છે તેમજ રાજાની સામે પ્રજા પણ નિર્બળ છે. રાજ્યની
શોભા ધન તથા ન્યાય કરવો તે છે. એટલે કે રાજાએ પ્રજાનું યથાવત્ પાલન
કરવું તેને અશ્વમેધ કહે છે. એમ અલંકારથી વર્ણન કર્યું છે. એજ પ્રમાણે
અશ્વ ઇશ્વરનું નામ છે. તે પ્રમાણે જોતાં જીવ અને ઇશ્વરનો સ્વસ્વામિસંબંધ
વર્ણવ્યો છે. કારણ કે મનુષ્ય કેવલ પોતાના સામર્થ્યવડે સ્વર્ગ—મોક્ષ મેળવવાને
અશક્ત છે.

**अश्वो यत्त ईश्वरो वा अश्वः॥श०कां०१३अ.२ब्रा०८कं०८**

**अश्नुते व्याप्नोति सर्वं जगत्सोऽश्व ईश्वरः॥**

રાજ્યને પણ અશ્વમેધ કહે છે જે રાજા રાજ્યનું બરાબર પાલન કરે છે
તેનું ફલ તેને મળે છે. તેજ રાજા પોતાના સુખને માટે પ્રજાને પોતાનું દૃષ્ટાંત
આપીને પોતાના અનુકૂલ આચરણ કરતાં શીખવે છે. તથા રાજા પ્રજા પર કર
નાંખે છે તેજ કરથી પ્રજાનું રક્ષણ કરે છે. જ્યાં એકજ મનુષ્ય રાજા હોય છે
ત્યાંની પ્રજા પીડિત હોય છે. માટે પ્રજાની સત્તાવડેજ રાજ્ય પ્રબંધ કરવો જોઇએ.
ઋષિઓએ પણ આથી રાજ્ય પાલનને માટે નિયમિત થવું. અને સન્તાનશિક્ષણ
નામક યજ્ઞની જ્યાંથી ત્યાંથી પ્રાપ્તિ કરી. એની પ્રાપ્તિ કરીને પણ જે સંતાનો

ત્પત્તિ આદિ કર્મોમા મિથ્યાચરણ કરે છે તેના આ કર્મને વિદ્વાનો પસંદ નથી કરતા અને જે પુરૂષ ઉપરોક્ત સંતાનોત્પત્તિ નથી કરતો તથા તેમને શિક્ષણ આદિ નથી આપતો તેને વિદ્વાનોએ પોતામાથી દૂર કરવો જોઇએ આ પ્રમાણે ત્રણુનાગ એની રક્ષા તથા આત્મા, શરીર અને બળની સિદ્ધિ કરે જે લોકો ઇશ્વરની ઉપાસના કરે છે તેના બળાદિગુણોનો કદી પણ નાશ થતો નથી

ता उभौ चतुरः पदः सम्प्रसारयाव स्वर्गे लोके प्रोर्णुवाथां वृषा वाजी रेतोधा रेतो दधातु ॥ यजुः० अ० २३ मं० २०

મહીધરનો અર્થ

યજમાનની સ્ત્રી ઘોડાના શિશ્નને પકડીને પોતેજ પોતાની. ......માં મૂકે.

સત્ય અર્થ

ता उभौ चतुर पद सम्प्रसारयावेति मिथुनस्याव- रुध्यै स्वर्गे लोके प्रोर्णुवाथामित्येष वै स्वर्गो लोको यत्र पशु-संज्ञपयन्ति तस्मादेवमाह वृषा वाजी रेतोधा रेतो दधात्विति मिथुनस्यैवावरुध्यै ॥ शत० कां० १३ अ० २ ब्रा० २ कं० ८

અર્થ—રાજા અને પ્રજા બન્ને મળીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિનો પ્રચાર કરવામાં સદા પ્રવૃત્ત રહે કારણ કે બન્નેના અત્યંત સુખરૂપ સ્વર્ગલોકમાં પ્રિય આનન્દની સ્થિતિ તેનાથી થાય છે, અને તેથી તે બન્ને પરસ્પર તથા સર્વ પ્રાણિઓ સુખથી પરિપૂર્ણ થાય. કે જે ગણમાં મનુષ્ય ઇશ્વરને યથાર્થરીતે જાણે છે તેજ રીતે સુખયુક્ત હોય છે માટે રાજા અને પ્રજાએ પરસ્પર સુખને માટે સદ્ગુણોના ઉપદેશ ની સેવા કરવી અને વિદ્યા તથા બળને સદા વધારવા આ પ્રમાણે આ મંત્રનો અર્થ છે મહીધરનો અર્થ તદ્દન વિરૂદ્ધ અને અનિષ્ટ છે

यकासकौ शकुन्तिका हलगिति वञ्चति। आहन्ति

गभे पसो निगंल्गलीति धारका ॥ यजुः.अ०२३मं०२२

મહીધરનો અર્થ—યજ્ઞશાલામાં અધ્વર્યુઆદિ ઋત્વિજ્ લોકો કુમારી તથા યજમાનની સ્ત્રીઓસાથે ઉપહાસપૂર્વક આગળ લખ્યાપ્રમાણે સંવાદ છેઃ– આંગળીએ ... દેખાડીને કહે છે કે સ્ત્રીઓ જ્યારે ચાલે છે ત્યારે તેમની . માં હલહલા શબ્દ થાય છે, તથા જ્યારે ... અને શકુનિપક્ષીની ચાંચના જેવા શિશ્નનો સંયોગ થાયછે ત્યારે પણ એવોજ શબ્દ થાય છે; તથા ... અને . માંથી વીર્ય ઝરે છે. કુમારી અધ્વર્યુ પ્રતિ–તેના .. ને દેખાડીને કહે છે કે આ છિદ્રસહિતનો તારા શિશ્નનો અગ્રભાગ તારા મુખસમાન લાગે છે.

સત્ય અર્થ—यकासकौ शकुन्तिकेति विड्वै शकुन्तिका हलगिति वञ्चतीति विशो वै राष्ट्राय वञ्चत्याहन्ति गभे पसो निगल्गलीति धारकेति विड्वै गभो राष्टं पसो राष्टमेव विश्या हन्ति तस्माद्राष्ट्री विशं घातुकः॥ शत० कां० १३ अ० २ ब्रा० ३ क० ६

(વિડ્વૈ૦) જેમ બાજ પક્ષી આગળ બીજા અલ્પ પક્ષિઓનું કંઇ ચાલતુ નથી તેમજ રાજા પાસે પ્રજાનુ પણ કંઇ ચાલતુ નથી (આહલગિતિ વઞ્ચતીતિ) જ્યાં એકજ મનુષ્ય રાજા હોય છે ત્યાંની પ્રજા ઠગાય છે (આહન્તિ ગભે પસઃ) પ્રજાનું નામ ગભ અને રાજ્યનુ નામ પસ છે, જ્યાં એક મનુષ્ય રાજા હોય છે ત્યાં તે પોતાના સુખના લોભથી પ્રજાના પદાર્થોની હાનિજ કરે છે માટે રાજાને પ્રજાનો ઘાતુક અર્થાત્ હનન કરનાર પણ કહે છે એટલા માટે એકજ મનુષ્યને કદીપણ રાજા નહિ માનવો જોઇએ પરન્તુ ધાર્મિક વિદ્વાનોની સભાના હાથમાજ રાજ્યપ્રબન્ધ હોવો જોઇએ આથી પણ મહીધરનો અર્થ અતિ ઘૃણિત છે એમ સ્પષ્ટ માલૂમ પડશે

माता चं ते पिता च तेऽग्रं वृक्षस्यं रोहतः । प्रतिलामीति ते पिता गभे मुष्टिमतं ऽसयत् ॥ यजुः० अ० २३ मं० २४

મહીધરનો અર્થ—બ્રહ્મા યજમાનની સ્ત્રીની મશ્કરી કરીને કહે છે કે અરે! અરે! મહિષિ! જ્યારે તારા માતાપિતાઓ પલંગ ઉપર ચઢીને તાર

પિતાએ તારી માતાના ... માં પોતાના મુષ્ટિતુલ્ય ... ને મૂક્યું ત્યારે તારી ઉત્પત્તિ થઇ. અથવા પોતાના ... ને દેખાડીને કહ્યું કે તારી સાથે હું ... ...

સત્યેઅર્થઃ— **माता च ते पिता च त इति । इयं वै माताऽसौ पिताभ्यामेवैनं स्वर्गं लोकं गमयत्यग्रे वृक्षस्य रोहत इति । श्रीर्वै राष्ट्रस्याग्र ॐ श्रियमेवैन ॐ राष्ट्रस्याग्रं गमयति। प्रतिलामीति ते पिता गभे मुष्टिमत ॐ सय दिति । विड्वै गभो राष्ट्रं मुष्टी राष्ट्रमेवाविश्याहन्ति तस्माद्राष्ट्री विशं घातुकः॥श०का०१३अ०२ब्रा०३कं०७.**

હે મનુષ્ય! આ પૃથ્વી તથા વિદ્યા, ઔષધ્યાદિ અનેક પદાર્થો તથા વિજ્ઞાનની દાતા તથા માનની હેતુભૂત હોવાથી તારી માતા સમાન છે, અને સૂર્યલોક, વિદ્વાન્ તથા ઇશ્વર તારા પિતાવત્ છે. સર્વ પુરૂષાર્થ તથા અનુષ્ઠાનનાં અને સર્વ સુખના હેતુનું પાલન કરનાર હોવાથી તથા એનાવડે જીવને સુખની પ્રાપ્તિ કરાવનાર હોવાથી વિદ્વાનને પિતાવત્ કહેલો છે ( अग्रे वृक्षस्य ) જે વિદ્યા, શુભગુણ તથા લક્ષ્મી રાષ્ટ્રના અગ્રભાગમાં રહે છે તેજ જીવનને શોભાયમાન કરે છે. ( प्रतिलामीति० ) પ્રજાનું નામ ગભ અર્થાત્ ઐશ્વર્યની દાતા અને રાજ્યનું નામ મુષ્ટી છે કારણ રાજા પોતાની પ્રજાના પદાર્થોને મુઠ્ઠીથી હરી લે છે જેમ કોઇ મનુષ્ય બીજાના પદાર્થોને બળથી હરીલે છે તેમજ જ્યાં એકજ મનુષ્ય રાજા હોય છે ત્યાં પોતાના સુખને માટે તે રાજા પક્ષપાતથી પ્રજાની શ્રેષ્ઠ સુખ આપનારી લક્ષ્મીને લઇ લેછે. અર્થાત્ તે રાજા પોતાના રાજ્યકર્મમાં પ્રવૃત્ત થઇને પ્રજાને પીડા દેનારો થાય છે. આ સત્ય અર્થથી પણ મહીધરનો અર્થ અત્યંત વિરૂદ્ધ છે; માટે કોઇએ માનવો જોઇએ નહિ.

ऊर्ध्वमेनामुच्छ्रापय गिरौ भार ॐ हरन्निव । अथास्यै मध्यमेधतां शीते वाते पुनन्निव ॥ १ ॥

यजु० अ० २३ मं० २६

यदस्या अ ॐ हु भेद्याः कृधु स्थूलमुपातसत् । मु-

ष्कावित्दस्या एजतो गोशफे शकुलाविव ॥ २ ॥

यजुः० अ० २३ मं० २८.

મહીધરનો અર્થ:-જેમ ખેડુત અન્ન અને છોડાં બન્ને જુદાં કરવાને માટે એક પાત્રમાં અનાજ ભરીને તે વાસણને ઉંચુ કરેછે, તેમ પુરૂષે સ્ત્રીની...ને બન્ને હાથે ખેચીને પહોળા કરવી. ૧. જેમ ગાયના પગની ખરીમાં ભરાયેલા પાણીમાં બે માછલીઓ નાચે તેમ ...ની અને ...સ્થૂલ હોવાથી, સંયોગ વખતે અંડકોશ ...ની ઉપર નાચ્યા કરે છે.

સત્ય અર્થ—ऊर्ध्वमेनामुच्छ्रापयेति। श्रीर्वै राष्ट्रमश्वमेधः श्रियमेवास्मै राष्ट्रमूर्ध्वमुच्छ्रयति। गिरौ भारᳬहरन्निवेति। श्रीर्वै राष्ट्रस्य भारः श्रियमेवास्मै राष्ट्र * सन्नह्यत्यथो श्रियमेवास्मिन् राष्ट्रमधिनिदधाति अथास्यै मध्यमेधतामिति। श्रीर्वै राष्ट्रस्य मध्यᳬ श्रियमेव राष्ट्रे मध्यतोऽन्नाद्यं दधाति शीते वाते पुनन्निवेति क्षेमो वै राष्ट्रस्य शीतं क्षेममेवास्मै करोति। श०कां० १३ अ०२ ब्रा० २ कं० १।२।३।४॥

શ્રી અર્થાત્ વિદ્યા, ધન તથા રાજ્યપાલનનુ નામ અશ્વમેધ છે, અને એજ રાજ્યની ઉન્નતિ કરે છે. રાજ્યનો ભાર શ્રી છે કારણ કે તેનાથી રાજ્યની વૃદ્ધિ થાય છે. માટે વિદ્યા તથા ધનની વૃદ્ધિ થવાને માટે રાજ્યનો ભાર વિદ્વાન તથા શ્રેષ્ઠ પુરૂષોની સભાઉપર રાખવો જોઇએ શ્રી રાજ્યનો આધાર અને તેજ રાજ્યમાં શોભા ધારણ કરીને ઉત્તમ પદાર્થોની પ્રાપ્તિ કરાવે છે રાજ્યની રક્ષાનું નામ શીત છે. કારણ કે જ્યારે પ્રભાવડે રાજ્યની રક્ષા થાય છે ત્યારે તેની ઉન્નતિ થાય છે.

પ્રશ્ન—રાજ્યનો ભાર કેવો છે?

ઉત્તર—( श्रीर्वै राष्ट्रस्य भार ) શ્રી કારણ કે એજ ધનની પ્રાપ્તિ કરાવીને રાજ્યને ઉત્તમતાના શિખરે ચઢાવે છે આ પ્રમાણે રાજ કરનાર જન ઘણા સંસારમાં શ્રીયુક્ત રાજ્ય પ્રથમને સર્વમાં સ્થાપન કરે છે

પ્રશ્ન—એ રાજ્યનું મધ્ય શું છે?

ઉત્તર—પ્રજાની યથાવત્ રક્ષા જેમ કોઇ માણસ ભાર ઉઠાવીને

પર્વતપર લઈ જાય છે તેમજ સભાપણ રાજ્યને ઉત્તમ સુખની પ્રાપ્તિ કરાવે છે.

यद्देवासो ललामगुं प्रविष्टीमिनमाविषुः । सक्थ्ना देदिश्यते नारी सत्यस्याक्षिभुवो यथा ॥ यजुः० अ० २३ मं० २९

મહીધરનો અર્થ:—જ્યારે ઋત્વિજો યજમાનની સ્ત્રીની.....માં પોતાના ....નો પ્રવેશ કરે છે,ત્યારે તે સ્ત્રીનાં માત્ર ઉરૂજ દેખાય છે.—ભોગ સમયે સ્ત્રીનાં સર્વ અંગ પુરૂષનાં અંગોથી ઢંકાયલાં હોવાને લીધે તેનાં એકલાં ઉરૂજ દેખાય છે. શિશ્ન જ્યારે ઉત્થિત થયેલું હોય છે ત્યારે કમળના જેવું દેખાય છે.

સત્ય અર્થ:—( यद्देवास: ० )-જેમ વિદ્વાન લોકો પ્રત્યક્ષ સત્ય જ્ઞાનને પ્રાપ્ત કરીને વિવિધ પ્રકારના શુભ ગુણો તથા સુખની પ્રાપ્તિ કરાવનારી વિદ્યાના આનંદને ભોગવે છે તે પ્રમાણે પ્રજાને પણ પોતે તે આનંદથી યુક્ત કરે છે. વિદ્વાનોએ જેમ સ્ત્રી પોતાનાં જંઘા આદિ અંગોને વસ્ત્રથી ઢાંકેલાં રાખે છે તે પ્રમાણે પોતાના સત્ય ઉપદેશ, વિદ્યા, ધર્મ અને સુખથી પ્રજાને સદા આચ્છાદિત કરવી જોઇએ.

यद्धरिणो यवमत्ति न पुष्टं पशु मन्यते । शूद्रा यदर्यजारा न पोषाय धनायति ॥ यजुः०अ०२३ मं० ३०

મહીધરનો અર્થ:—શૂદ્ર એક દાસીને કહે છે કે જ્યારે શૂદ્રની સ્ત્રી વૈશ્યની સાથે વ્યભિચાર કરે છે ત્યારે તે એમ નથી વિચારતો કે મારી સ્ત્રી વૈશ્યની સાથે વ્યભિચાર કરવાથી પુષ્ટ થઇ ગઇ; પરન્તુ મારી સ્ત્રી વ્યભિચારિણી થઇ ગઇ એમ માનીને દુઃખી થાય છે. દાસી તેને ઉત્તર દે છે કે જ્યારે શૂદ્ર વૈશ્યની સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે ત્યારે વૈશ્ય પણ એમ નથી માનતો કે મારી સ્ત્રી શૂદ્રની સાથે વ્યભિચાર કરવાથી પુષ્ટ થઇ; પરન્તુ નીચ પુરૂષે તેની સાથે સંગમ કર્યો એ વિચારથી દુઃખિત થાય છે.

સત્ય અર્થ:—यद्धरिणो यवमत्तीति । विड्वै यवो राष्ट्रंहरिणो विशमेव राष्ट्रयाद्यां करोति तस्माद्राष्ट्री

विशमत्ति । न पुष्टं पशु मन्यत इति । तस्माद्राजा पशून्न पुष्यति । शूद्रा यदर्यजारा न पोषाय धनायतीति । तस्मा-द्वैशीपुत्रं नाभिषिञ्चति ॥ श० कां० १३ अ० २ ब्रा० ३ कं० ८

(यत् हरिणः) આ સ્થલે પ્રજાનું નામ યવ અને રાજાનું નામ હરણ છે. કારણ કે જેમ મૃગ પરાયાં ખેતરોમાં જવ ખાઈને આનંદ કરે છે તેમજ સ્વતંત્ર એક પુરુષ રાજા હોવાથી તે પ્રજાના ઉત્તમ પદાર્થો લઈ લે છે. અથવા જેમ માંસાહારી મનુષ્ય પુષ્ટ પશુને મારીને તેનું માંસ ખાઈ જાય છે તેજ પ્રમાણે એક મનુષ્ય રાજા હોવાથી પ્રજાનો નાશ કરે છે. કારણ કે તે સદા પોતાનીજ ઉન્નતિ ચહાય છે; અને શૂદ્ર તથા વૈશ્યને અભિષેક કરવાથી વ્યભિચાર તથા પ્રજાનું ધન-હરણ આદિ અધિક થાય છે. માટે કોઈ મૂર્ખ અથવા લોભીને પણ સભાધ્યક્ષ આદિ ઉત્તમ અધિકાર ન આપવો જોઈએ. આ સત્ય અર્થ કરતાં મહીધરનો અર્થ કેટલો અશ્લિલ છે તે વાચકવર્ગે સ્વયં વિચારી લેશે.

उत्सक्थ्या अवगुदं धेहि समञ्जिं चारया वृषन् । य-स्त्रीणां जीवभोजनः ॥ यजुः० अ० २३ मं० २१

મહીધરનો અર્થઃ—યજમાન ઘોડાને કહે છે કે હે વીર્યસેચન કરનારા અશ્વ ! તું મારી સ્ત્રીની જંઘા ઉંચી કરીને તેની...માં તારા...નો પ્રવેશ કર. તે...સ્ત્રિઓનું જીવન છે. એ તેમનો ભોગ છે, માટે તે...ને તું... માં નાંખ.

સત્ય અર્થઃ—(उत्सक्थ्या०) ઇશ્વર ઉપદેશ કરે છે કે હે કામનાની વૃષ્ટિ કર-નારા અને એને પ્રાપ્ત કરાવનારા સભાધ્યક્ષ અને વિદ્વાનો ! તમે બધા સંપન્ન થઈને આ પ્રજામાં જ્ઞાનની વૃદ્ધિ કરો. તથા સર્વેને સુખ આપો; અને જે કોઈ દુષ્ટ, વ્યભિચાર કરનાર, ચોર તથા ઠગ હોય અથવા બીજાઓને ખરાબ કૃત્યો શીખવતો હોય તેવા પુરુષ અથવા સ્ત્રીને ઉંધેમાથે લટકાવો અને તેમની દુર્દશા કરીને નાશ કરો કે જેથી પ્રજાને ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય.

મહીધરના વેદદીપાખ્ય ભાષ્યના આટલાજ ખંડનથી સર્વે મનુષ્યોએ સમજી લેવું. જ્યારે હું વેદભાષ્ય કરીશ ત્યારે મહીધરના બીજા પણ દોષો દેખાડીશ: જો આર્યદેશવાસી સાયણ, મહીધર આદિની વ્યાખ્યાની આ-

દ્રુતકાલવૃત્તિ—એટલે સ્વરને એક માત્રા સુધી લંબાવીને બોલવો આ વૃત્તિમા ઋગ્વેદના મંત્રો બોલાય છે

મધ્યકાલવૃત્તિ—એટલે સ્વરને બે માત્રા સુધી લંબાવીને બોલવો. આ વૃત્તિમા યજુર્વેદના મંત્રો બોલાય છે

વિલંબિતકાલવૃત્તિ—એટલે સ્વરને ત્રણ માત્રા સુધી લંબાવીને બોલવો આ વૃત્તિમા સામવેદના મંત્રો બોલાય છે અથર્વવેદમાં એ ત્રણે વૃત્તિ વપરાય છે, પણ દ્રુતવૃત્તિમાં તે વધારે બોલાય છે

આ દ્રુત, મધ્ય તથા વિલંબિતકાળને વ્યાકરણમા હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત અનુક્રમે કહે છે આ કારણને લીધે વેદના ચાર ભાગ પાડયા છે કેટલાક મંત્રો ચારે વેદમા આવે છે તેનુ કારણ એ છે કે તે ત્રણે કાલમાં ગવાય છે, અને પ્રકરણભેદથી તેમના અર્થમા પણ ફેર થાય છે જેમકે ઋગ્વેદમા સર્વ પદાર્થોના ગુણ વર્ણવેલા છે, યજુર્વેદમા તે ગુણવાળા પદાર્થોનો સાક્ષાત્કાર કરીને ક્રિયાઓ-વડે અનેક પ્રકારની વિદ્યાઓને સિદ્ધ કરીને લાભ લેવાનુ કહ્યુ છે સામવેદમા જ્ઞાન અને ક્રિયાના દીર્ઘ વિચારવડે ફલપ્રાપ્તિપર્યંત તે વિદ્યાનો વિચાર કરવાનું વિધાન છે અને અથર્વવેદમાં ઉક્ત ત્રણે વેદમા આવેલી વિદ્યાના ફલનો વિચાર અને તેની પૂર્તિ કરેલી છે આવા અનેક કારણોને લીધે વેદના ચાર ભાગ છે

પ્રશ્ન—વેદની ચાર સંહિતાઓ કરવાનુ શુ પ્રયોજન છે?

ઉત્તર—જૂદી જૂદી વિદ્યાઓના પ્રકાશક મંત્રો પ્રકરણ બદ્ધ પૂર્વાપર સન્ધાન-થી જલદી માલુમ પડે માટે વેદના ચાર ભાગ કર્યા છે

પ્રશ્ન—વેદમા અષ્ટક, મંડલ, અધ્યાય, સૂક્ત, ષટ્ક, કાંડ, વર્ગ, દશતિ, ત્રિક, પ્રપાઠક તથા અનુવાક આદિ શામાટે કર્યા છે

ઉત્તર—અષ્ટકાદિનુ વિધાન કરવાનુ કારણ એ છે કે તેથી પઠનપાઠન તથા મંત્રની ગણના કરવામા સુગમતા થાય, અને અમુક પ્રકરણમા અમુક વિદ્યા છે એમ માલૂમ પડે

પ્રશ્ન—ઋગ્ યજુ સામ તથા અથર્વ એમને અનુક્રમે પહેલા, બીજા, ત્રીજા તથા ચોથાની ઉપમા શામાટે આપી છે

ઉત્તર—જ્યા સુધી ગુણગુણિનુ સાક્ષાત્ જ્ઞાન ન થાય ત્યા સુધી તેના સંસ્કાર તથા તેમા પ્રીતિ પણ નથી થતી. અને તેનાવિના તેમા પ્રવૃત્તિ પણ થતી નથી અને પ્રવૃત્તિવિના સુખ નથી થતુ એટલા માટે વિદ્યાનુ વિધાન કરવા ઋગ્વેદને

પ્રથમ પંક્તિમા મૂક્યો છે, અને પદાર્થના ગુણ જાણ્યા પછી તેને સંસારના હિતને માટે ઉપયોગમા લાવવાની ક્રિયા જાણવી જોઇએ તે યજુર્વેદમાં છે, માટે યજુર્વેદને બીજી પંક્તિમા મૂક્યો છે જ્ઞાન, કર્મ અને ઉપાસના કાંડની કેટલે સુધી ઉન્નતિ થઇ શકે છે તથા તેનું ફલ શુ છે તેનુ વર્ણન સામવેદમા હોવાથી તેને ત્રીજી પંક્તિમા મૂક્યો છે તથા એ ત્રણેમા વર્ણન કરેલી વિદ્યાની પૂર્તિ તથા રક્ષાની વિધિ અથર્વવેદમા હોવાથી તેને ચતુર્થ પંક્તિમા મૂક્યો છે. આ પ્રમાણે હોવાથી ઋગાદિ ચાર સંહિતાનો ક્રમ યથાવત્ છે. ऋच स्तुतौ। यज देवपूजासङ्गतिकरणदानेषु। साम सान्त्वने। षो अन्तकर्मणि। थर्वतिश्चरतिकर्मा तत्प्रतिषेधः ॥ निरु० अ० ११ ख० १८ चर संशये આ ધાતુ ઉપરથી અથર્વ શબ્દનો સંશય નિવારનાર એવો અર્થ થાય છે એ રીતે ધાતુના અર્થ પ્રમાણે ક્રમથી વેદની ગણના થાય છે

પ્રશ્ન—પ્રત્યેક મંત્રની ઉપર ઋષિ, દેવતા, છંદ તથા સ્વર લખવાનું શું પ્રયોજન છે ?

ઉત્તર—ઇશ્વર તરફથી વેદનો પ્રકાશ થયા પછી જે જે ઋષિએ જે જે મંત્રનો અર્થ યથાવત્ જાણ્યો તે તે મંત્ર ઉપર તે તે ઋષિનુ નામ લખેલ છે કારણ કે તેમણે ઇશ્વરનુ ધ્યાન કરીને તેની કૃપાથી મહાન્ પ્રયત્નવડે મંત્રના અર્થનો પ્રકાશ કર્યો તેનુ સ્મરણ રાખવુ જોઇએ તે સ્મરણ રાખવાને માટે પ્રત્યેક મંત્ર ઉપર ઋષિઓના નામ લખ્યા છે, તેને માટે પ્રમાણ —

**यो वाचं श्रुतवान् भवत्यफलामपुष्पामित्यफलास्मा अपुष्पा वाग्भवतीति वा किञ्चित्पुष्पफलेति वार्थं वाचः पुष्पफलमाह याज्ञदैवते पुष्पफले देवताध्यात्मे वा साक्षात्कृतधर्माण ऋषयो बभूवुस्तेऽवरेभ्योऽसाक्षात्कृतधर्मभ्य उपदेशेन मन्त्रान्सम्प्रादुरुपदेशाय ग्लायन्तोऽवरे बिल्मग्रहणायेमं ग्रन्थं समाम्नासिषुर्वेदं च वेदाङ्गानि च बिल्मं भिल्मं भासनमिति वैतावन्तः समानकर्माणो धातवो धातुर्दधातेरेतावन्त्यस्य सत्वस्य नामधेयान्येतावतामर्थानामिदमभिधानं नैघण्टुकमिदं देवतानामप्राधान्येने-**

અનન્ત બલવાન્ ઇત્યાદિ ગુણોથી યુક્ત હોવાને લીધે તેને વાયુ કહે છે. અને બધા મૂર્તદ્રવ્યોનો ધારણ કરનાર તથા ભૌતિક અગ્નિનો સહાયક હોવાથી ભૌતિકવાયુ પણ લેવાય છે. જેમ પરમેશ્વર ઐશ્વર્યાદિ ગુણયુક્ત હોવાથી તેને ઇંદ્ર કહે છે તેમજ ભૌતિક વાયુવડે પણ મનુષ્યો ઐશ્વર્યની પ્રાપ્તિ કરે છે માટે તેને ઇંદ્ર કહે છે શિલ્પવિદ્યામાં યાનાદિના ચલાવવા કરવાને માટે જલ, અગ્નિ, પૃથ્વી તથા પ્રકાશ આદિ હેતુભૂત હોવાથી અગ્નિ તથા વાયુને અગ્નિ પણ કહે છે. તથા ઇશ્વર અનંત વિદ્યાયુક્ત તથા વેદનો આદિ ઉપદેશક હોવાથી ઇશ્વરની વાણીને સરસ્વતી કહે છે. એજ પ્રમાણે સર્વત્ર વૈદિક શબ્દાર્થનો વ્યવહાર સર્વ મનુષ્યોએ જાણવો.

પ્રશ્ન— વેદોના આરંભમાં અગ્નિ, વાયુ આદિ શબ્દોના પ્રયોગ આવવાથી એમ માલુમ પડે છે કે વેદોમાં તે તે શબ્દોથી ભૌતિક પદાર્થોનુંજ ગ્રહણ થાયછે. કારણ કે આરંભમાં ઇશ્વર શબ્દનો પ્રયોગ એજ નહિ.

ઉત્તર—પતંજલી મુનિએ મહાભાષ્યમાં લણ્ સૂત્રના ભાષ્યમાં લખ્યું છે કે—व्याख्यानतो विशेषप्रतिपत्तिर्नहि सन्देहादलक्षणमिति । સન્દેહથી નહિ પણ વ્યાખ્યાનથી વિશેષ જાણવામાં આવે છે, માટે તમારો દોષ યોગ્ય નથી, કારણ કે વેદ, વેદાંગ, ઉપાંગ તથા બ્રાહ્મણ ગ્રંથોમાં અગ્નિ શબ્દથી ઇશ્વર તથા ભૌતિક અગ્નિનુંજ ગ્રહણ કરવું વિદ્યમાન છે. અને વળી ઇશ્વર શબ્દના પ્રયોગથી પણ વ્યાખ્યાન વિના તો સર્વથા સંદેહ નિવૃત્તિ થતીજ નથી. કારણ કે ઇશ્વર શબ્દથી પરમાત્માનું ગ્રહણ થાય છે અને સામર્થ્યવાન્ રાજાને પણ કેટલાક મનુષ્યો ઇશ્વર કહે છે. તો પછી ઇશ્વર શબ્દથી કોનું ગ્રહણ કરવું એ શંકા ઉત્પન્ન થાત. માટે એવી શંકાઓનું નિવારણ તો વ્યાખ્યાનદ્વારાજ થઇ શકે છે. વળી એકાર્થવાચી શબ્દોનોજ પ્રયોગ કર્યા કર્યો હોત તો તો વેદગ્રંથ બની જાત અને વિદ્યાનો પાર પણ ન આવત. અને તેથી ભણાવનાર તથા ભણનાર બંને કંટાળી પણ જાત. માટે ઇશ્વરે એકેક શબ્દથી વ્યાવહારિક તથા પારમાર્થિક બંને જાતની વિદ્યાઓનો ઉપદેશ સુગમતાથી કર્યો છે વળી સંસારમાં જે અગ્નિ આદિ શબ્દો પ્રસિદ્ધ છે તેથી પણ ઇશ્વરનો પ્રકાશ થાય છે. કારણ કે ઇશ્વર છે એમ તે પદાર્થો દૃષ્ટાન્તથી દેખાડે છે.

આ પ્રમાણે ચારે વેદમાંની વિદ્યાનો ઇશારો આ ભૂમિકામાં સંક્ષેપમાં કર્યો છે. અને હવે મંત્ર ભાષ્ય કરીશું તે વખતે જે જે મંત્રમાં જે જે વિદ્યાનું વર્ણન આવશે તે તે વિદ્યાનો પ્રસંગાનુસાર પ્રકાશ કરીશું.

## इति प्रश्नोत्तरविषयः संक्षेपतः ।

**अथनिरुक्तकार.संक्षेपतोर्वैदिकशद्दानांविशेषनियमानाह् ॥ तास्त्रिविधा ऋचः परोक्षकृता. प्रत्यक्षकृता आध्यात्मिक्यश्च तत्र परोक्षकृता सर्वाभिर्नामविभक्तिभिर्युज्यन्ते प्रथमपुरुषैश्चाख्यातस्य । अथ प्रत्यक्षकृता मध्यमपुरुषयोगास्त्वमिति चैतेन सर्वनाम्ना । अथापि प्रत्यक्षकृताः स्तोतारो भवन्ति परोक्षकृतानि स्तोतव्यानि । अथाध्यात्मिक्य उत्तमपुरुषयोगा अहमिति चैतेन सर्वनाम्ना ॥ निरु अ० ७ ख० १।२ ॥**

આ નિયમ ત મા સર્વ ઠેકાણે લાગુ પડે છે સર્વે મંત્રો ત્રણ પ્રકારના અર્થ બતાવે છે તેમા કેટલાક પરોક્ષ અર્થના બોધક, કેટલાક પ્રત્યક્ષ અર્થના બોધક અને કેટલાક અધ્યાત્મ અર્થના બોધક છે જ્યારે પરોક્ષ અર્થ બતાવે છે ત્યારે ક્રિયાપદ ત્રીજા પુરૂષમા આવે છે પ્રત્યક્ષ અર્થમા બીજા અને આધ્યાત્મિકઅર્થમા પહેલા પુરૂષમા ક્રિયાપદ આવે છે આ ક્રિયાપદોના બીજા પુરૂષના પ્રયોગના એમ છે જ્યા વિષય પ્રત્યક્ષ હોય છે ત્યા અને જ્યા સ્તુતિ કરવા યોગ્ય વિષય પરોક્ષ હોય અને સ્તુતિ કરનાર પ્રત્યક્ષ હોય ત્યા પણ બીજો પુરૂષ વપરાય છે આનો અભિપ્રાય એ છે કે વ્યાકરણની રીતે ત્રીજા, બીજા તથા પહેલા પુરૂષના પ્રયોગ ક્રમે કરીને થાય છે તેમાએ જડ પદાર્થોને માટે તો ત્રીજા પુરૂષનોજ પ્રયોગ થાય છે અને ચેતનમા બીજા તથા પહેલા પુરૂષના પ્રયોગ થાય છે આ નિયમ લૌકિક તથા વૈદિક શબ્દોને માટે સાર્વત્રિક છે, પરન્તુ વૈદિક શબ્દોના વ્યવહારમા જડ પદાર્થોને માટે પણ પ્રત્યક્ષમા બીજા પુરૂષના રૂપ વપરાય છે એવા સ્થળોએ એમ સમજવુ જોઇએ કે જડ પદાર્થો પાસેથી ઉપયોગ લેવાને માટે તેમનો પ્રત્યક્ષ કરવાને માટેજ એ પ્રયોગ છે આ પ્રયોગ ન જાણીને વેદભાષ્યકાર સાયણાચાર્ય આદિ અને તેના ઉપરથી પોતાની ભાષાઓમા અનુવાદ કરનારા મક્ષમૂલરાદિએ વેદમા જડ પદાર્થોની પૂજા છે એમ અન્યથાજ વર્ણન કર્યુ છે

इति वैदिकप्रयोगविषय सक्षेपत. ।

---

## अथ स्वरविचारः संक्षेपतः ॥

હવે વેદાર્થમાં ઉપયોગી થતા સ્વરોની વ્યવસ્થા સંક્ષેપથી લખવામાં આવે છે તે ઉદાત્ત તથા પ્રકૃત્યાદિ ભેદથી બે જાતના છે. ઉદાત્ત તથા પ્રકૃત્યાદિ પ્રત્યેકના સાત સાત ભેદ છે, તેમાથી ઉદાત્તાદિકોના લક્ષણ મહાભાષ્યકાર પતંજલીના કથનાનુસાર લખીએ છીએ —

स्वयं राजन्त इति स्वराः। आयामो दारुण्यमणुता खस्येत्युच्चैःकराणि शब्दस्य। आयामो गात्राणां निग्रहः दारुण्यं स्वरस्य दारुणता रूक्षता। अणुता कण्ठस्य। कण्ठस्य संवृतता। * उच्चैःकराणि शब्दस्य। अन्ववसर्गो मार्दवमुरुता खस्येति †नीचैःकराणि शब्दस्य। अन्ववसर्गो गात्राणां शिथिलता। मार्दवं स्वरस्य मृदुता स्निग्धता। उरुता खस्य। महता कण्ठस्येति नीचैःकराणि शब्दस्य। ‡त्रैस्वर्येणाधीमहे त्रिप्रकारैरज्भिरधीमहे कैश्चिदुदात्तगुणैः कैश्चिदनुदात्तगुणैः कैश्चिदुभयगुणैः। तद्यथा शुक्लगुणः शुक्लः कृष्णगुणः कृष्णः। य इदानीमुभयगुणः स तृतीयामाख्यां लभते कल्माष इति वा सारङ्ग इति वा। एवमिहापि उदात्त उदात्तगुणः। अनुदात्तोऽनुदात्तगुणः। य इदानीमुभयगुणः स तृतीयामाख्यां लभते स्वरित इति। ते एते तन्त्रेतरनिर्देशे सप्त स्वरा भवन्ति। उदात्तः। उदात्ततरः। अनुदात्तः। अनुदात्ततरः। स्वरितः। स्वरिते य उदात्तः सोऽन्येन विशिष्टः। एकश्रुतिः सप्तमः॥

महाभाष्य० अ० १ पा० २

અર્થ —બીજા અક્ષરની સહાયતાવિના જેનુ ઉચ્ચારણ થાય છે તેને સ્વર કહે છે (आयाम) અંગોનુ રોકવું, (दारुण्यम्) વાણીને ઉંચા સ્વરથી બોલવી,

* ઉદાત્ત વિધાયક † અનુદાત્ત વિધાયક ‡ અતિશયાર્થદ્યોતક તરપ પ્રત્યયના વિધાનમા.

( अणुता ) કઠને સંકોચવો, આ બધા પ્રયત્ન શબ્દનુ ઉદાત્તસ્વરવિધાન કરનારા છે, અર્થાત્ ઉદાત્તસ્વર આજ નિયમાનસાર ગેવાય છે ( अन्ववसर्ग ) અંગોને ઢીલા કરવા, ( मार्दवम् ) સ્વરની કોમળતા, ( ( उरुता ) કઠને ફેલાવો, આ સર્વે પ્રયત્નો શબ્દનુ અનુદાત્તવિધાન કરનાર છે અર્થાત અનુદાત્તસ્વર આજ નિયમાનસાર બોલાય છે ( त्रैस्वर्येण ) આપણે બધા ત્રણ પ્રકારના સ્વરથી બોલીએ છિયે અર્થાત કદી ઉદાત્ત, કદી અનુદાત્ત અને કદી સ્વરિત અર્થાત્ ઉદાત્તાનુદાત્ત ગુણવાળા સ્વરોથી યથાયોગ્ય નિયમાનુસાર અક્ષરોના ઉચ્ચારણ કરીએ છિયે, જેમ સફેત અને કાળા રંગ જૂદા જૂદા છે, પરન્તુ તે બેના મિશ્રણથી ત્રીજોજ અર્થાત્ આસમાની રંગ થાય છે, તેજ પ્રમાણે આ વિષયમા પણ ઉદાત્ત અને અનુદાત્ત ગુણ જૂદા જૂદા છે, પરંતુ એ બેના મળવાથી જે ત્રીજો સ્વર ઉત્પન્ન થાય છે તેને સ્વરિત કહે છે વિશેષ અર્થ દેખાડનાર ( तर ) પ્રત્યય લગાડવાથી ઉદાત્તાદિ સાત સ્વર થાય છે જેમ કે – ( १ ) ઉદાત્ત, ( २ ) ઉદાત્તતર, ( ३ ) અનુદાત્ત, ( ४ ) અનુદાત્તતર ( ५ ) સ્વરિત, ( ६ ) સ્વરિતોદાત્ત અને ( ७ ) એકશ્રુતિ એ બધા જાતિ મત સ્વરોને ભણીએ છિયે.

મકારને ક્વર્ગ આદેશ થાય છે; અને ભ સંજ્ઞા હોવાથી તત્પુરુષ ગકાર નથી થતો. એ પ્રમાણે મહાભાષ્યમાં લખ્યું છે. આ નિયમથી એકજ શબ્દમાં ભ તથા પદ સંજ્ઞાનાં બંને કાર્ય એકી વખતે વેદમાં થાય છે, પરન્તુ લૌકિકમાં એમ થી થતું.

## स्थानिवदादेशोऽनल्विधौ॥ अ० १ पा० १ सू० ५६

વેદમાં શબ્દ અર્થના સ્વાતંત્ર્ય ઉપર આધાર રાખે છે: એટલે કે જે વિભક્તિમાં જે શબ્દ આવ્યો હોય તેજ પ્રમાણે એનો અર્થ થતો નથી. પણ બુદ્ધિ અનુસાર જે જે વિભક્તિ લીધાથી ત્યાં અર્થ સારો લાગતો હોય તે વિભક્તિ લેવી એ પ્રમાણે ભાષ્યકાર કહે છે. આથી વિભક્તિ ઉપર લક્ષ નથી અપાતું પણ અર્થની પ્રાધાન્યતા મનાય છે.

## न वेति विभाषा॥ अ० १ पा० १ सू० ४४
## अर्थगत्यर्थः शब्दप्रयोगः। महाभाष्यसूत्रम्।

ક્વચિત્ પ્રવૃત્તિ થાય અને ક્વચિત્ અપ્રવૃત્તિ થાય તેને વિભાષા કહે છે. અર્થજ્ઞાનને માટે વેદમાં શબ્દના પ્રયોગ છે. આ નિયમ લૌકિક અને વૈદિક શબ્દોમાં સમાન છે.

## अर्थवदधातुरप्रत्ययः प्रातिपदिकम्॥ अ० १ पा० २ सू० ४५

ઘણા શબ્દો એકાર્થવાચી હોય છે. જેમકે इन्द्र, शक्र, पुरुहूत, पुरन्दर, कन्दु, कोष्ठ વગેરે; એકજ શબ્દ બહુવર્થક પણ હોય છે જેમકે:—अक्ष, पाद, माष, વગેરે. આ નિયમ પણ સાર્થક છે. જેમ અગ્નિ આદિ શબ્દો વેદમાં બહુ અર્થવાચી છે તેમ એક એક એક અર્થના અનેક પણ હોય છે.

## ते प्राग्धातोः॥ अ० १ पा० ४ सू० ८०
## छन्दसि परव्यवहितवचनं च॥ वार्त्तिकम्

વ્યાકરણમાં જે ગતિ અને ઉપસર્ગ સંજ્ઞક શબ્દો છે તે ક્રિયાપદની પહેલાં આવે છે; પરન્તુ વેદમાં ક્રિયાપદની પહેલાં, પછી તથા ક્રિયાપદ અને ઉપસર્ગની વચ્ચે બીજા કેટલાક શબ્દોના વ્યવધાન સાથે પણ આવે છે: જેમ કે— आयातमुपनिष्कृतम् આ દૃષ્ટાંતમાં ક્રિયાપદ आयातम् છે તેની પછી उप ઉપસર્ગ આવ્યો છે; उपप्रयो-

मिरागतम् । આ દૃષ્ટાન્તમાં વૈદિક આચરણનિયમપ્રમાણે उपागतम् જોઇએ પણ વૈદિક નિયમપ્રમાણે उप અને आगतम्‌ની વચ્ચે प्रयोभि શબ્દ આવ્યો છે

## चतुर्थ्यर्थे बहुलं छन्दसि ॥ अ० २ पा० ३ सू० ६२
## षष्ठ्यर्थे चतुर्थी वक्तव्या ॥ वार्तिकम्

વેદમાં છઠ્ઠી વિભક્તિના અર્થમાં ચોથી વિભક્તિ અને ચોથીના અર્થમાં છઠ્ઠી પણ આવે છે જેમકે — दार्वा घाटस्ते वनस्पतीनाम् । અહીં वनस्पतिभ्य એ પ્રમાણે માનીને અર્થ કરતી વખતે ચોથી વિભક્તિ લેવી, અને या खर्वेण पिबति तस्यै खर्वो जायते तिस्रो रात्रीरिति । અહિં तस्याः છઠ્ઠી વિભક્તિ માનીને અર્થ કરવો જોઇએ મહાભાષ્યમાં આ સૂત્રના ભાષ્યમાં બ્રાહ્મણ ગ્રન્થોને વેદવત્ માનીને તેમાંના ઉદાહરણ આપ્યાં છે, નહિતો બ્રાહ્મણ ગ્રન્થનું પ્રકરણ હોવાથી છન્દ શબ્દ લખવો વ્યર્થ થાત

## बहुलं छन्दसि ॥ अ० २ पा० ४ सू० ३९

આ સૂત્રવડે अद् ધાતુના સ્થાનમાં घस्लृ આદેશ બહુલ કરીને થાય છે જેમ કે घस्तां नूनम् । सग्धिश्च मे । अत्तामद्य मध्यतो मेद उद्भृतम् । ઇત્યાદિ

## बहुलं छन्दसि ॥ अ० २ पा० ४ सू० ७३

વેદમાં શપ્‌ના સ્થાનમાં બહુલ કરીને (लुक्) અદર્શન થાય છે જેમકે — वृत्रं हनति । अहिः शयत उप । આ બે ઉદાહરણોમાં शप् નું અદર્શન થવું જોઇએ તે નથી થયું, કેટલેક ઠેકાણે થાય છે જેમકે — त्राध्वं नो देवा અહિં त्रायध्वम् થવું જોઇએ, પણ शप् નું અદર્શન થવાથી त्राध्वम् થયું છે

## बहुलं छन्दसि ॥ अ० २ पा० ४ सू० ७६

વેદમાં શપ્‌ના સ્થાનમાં શ્લુ બહુલ કરીને થાય છે જેમકે — दाति प्रियाणि । धाति प्रियाणि । આ ઉદાહરણોમાં અનુક્રમે ददाति અને दधाति થવું જોઇએ પણ શ્લુનું વિધાન ન થવાથી दाति અને धाति રૂપ થયાં. पूर्णां विवष्टि । जनिमा विवक्ति આ ઉદાહરણોમાં શ્લુનું વિધાન ન હોવું જોઇએ છતાં થઈ ગયું વિવષ્ટિના સ્થાનમાં શ્લુનું વિધાન ન થયું હોતતો वष्टि થાત

## सिब् बहुलं लेटि ॥ अ० ३ पा० १ सू० ३४

## सिव् बहुलं छन्दसि णिद्वक्तव्यः ॥ वार्त्तिकम्

વેદમાં સિપ્ પ્રત્યય બહુલ કરીને ણિદ્વત્ થાય છે. જેમ કે:—सविता धर्मगाविषत् माण आयूंषि तारिषत् । આ નિયમ લેટ્ લકારમાં વિશેષે કરીને છે.

## छन्दसि शायजपि ॥ अ० ३ पा० १ सू० ८४
## शायच्छन्दसि सर्वत्रेति वक्तव्यम् ॥ वार्त्तिकम्

વેદમાં શ્ના પ્રત્યયના સ્થાનમાં શાયચ્ અને શાનચ્ બન્ને આદેશ હિ પ્રત્યય પર હોવાથી થાય છે, અને વાર્તિકકારના મતે વેદમાં સર્વ ઠેકાણે અર્થાત્ કોઇપણ પ્રત્યય હોય તો પણ શાયચ્ આદેશ થાય છે. જેમકે—महीः अस्कभायत् । उद्गभायत् । उन्मथायत् । આ નિયમ લોટ્ લકારના પરસ્મૈપદ બીજા પુરૂષ એક વચનને માટે ખાસ કરીને છે.

## व्यत्ययो बहुलम् ॥ अ० ३ पा० १ सू० ८५
## सुप्तिङुपग्रहलिंगनराणां कालहलच्स्वरकर्तृयङां च । व्यत्ययमिच्छति शास्त्रकृदेषां सोपि च सिध्यति बाहुलकेन ॥ महाभाष्य.

વેદમાં વિકરણ તથા સુપ્, તિङ् આદિનો વ્યત્યય બહુલ કરીને થાય છે. (વ્યત્યય એટલે એકના સ્થાનમાં બીજું થવું તે અર્થાત્ એક વિભક્તિ કે પ્રત્યયના સ્થાનમાં બીજી વિભક્તિ અથવા પ્રત્યય થવો ). આ વ્યત્યય નવ પ્રકારના છે. તે આ પ્રમાણેઃ—

૧ विकरणव्यत्यय—शुष्मस्य भेदति અહિં भेदतिના સ્થાનમાં भिनत्ति થવું જોઇએ.

૨ सुब्व्यत्यय—धुरि दक्षिणायाः અહિં दक्षिणस्याम् થવું જોઇએ.

૩ तिङ्व्यत्यय—अश्वयूपाय तक्षति અહિં तक्षन्ति થવું જોઇએ.

૪ उपग्रह અર્થાત્ परस्मैपद आत्मनेपद व्यत्यय— ब्रह्मचारिणमिच्छते અહિં પરસ્મૈપદના સ્થાનમાં આત્મનેપદ થઇ इच्छतिના સ્થાનમાં इच्छते રૂપ થયું છે. प्रतीपमन्य ऊर्मिर्युध्यति । અહિં આત્મનેપદના સ્થાનમાં પરસ્મૈપદ થઇ युध्यतेના સ્થાનમાં युध्यति રૂપ થયું છે.

५ लिंगव्यत्यय— { मधोस्तृप्ता इवासते । અહિં મધુનઃ એ નપુંસક-લિંગનું રૂપ થવું જોઇએ તેમ છતાં પુલ્લિંગ મધોઃ રૂપ થયું છે.

६ पुरुषव्यत्यय— { अधासवीरैर्दशभिर्वियूयाः। અહિં વિયૂયાત્ ત્રીજા પુરૂષ એક વચનના રૂપને બદલે બીજા પુરૂષ એક વચનનું રૂપ વિયૂયાઃ થયું છે.

७ कालव्यत्यय— { श्वोऽग्नीनाधास्यमानेन। श्वःसोमेन यक्ष्यमाणेन। આ ઉદાહરણોમાં આધાતાના સ્થાનમાં આધાસ્યમાન અને યષ્ટાના સ્થાનમાં યક્ષ્યમાણ અનુક્રમે થઇગયાછે-અર્થાત્ લુટ્‌ના સ્થાનમાં લૃટ્‌લકારથયેછે.

८ हल् व्यत्यय—ता अदुक्षत् અહિં અધોક્ષત્ થવું જોઇએ.

९ अच् व्यत्यय—मित्रवयं च सूरयः । અહિં મિત્રાવયમ્ થવું જોઇએ.

એજ પ્રમાણે ઉદાત્તાદિ સ્વર વ્યત્યય, સુબ્વ્યત્યય આદિ છે, જે વ્યાકરણ જાણનારાઓની સમજમાં આવી શકે તેમ છે.

### बहुलं छन्दसि ॥ अ० ३ पा० २ सू० ८८

વેદમાં ક્વિપ્ પ્રસંગનું બહુલ કરીને વિધાન થાય છે. જેમકે-मातृहा પણ થવું જોઇએ અને मातृघातः પણ થાય છે ઇત્યાદિ.

### छन्दसि लिट् ॥ अ० ३ पा० २ सू० १०५

વ્યાકરણમાં અનદ્યતન પરોક્ષભૂતકાલમાં લિટ્ લકારનું વિધાન કરેલું છે, પણ વેદમાં સામાન્ય ભૂતકાલમાં પણ લિટ્ લકાર થાય છે જેમકેઃ—अहं द्यावापृथिवी आततान ।

### लिटः कानज्वा ॥ अ० ३ पा० २ सू० १०६

### क्वसुश्च॥ अ० ३ पा० २ सू० १०७

વેદમાં લિટ્ ના સ્થાનમાં કાનચ્ અને ક્વસુ આદેશ વિકલ્પે કરીને થાય છે. જેમકે—अग्निं चिक्यानः. એ ઉદાહરણમાં चिक्य ને બદલે चिक्यानः થયું છે. અહિં લિટ્ નું પ્રકરણ હોવા છતાં ફરીથી લિટ્ નું ગ્રહણ પરોક્ષ અર્થનું વિધાન કરવા માટે છે. ક્વસુ નાં ઉદાહરણઃ—पपिवान्, जग्मिवान् ઇત્યાદિ. જ્યાં ક્વસુનો આદેશ નથી થતો ત્યાં લિટ્ લકારજ રહે છે, જેમ કે उभयतो ददर्श.

### क्याच्छन्दसि ॥ अ० ३ पा० २ सू० १७०

વેદમાં ક્ય પ્રત્યયાન્ત ધાતુને તચ્છીલાદિ કર્ત્તા અર્થમાં उ પ્રત્યય લાગેછે.

જેમકે:—मित्रयुः। मंसीदनुः। मृगयुः ॥ निरनुबन्धकग्रहणे सानुबन्धकस्यापि ग्रहणं भवति ॥ આ પરિભાષાવડે ક્યચ્, ક્યઙ્, અને ક્યપ્, એ ત્રણેનું ગ્રહણ થાય છે.

## कृत्यल्युटो बहुलम्॥ अ० ३ पा० ३ सू० ११३

## कृत्ल्युट इति वक्तव्यम् ॥ कृतो बहुलमिति वा ॥ वार्त्तिकानि

વેદ તથા લૌકિક શબ્દોમાં ધાતુથી વિહિત કૃત્ સંજ્ઞક પ્રત્યયો કર્ત્રાદિ સર્વ કારકોમાં થાય છે. જેમકે—पादहारकार्थम् । पादाभ्यां ह्रियते पादहारकः

## छन्दसि गत्यर्थेभ्यः॥ अ० ३ पा० ३ सू० १२९

વેદમાં દુઃખ અને સુખાર્થવાચી ઈષદાદિ શબ્દો ઉપપદમાં હોય તો ગત્યર્થક ધાતુઓને યુચ્ પ્રત્યય લાગે છે. જેમકે—सुपसदनोऽग्नि'

## अन्येभ्योऽपि दृश्यते ॥ अ० ३ पा० ३ सू० १३.

ગત્યર્થક વિનાના ધાતુઓને પણ યુચ્ પ્રત્યય લાગેલો જોવામાં આવે છે. જેમકે:—सुदोहनमाकृणोदब्रह्मणे गाम् ।

## छन्दसि लुङ् लङ् लिटः ॥ अ० ३ पा० ४ सू० ६

વેદમાં ધાતુઓને સર્વકાલમાં લુઙ્ લઙ્, અને લિટ્ લકારોના પ્રત્યયો વિકલ્પે કરીને લાગે છે જેમકે:—લુઙ્, अह तेभ्योऽकर नम ॥ लङ्। अग्निमद्य होतारमवृणीताय यजमानः॥ लिट्। अद्य ममार॥

## लिङर्थे लेट ॥ अ० ३ पा० ४ सू० ७.

જ્યાં વિધિ આદિ હેતુ, હેતુમાન, શક તથા પ્રશ્ન અર્થમાં અને ઊર્ધ્વ મૌહૂર્તિક (બે ઘડીની ઉપરના) કાલમાં, લિઙ્ નું વિધાન કર્યું હોય તેજ અર્થમાં વેદમાંજ લેટ્ લકાર વિકલ્પે થાય છે. જેમકે-जोवाति शरदः शतम् ॥

## उपसंवादाशंकयोश्च ॥ अ० ३.पा० ४ सू० ८

ચિંતા કરવામાં અને સંભાવના અર્થમાં વેદમાં લેટ્ લકાર થાય છે,

જેમકે —પ્રનિશ્રા–अहमेव पशूनामीशे । સભાવના–नेजिह्मायन्तो नरकं पताम ॥

लेटोऽडाटौ ॥ अ० ३ पा० ४ सू० ९४

લ્ર લકારને ક્રમેકરીને અટ્ અને આટ્ આગમ થાય છે

आत ऐ ॥ अ० ३ पा० ४ सू० ९५.

વેદમા આત્મને પદમા વિહિત લેટ્ ના દ્વિવચનના આકાર આદેશના સ્થાનમા ઐકાર આદેશ થાય છે ઉદાહરણ– मन्त्रयैते ।

वैतोऽन्यत्र ॥ अ० ३ पा० ४ सू० ९६

જ્યા લેટ્ના આકારને એકાર આદેશનુ વિધાન કર્યું છે તે સિવાય બીજે સ્થળે લેટ્ના એકારના સ્થાનમા ઐકાર આદેશ વિકલ્પે થાય છે ઉદાહરણ—अहमेव पशूनामीशै ઇત્યાદિ ॥

इतश्च लोपः परस्मैपदेषु ॥ अ० ३ पा० ४ सू० ९७

*લેટ્ના સ્થાનમા વિધાન કરેલા તિબાદિમાના પરસ્મૈપદવિષય ઇકારનો* વિકલ્પે લોપ થાય છે જેમકે—तरति, तराति, तरत्, तरात् । तारिषति, तारिषाति, तारिषत, तारिषात् , । तारिषति, तारिषाति, तारिषत् तारिषात् ઇ ઘાદિ

स उत्तमस्य ॥ अ० ३ पा० ४ सू० ९८

વેદમા લેટ્ના પ્રથમ પુરુષના સકારનો લોપ વિકલ્પે થાય છે જેમકે—करवाव, करवाव । करवाम, करवाम ઇત્યાદિ

तुमर्थे सेसेनसेअसेन् क्से कसेनध्यैअध्यैन्कध्यैकध्यैन्शध्यैशध्यैन्तवैतवेङ्तवेनः ॥ अ० ३ पा० ४ सू० ९

વેદમા ધાતુમાત્રમા તુમ્ પ્રત્યયના અર્થમા સ, સેન્ અસે, અસેન, કસ, કસેન્, અધ્યૈ, અધ્યૈન્, કધ્યૈ, કધ્યૈન્ શધ્યૈ શધ્યૈન્, તવૈ, તવેઙ્ અને તવેન્ એ પ્રમાણે ૧૬ પ્રત્યયો થાય છે કૃન્મેજન્ત સૂત્રથી આ પ્રત્યયો લાગેલા શબ્દો અવ્યય સંજ્ઞક થઇ જાય છે ઉપરના પ્રત્યયોમા જે અતમા નકાર લાગેલો છે તે સ્વરને માટે અને કકાર તથા ઙ કાર ગુણવૃદ્ધિના નિષેધને માટે અને શકાર શિત્ કાર્યને માટે છે, જેમકે —(સ) वक्षेराय । (સેન્) तावामेषे रथानाम् । (अस,

अमेन् ) मत्वे दक्षाय जीवसे । ( षसे, फसेन ) श्रियसे । शध्यै (गध्यै ) कर्मण्युपा-चर्ध्यै । (ष्यै) इन्द्राग्नी आह्वध्यै । (कध्यैन ) श्रियध्यै, । (शध्यै, शध्यैन्) पिबध्यै, सह मादयध्यै । शकार धत् होवाथी पिबु आदेश थयो छे ( तवै ) सोममिन्द्राय पातवै । ( तवेङ् ) दशमे मासि सूतवे । ( त्वेन् ) स्वर्देवेषु गन्तवे ॥

## शकि णमुल्कमुलौ ॥ अ० ३ पा० ४ सू० १२

शक्लृ धातु उपपद होय तो धातुमात्रने वेदमा तुमर्थ णमुल अने कमुल् प्रत्ययो लागे छे. आ प्रत्ययोमा णित्करण वृद्धिमाटे कित्करण गुणवृद्धिना प्रतिषेधमाटे, अने लित्करण स्वरनेमाटे छे उदाहरण–अग्निं वै देवा विभाजं नाशक्नुवन् । लौकिक नियमानुसार विभक्तुम् होवुं जोईए

## ईश्वरे तोसुन्कसुनौ ॥ अ० ३ पा० ४ सू० १३

वेदमा ईश्वरशब्द उपपदमा होय तो तुमर्थक धातुने तोसुन अने कसुन प्रत्यय लागे छे जेम के — ( तोसुन ) ईश्वरोभिचरितोः ( कसुन ) ईश्वरो विलिखः । परन्तु लौकिकनियमानुसार अभिचरितुम् अने लेखितुम् रूप थवा जोईए

## कृत्यार्थे तवैकेन्केन्यत्वनः ॥ अ० ३ पा० ४ सू० १४

कृत्य प्रत्ययना मुख्यकरीने भाव, कर्मणि अने अर्हादि अर्थ छे वेदमां ए विषयोमा तवै, केन्, केन्य अने त्वन् प्रत्ययो लागे छे जेम के—(तवै) परिधातवै ( केन् ) नावगाहे । ( केन्य ) दिदृक्षेण्य । ( त्वन् ) कर्त्वं हविः ॥

## नित्यं सज्ञाछन्दसोः ॥ अ० ४ पा० १ सू० २९

अन्नत उपधालोपी बहुव्रीहि प्रातिपदिकने सज्ञाविषयमा अने वेदमां स्त्रीलिंगमा नित्य ङीप् प्रत्यय लागे छे जेम के — गो पञ्चदाम्नी, एकदाम्नी ।

## नित्यं छन्दसि ॥ अ० ४ पा० १ सू० ४६

वेदमा बह्व आदि प्रातिपदिकोने स्त्रीलिंगमा ङीप् प्रत्यय लागे छे जेम के — बह्वीषु हित्वा प्रपिबन् ।

## भवे छन्दसि ॥ अ० ४ पा० ४ सू० ११०

वेदमा सप्तमी समर्थक प्रातिपदिकने भवार्थमा यत् प्रत्यय लागे छे आ प्रत्यय अणादि तथा घादि प्रत्ययोनो अपवाद छे अने कोई कोई ठेकाणे घादि तथा

अणादि प्रत्ययो पण थाय छे कारण के वेदमा सर्वे विधियो वैकल्पिक छे उदाहरण—मेध्याय च विद्युत्याय च नम ॥ आ सूत्रथी आरंभीने चतुर्थ पादनी समाप्ति पर्यंत जे जे वेदविषयक सूत्रो छे ते अहिं न लखता तेमना उदाहरण ज्या ज्या वेदमंत्रोमा आवशे त्या त्या लखीशु

बहुलं छन्दसि ॥ अ० ५ पा० २ सू० १२२

वेदमा प्रथमासमर्थ प्रातिपदिक मात्रने मत्वर्थमा विनि प्रत्यय बहुल करीने थाय छे. उदाहरण ममादय

तदस्यास्त्यस्मिन्निति मतुप् ॥ अ० ५ पा० २ सू० ९४

भूमनिन्दाप्रशंसासु नित्ययोगेऽतिशायने ।
सम्बन्धेऽस्ति विवक्षायां भवन्ति मतुबादयः॥महाभाष्यवचनम्

आ महाभाष्यवचनानुसार भूमादि सात अर्थमा लोक अने वेदमा मतुप् आदि प्रत्ययो लागे छे आ सूत्र उपर प्रकृति प्रत्ययना विशेषरूपे विधान करनारा वार्त्तिको घणा छे, तेनो ते ते विषयमा प्रयोग करीशु

अनसन्तान्नपुंसकाच्छन्दसि ॥ अ० ५ पा० ४ सू० १०३

अनसन्तान्नपुंसकाच्छन्दसि वेति वक्तव्यम् । वार्त्तिकम्

वेदमा अनन्त अने असन्त नपुंसकलिंग तत्पुरुष समासान्त टच् प्रत्यय विकल्पे लागे छे जेमके—ब्रह्मसामम् । ब्रह्मसाम । देवच्छन्दसम देवच्छन्द ॥

सन्यङोः ॥ अ० ६ पा० १ सू० ९

बह्वर्था अपि धातवो भवन्ति तद्यथा वपिः प्रकरणे दृष्टश्छेदने चापि वर्तते केशान्वपति । ईडिः स्तुतिचोदनायाचासु दृष्ट ईरणे चापि वर्तते, अग्निर्वा इतो वृष्टिमीट्टे मरुतोमुतश्च्यावयन्ति, करोतिरयमभूतप्रादुर्भावे दृष्ट निर्मलीकरणे चापि वर्तते, पृष्ठं कुरु पादौ कुरु उन्मृदानेति गम्यते निक्षेपणेऽपि वर्तते, कटे कुरु घटे कुरु, अश्मानमितः कुरु, स्थापयेति गम्यते ॥महाभाष्यवचनम्

धातुपाठमा धातुओना जेटला अर्थ लख्या छे ते सिवाय बीजा पण अर्थो थाय छे जेमके वपि धातु प्रकरण अने छेदन बन्ने अर्थमा छे उदाहरण—केशान्

वपति । इंद् ધાતુ સ્તુતિ અને પ્રેરણાર્થમાં છે. જેમકે—વૃષ્ટિમીંદે વૃષ્ટિને પ્રેરે છે એજ પ્રમાણે બીજા ધાતુઓને માટે પણ સમજી લેવું.

शेश्छन्दसि बहुलम् ॥ अ० ६ पा० १ सू० ७०

વેદમાં નપુંસકલિંગના શિનો લોપ બહુલ કરીને થાય છે. જેમકે विश्वानि भुवनानि અને જ્યારે લોપ થાય ત્યારે विश्वा भुवनानि.

बहुलं छन्दसि ॥ अ० ६ पा० १ सू० ३४

જે ધાતુને સંપ્રસારણ થતું નથી તેને પણ વેદમાં આ સૂત્રથી સંપ્રસારણ થાય છે જેમકે—आह्वयामहे ને બદલે हूमहे.

इकोऽसवर्णे शाकल्यस्य ह्रस्वश्च ॥ अ०६ पा०१ सू०१२७

ईषा તથા अक्षादि શબ્દોને વેદમાં પ્રકૃતિભાવમાત્ર જોવામાં આવે છે. જેમકે ईषा अक्षा ईमिरे ઇત્યાદિ પ્રયોગમાં અપ્રાપ્ત પ્રકૃતિભાવનું વિધાન છે.

देवताद्वन्द्वे च ॥ अ० ६ पा० ३ सू० २६

વેદમા દેવતાઓના દ્વન્દ્વસમાસમા પૂર્વપદને आनङ् આદેશ થાય છે आनङ् ङित् હોવાથી પૂર્વપદના અન્ત્યના સ્થાનમાં થાય છે જેમકે सूर्याचन्द्रमसौ, इन्द्रा-बृहस्पति ઇત્યાદિ આ સૂત્રઉપર બે વાર્તિક છે, તે નીચે પ્રમાણેઃ—

देवताद्वन्द्वे उभयत्र वायोः प्रतिषेधः ॥ वार्त्तिकम्

દેવતાના દ્વન્દ્વસમાસમા વાયુ શબ્દ પ્રથમ આવે અથવા પછી આવે તો પણ आनङ् આદેશ થતો નથી જેમકે अग्निवायू, वाय्वग्नी ॥

ब्रह्मप्रजापत्यादीनां च ॥ वार्त्तिकम्

બ્રહ્મ, પ્રજાપતિ આદિ દેવતાઓના દ્વન્દ્વસમાસમાં आनङ् આદેશ થતો નથી જેમકે-ब्रह्मप्रजापति, शिववैश्रवणौ, स्कन्दविशाखौ સૂત્રે વિધાન કરેલા आनङ् આદેશનો એ વાર્તિકવડે પ્રતિષેધ થાય છે. આ નિયમ વેદ અને લોકમાં સરખી રીતે લાગુ પડે છે.

बहुलं छन्दसि ॥ अ० ७ पा० १ सू० ८

આત્મનેપદ સંજ્ઞક झकार પ્રત્યયને रुट्નો આગમ થાય છે-ઉદાહરણું देवा अदुह.

बहुलं छन्दसि ॥ अ० ७ पा० १ सू० १०

આ સૂત્રથી વેદમા મિમના સ્થાનમાં ભસ્ બહુલ કરીને થાય છે. જેમકે देवेभिर्मानुषेजने

सुपां सुलुक्पूर्वसवर्णाच्छेयाडाड्यायाजालः ॥ अ० ७ पा० १ सू० ३९

सुपां च सुपो भवन्तीति वक्तव्यम् । तिङां च तिङो भवन्तीति वक्तव्यम् । इयाडियाजीकाराणामुपसंख्यानम् ॥ वार्त्तिकानि

વેદમા સુપ્ના સ્થાનમાં સુપ્ અને તિઙ્નો સ્થાનમા તિઙ્ થાય છે. સુપના સ્થાનમા इया, डियाच् અને ईकार् આદેશપણ વેદમા થાય છે ઉદાહરણ (इया) दार्विया નિયમપ્રમાણે दारुणा ॥ (डियाच्) सुमित्रिया न आप० નિયમપ્રમાણે सुमित्रिणा ॥ (ईकार) दृतिं न शुष्कं सरसीशयानम् નિયમપ્રમાણે सरसि થવું જોઇએ.

आङ्याजयारां चोपसंख्यानम् ॥ वार्त्तिकम्

आङ्—प्रबाह्वा નિયમપ્રમાણે प्रबाहुना થવુ જોઇએ
अयाज्—स्वप्नया „ स्वप्नेन „
अयार्—सिन्धुमिव नावया નિયમપ્રમાણે नावा થવુ જોઇએ

આ પ્રમાણે સુપના સ્થાનમા સુપ્ થી અયાર્ સુધીના સોળ આદેશ વેદમા થાય છે તિઙ્ના સ્થાનમા તિઙ્ થાય છે તે નિયમ જુદો છે

| | | | |
|---|---|---|---|
| सुप्—ऋजव सन्तु पन्था, | નિયમપ્રમાણે | पन्थान | થવું જોઇએ |
| लुक्—परम व्योमन्, | „ | व्योम्नि | „ |
| पूर्वसवर्ण—धीती, मती | „ | धीत्या, मत्या | „ |
| आत्—उभा यन्तारा | „ | उभौ य तारौ | „ |
| शे—न युष्मे वाजबन्धव | „ | युष्मम् | „ |
| या—उरुया | „ | उरुणा | „ |
| डा—नाभा पृथिव्या | „ | नाभौ | „ |
| ड्या—अनुष्टुया | „ | अनुष्टुभा | „ |

याच्—साधुया નિયમપ્રમાણે साधु થવું જોઇએ
आल्—वसन्ता यजेत „ वसन्ते „

## आज्जसेरसुक् ॥ अ० ७ पा० १ सू० ५०

વેદમાં પ્રથમાના બહુવચનના जस्ની પૂર્વે असुक् આગમ થાય છે. જેમ કે:—विश्वेदेवास आगत નિયમપ્રમાણે विश्वेदेवाः यात—આજ પ્રમાણે બીજાં ઉદાહરણો પણ સમજી લેવાં.

## बहुलं छन्दसि ॥ अ० ७ पा० १ सू० ९७

વેદમાં अस्ति અને सिच् ની પછી અપૃક્ત સાર્વધાતુકને ईट्નો આગમ બહુધા કરીને થાય છે. सलिल सर्वम् आ । आसीत्ના સ્થાનમાં आ થઇ ગયો છે.

## बहुल छन्दसि ॥ अ० ७ पा० ४ सू० ७८

વેદમાં श्लु પ્રત્યય પર હોય તો અભ્યાસને બહુલ કરીને इ કાર આદેશ થાય છે. ઉદાહરણ—जनिमा विवक्ति । ववक्ति થવું જોઇએ

## छन्दसीरः ॥ अ० ८ पा० २ सू० १५

વેદમાં इ વર્ણાન્ત અને રેફાન્તની પછીના मतुप् પ્રત્યયને નકાર આદેશ થાય છે જેમકે—रेवान् ઇત્યાદિ.

## कृपोरोलः ॥ अ० ८ पा० २ सू० १८

## संज्ञाछन्दसोर्वा कपिलकादीनामिति वक्तव्यम् ॥ वार्तिकम

સંજ્ઞા અને વેદમાં કપિલકાદિ શબ્દોના રકારનો લકાર વિકલ્પે કરીને થઇ જાય છે ઉદાહરણ कपिरका—कपिलका ઇત્યાદિ .

## धिच ॥ अ० ८ पा० २ सू० २५

वसिभसोर्न सिध्येत्तु तस्मात् सिज्ग्रहणं न तत् ।
छान्दसो वर्णलोपो वा यथेष्कर्त्तारमध्वरे ॥ कारिका

આ કારિકાથી વેદમાં વર્ણલોપ વિકલ્પે થાય જેમકે निष्कर्त्तारमध्वरस्य

બદલે इष्कर्त्तारमध्वरे.

दादेर्धातोर्घः ॥ अ० ८ पा० २ सू० ३२

हृग्रहोर्भश्छन्दसि हस्य भत्वम् वक्तव्यम् ॥ वार्त्तिकम्.

વેદમાં हृ તથા ग्रह् ધાતુના ह કારના સ્થાનમાં भ કાર થઇ જાય છે જેમકે- ગર્ભ સંભૃતિ=संहरति । मत्स्य गृभ्णाति=गृहणाति.

मतुवसो रुः सम्बुद्धौ छन्दसि ॥ अ० ८ पा० ३ सू० १

વેદમાં मत्वन्त અને वस्वन्तपदની પછી સંબુદ્ધિ આવે તો તેમને रु આદેશ થાય છે જેમકે गोमन्तः हरिवः मीढ्वः

वा शरि ॥ अ० ८ पा० ३ सू० ३६

वा शर्प्रकरणे खर्परे लोपो वक्तव्यः ॥ वार्त्तिकम्

शर् પ્રત્યહારના કોઇપણ અક્ષરની પછી खर् પ્રત્યાહારમાંનો કોઇપણ અક્ષર આવે તો વિસર્જનીયનો લોપ વિકલ્પે થાય છે. वृक्षा स्थातारः । वृक्षाः स्थातारः આ નિયમને લીધે વેદમાં वायवस्थ ઇત્યાદિ પ્રયોગ આવે છે. આ નિયમ લૌકિક અને વેદમાં સામાન્ય છે.

उणादयो बहुलम् ॥ अ० ३ पा० ३ सू० १

આ સૂત્રના વ્યાખ્યાનમાં મહાભાષ્યકાર કહે છે કેઃ—

बाहुलकं प्रकृतेस्तनुदृष्टेः । प्रायसमुच्चयनादपि तेषाम् । कार्यसशेषविधेश्च तदुक्तम् ॥ नाम च धातुजमाह निरुक्ते नैगमरूढिभवं हि सुसाधु । व्याकरणे शकटस्य च तोकम् । यन्नविशेषपदार्थसमुत्थं । प्रत्ययतः प्रकृतेश्च तदूह्यम्॥

संज्ञासु धातुरूपाणि प्रत्ययाश्च ततः परे ।
कार्याद्विद्यादनुबन्धमेतच्छास्त्रमुणादिषु ॥ महाभाष्य.

ઉપરના અષ્ટાધ્યાયીના સૂત્ર ઉપર **પતંજલીમુનિ** ઉણાદિ પાઠની વ્યવસ્થા બાંધે છે કે-( बाहुलकम्० ) ઉણાદિપાઠમાં થોડા ધાતુઓને પ્રત્યયવિધાન કર્યું છે.

તે બહુલ હોવાથી અન્ય ધાતુઓને પણ લાગે છે. તેજ પ્રમાણે પ્રત્યય પણ એ ગ્રંથમાં નમનાને માટે થોડાકજ આપ્યા છે; તે ઉપરથીજ અન્ય પણ નવીન પ્રત્યયો શબ્દોને જોઇને સમજી લેવા જોઇએ જેમકે ऋफिड એ શબ્દમાં ऋ ધાતુને फिड પ્રત્યય લાગેલો જણાય છે. એજ પ્રમાણે दण्ड એમાં डकारनी इत् સંજ્ઞા નથી થઇ. વળી વૈદિક અને લૈકિક શબ્દો અસંખ્ય હોવાથી તેનું વર્ણન પૂર્ણ તયા થઇ શકતું નથી. આ વિષયમાં નિરૂકતકાર કહે છે કે શબ્દો ધાતુ ઉપરથી થયેલા છે, એજ પ્રમાણે શાકટાયન પણ શબ્દની ઉત્પત્તિ ધાતુમાંથી માને છે. જે શબ્દના પ્રકૃતિ અથવા પ્રત્યયનું જ્ઞાન યથાવત્ ન થતું હોય તેના ધાતુને જોઇને પ્રત્યયની અને પ્રત્યયને જોઇને ધાતુની કલ્પના કરવી જોઇએ.

## इति व्याकरणनियमविषयःसंक्षेपतः ॥

---

## अथालङ्कारभेदाः संक्षेपतः ॥

પ્રથમ ઉપમાલંકારનુ વર્ણન કરવામાં આવે છે. ઉપમાલંકારના મુખ્ય બે ભેદ છે. (૧) પૂર્ણોપમાલંકાર (૨) લુપ્તોપમાલંકાર તેમાં પૂર્ણોપમાલંકારમાં ચાર બાબતો આવે છે (૧) ઉપમેય જેને ઉપમા અપવામા આવે છે તે. (૨) ઉપમાન. જે પદાર્થની ઉપમા આપવામાં આવે છે તે (૩) ઉપમાવાચક. તુલ્યતા–સમાનતા બનાવનારા શબ્દો જેવાકે–इव, सदृश, वत् વગેરે (૪) સાધારણ ધર્મ ઉપમાન અને ઉપમેયમા જે સમાન ગુણ અથવા ધર્મ રહેલો હોય તે જેમકે–स न पितेव सूनवेऽग्ने सूपायनो भव। પિતા પુત્રની રક્ષા કરે છે તેમ પરમાત્મા અમારી રક્ષા કરો. આ દૃષ્ટાન્તમા પિતા શબ્દ ઉપમાન છે પરમેશ્વર ઉપમેય છે इव (ની પેઠે) શબ્દ ઉપમા વાચક છે. અને રક્ષણ એ સાધારણ ધર્મ છે

(૨) લુપ્તોપમાલંકાર–એમાં ઉપર કહેલી ચાર બાબતોમાંથી એક ઓછી હોય છે. એટલે એકનો લોપ થયેલો હોય છે લુપ્તોપમાલંકારના આઠ ભેદ છે

૧ વાચકલુપ્તોપમાલંકાર—भीमबली આ દૃષ્ટાંતમા વાચક इव શબ્દનો લોપ છે એનો સંસ્કૃત વ્યાકરણની રીતે પદાન્વય કરતાં भीम इव बली એમ થાય છે.

૨. ધર્મલુપ્તોપમાલંકાર—कमलनेत्र આમા કમળનો સાધારણ ધર્મ જે રતાશ તેનો લોપ છે

૩ ધર્મવાચકલુપ્તોપમાલંકાર—पुरुषव्याघ्र વાઘના જેવો પુરૂષ. આમાં વાચક इव અને ધર્મ બલ એ બેનો લોપ છે.

૪ વાચકોપમેયલુપ્તોપમાલંકાર—विद्यया पण्डितायन्ते આમાં સાદૃશ્ય બનાવનાર શબ્દ અને ઉપમેય બંનેનો લોપ છે.

૫ ઉપમાનલુપ્તોપમાલંકાર—सकलकरणपरविश्रामश्रीवितरणं न सरसकाव्यस्य આ ઉદાહરણમાં ઉપમાનનો લોપ છે.

૬ વાચકોપમાનલુપ્તોપમાલંકાર—पौरं सुतीयति जनं समराङ्गतरे । આ ઉદાહરણમાં વાચક અને ઉપમાન બંનેનો લોપ છે.

૭ ધર્મોપમાનલુપ્તોપમાલંકાર—कुन्दुलायमानो मरिष्यति इत्यादि—આ ઉદાહરણમાં ઉપમાન તથા તે ઉપમાનનો સાધારણ ધર્મ સુગંધ એ બેનો લોપ છે.

૮ ધર્મોપમાનવાચકલુપ્તોપમાલંકાર—मृगनयना हरते मुनेर्मनः । આ ઉદાહરણમાં ઉપમાન લોચન, ઉપમાવાચક इव અને સાધારણ ધર્મ "ચંચલતા" નો લોપ છે.

બીજો રૂપકાલંકાર છે, તેના ૭ ભેદ છે.

૧ અધિકાભેદ રૂપક—अयं हि सविता साक्षाद्येन ध्वान्तं विनाश्यते । આમાં ઉપમેયનેજ ઉપમાન બનાવી દેવામાં છે અને તેમાં બિલકુલ ભેદ નથી રહેતો ઉદાહરણ અહો! તમે તો રાજા ભોજ જ નો.

૨ ન્યૂનાભેદરૂપક ઉદાહરણ—अयं पतञ्जलिः साक्षाद्भाष्यस्य कृतिना विना ।

૩ અનુભયાભેદરૂપક ઉદાહરણ—देवाः प्रमाणमत्येव स्वीकृत शतनीतिताम् ।

૪ અધિકતાદ્રૂપ્યરૂપક ઉદાહરણ—विद्यानन्देहि सम्प्राप्ते राज्यानन्देन किं तदा ॥ વિદ્યાનંદની આગળ રાજ્યાનંદનો શું હિસાબ? આ ઉદાહરણમાં રાજ્યાનંદ કરતાં વિદ્યાનંદની અધિકતા દર્શાવી છે.

૫ ન્યૂનતાદ્રૂપ્યરૂપક ઉદાહરણ—गाम्भीर्ये मुनदा नीतिरमूर्ध्वपमरा मता ॥

૬ અનુપ્રપનાદ્વેષરપક ઉદાહરણ—અથ પનાહતનમર્યાદિવામૂર્ધા વિમજ્યતે ॥

ત્રીજો શ્લેષાલંકાર છે આ અલંકારથી એક એક વાક્યના અનેક અર્થ થાય છે એના ત્રણ ભેદ છે (૧) પ્રકૃતાનેકવિષય, (૨) અપ્રકૃતાનેકવિષય અને (૩) પ્રકૃતાપ્રકૃતાનેકવિષય એમના અનુક્રમે ઉદાહરણો —

પ્રકૃતાનેક વિષય—નવકમ્બલોઽયં મનુષ્ય । આ ઉદાહરણમા નવકમ્બલ એટલે જેની પાસે નવ કામળા છે તેવો મનુષ્ય અથવા જેની પાસે નવો કામળો છે તે મનુષ્ય એ પ્રમાણે બે અર્થ થાય છે

અપ્રકૃતાનેકવિષય—હરિણા ત્વદ્બલં તુલ્યં કૃતિના દિતશાચિના ।

પ્રકૃતાપ્રકૃતાનેકવિષય—ઉચરન્મરિયાનાદ્ય. ન્નુમે વાહિનીપતિ ॥

આ પ્રમાણે બીજા પણ અનેક અલંકારો છે. વેદમા જ્યા જ્યા તે આવશે ત્યા ત્યા તેની વ્યાખ્યા કરવામા આવશે

# अदितिर्द्यौरदितिरन्तरिक्षमदितिर्माता स पिता स पुत्रः । विश्वेदेवा अदितिः पञ्चजना अदितिर्जातमदितिर्जनित्वम् ॥ ऋ० मं० १ सू० ८९ मं० १०

આ મંત્રમા અદિતિ શબ્દના અર્થ દ્યુસ્થાન અન્તરિક્ષ માતા, પુત્ર, પિતા, વિશ્વેદેવા, પઞ્ચજના, જાત અને જનિત્વ એ પ્રમાણે દર્શાવેલા છે. તેમનુ પણ વેદભાષ્યમા અદિતિ શબ્દને ગ્રહણ કરીશુ આ મંત્ર વારંવાર નહિ લખતા માત્ર તેના અર્થજ લખીશુ.

## इत्यलङ्कारभेदा संक्षेपतः।



## अथ ग्रंथसंकेता ।

વેદભાષ્યમા ઋગ્વેદાદિચારવેદ, ષડશાસ્ત્ર ષડંગ તથા ચાર બ્રાહ્મણ વગેરેના જ્યા જ્યા પ્રમાણો આપીશુ, તેને માટે જે જે સંકેત વાપરવામા આવશે તે આ પ્રમાણે છે —

ઋ૦૧।૧।૧ આ પ્રમાણે લખીશુ.

યજુર્વેદ અધ્યાય અને મન્ત્ર ને માટે ય० ૧।૧ પ્રથમ અંક અધ્યાયનો અને દ્વિતીય મંત્રનો જાણવો સામવેદનો સામ० પૂર્વાર્ચિકનો પ० પ્રથમ અંક પ્રપાઠકને બીજો દશતિનો અને ત્રીજો મંત્રનો સમજવો અને સામ० ઉ० ૧।૧ થી સામવેદ ઉત્તરાર્ચિક અને પ્રથમ અંકથી પ્રપાઠ અને દ્વિતીયથી મંત્ર સમજવો પરન્તુ ઉત્તરાર્ચિકમાં એ વિશેષતા છે તે એ કે એમાં દશતિ નથી પરન્તુ અર્ધું પ્રપાઠક પૂરૂ થાય એટલે મંત્રોની સંખ્યા પુરી થાય છે, તેથી તેમાં પ્રથમ પૂર્વાર્દ્ધ પ્રપાઠક અને પ્રથમ ઉત્તરાર્દ્ધ પ્રપાઠક એ પ્રમાણે આવે છે માટે ઉત્તરાર્ચિકને માટે આ બીજો પણ સંકેત છે સામ० ઉ० પૂ०।૧ અને સામ० ઉ० ૧ ઉ।૧ આ સંકેતની સમજણ આ પ્રમાણે છે પ્રથમ ઉકારથી ઉત્તરાર્ચિક, પ્રથમ અંકથી પ્રપાઠક પછી પૂ થી પૂર્વાર્દ્ધ અને તેની પછીના અંકથી મંત્રસંખ્યા તથા બીજા સંકેતમાં પ્રથમ ઉકારથી ઉત્તરાર્ચિક, પ્રથમ અંકથી પ્રપાઠક, દ્વિતીય ઉકારથી ઉત્તરાર્દ્ધ અને તેની પછીના અંકથી મંત્રસંખ્યા સમજવી અથર્વવેદમાં અ०થી અથર્વવેદ પ્રથમ અંકથી કાં०, દ્વિતીયથી વર્ગ અને તૃતીય અંકથી મંત્ર સમજવું જેમકે—અ० ૧।૧।૧

એજ પ્રમાણે બ્રાહ્મણ ગ્રંથોને માટે ऐ०થી ઐતરેય, પ્રથમ અંકથી પંચિકા અને દ્વિતીયથી કંડિકા સમજવી તે આ પ્રમાણે—એ०૧।૧ શતપથ બ્રાહ્મણને માટે श० ।૧।૧।૧ શકારથી શતપથ, પ્રથમાંક કાંડનો, દ્વિતીય પ્રપાઠકનો, તૃતીય બ્રાહ્મણનો અને ચતુર્થ કંડિકાનો સમજવો એજ પ્રમાણે સામબ્રાહ્મણ ઘણા છે તેમાના જેનું પ્રમાણ આપીશું તેનો સંકેત ત્યાંજ બતાવી દઇશું આમાં એક છાંદોગ્ય નામક છે તેનો સંકેત આ પ્રમાણે છે છાં०૧।૧।૧ છાંથી છાંદોગ્ય, પ્રથમ અંકથી પ્રપાઠક દ્વિતીયથી ખંડ અને તૃતીયથી મંત્ર સમજવો ગોપથ બ્રાહ્મણમાં ગો०થી ગોપથ પ્રથમ અંકથી પ્રપાઠક, અને દ્વિતીયથી બ્રાહ્મણ સમજવું જેમ કે ગો०૧।૧

ષટ્શાસ્ત્રમાં પ્રથમ મીમાંસાનો મી० અધ્યાય । પ્રથમ અંક બીજો પાદને માટે અને ત્રીજો સૂત્રને સમજવો જેમ —મી०।૧।૧।૧ બીજું વૈશેષિક શાસ્ત્ર છે તેનો વૈ०૧।૧।૨ એટલે વૈથી વૈશેષિક, પ્રથમાંકથી અધ્યાય દ્વિતીયથી આહ્નિક અને તૃતીયથી સૂત્ર સમજવું ત્રીજું ન્યાયશાસ્ત્ર તેનો ન્યા० અને બીજું વૈશેષિક પ્રમાણે છે ચતુર્થ યોગશાસ્ત્ર તેનો યો० ૧।૧ એ પ્રમાણે છે ચોથી યોગશાસ્ત્ર, પ્રથમ અંકથી પાદ અને દ્વિતીયથી સૂત્ર સમજવું પાંચમું સાંખ્યશાસ્ત્ર તેનો સાં० ૧।૧ અર્થાત સાંથી સાંખ્યશાસ્ત્ર પ્રથમાંકથી અધ્યાય અને દ્વિતીયથી મંત્ર સમજવું છઠ્ઠું વેદાન્તશાસ્ત્ર છે તેનો વે० ૧।૧।૧ લખીશું વેથી વેદાન્તશાસ્ત્ર, પ્રથમાંકથી

અધ્યાય, દ્વિતીયથી પાદ અને તૃતીયથી સૂત્ર સમજવું તથા અંગોમા પ્રથમ વ્યાકરણ છે તેનો સંકેત આ પ્રમાણે છે અ० ૧।૧।૧ અથી અષ્ટાધ્યાયી, પ્રથમા ...થી અધ્યાય, દ્વિતીયથી પાદ અને તૃતીયથી સૂત્ર સમજવું, અને એજ પ્રમાણે મહાભાષ્યનો સંકેત પણ સમજવો ચાથી કે જે સૂત્ર ઉપરનું ભાષ્ય હશે તે ભાષ્ય લખીને ત્યા આગળ તે સૂત્રનો સંકેત મુકીશું અને નિઘંટુ તથા નિરૂક્તને માટે નિઘણ્ટુ ।૧।૧ અને નિરુ० ।૧।૧ એ પ્રમાણે લખીશું તેમા પ્રથમ અંકથી અધ્યાય અને બીજાથી ખંડ સમજવો તૈત્તિરીયારણ્યકને માટે તૈ० પ્રથમાંકથી પ્રપાઠક અને દ્વિતીયથી અનુવાક સમજવો જેમકે—તૈ० ૧।૧। આ સંકેત લખવાનુ પ્રયોજન એજ છે કે જેને કંઈ પ્રમાણ જોવુ હોય તે આ સંકેત જોઈને તે તે ગ્રંથોમાં જોઈ શકે આ વિનાના ગ્રંથોના પ્રમાણો જ્યા આપીશુ ત્યા પ્રથમ પૂર્ણરીતે લખીને પછીથી તેને સંકેતમા લખીશુ

## इति ग्रन्थसंकेताः ।

## स्रग्धरावृत्तम् ।

**वेदार्थाभिप्रकाशप्रणयसुगमिका कामदा मान्यहेतु**
**संक्षेपाद्भूमिकेयं विमलविधिनिधिः सत्यशास्त्रार्थयुक्ता ।**
**सम्पूर्णा कार्यथेदं भवतिसुरुचि यन्मन्त्रभाष्यं मयात**
**पश्चादीशानभक्त्या सुमतिसहितया तन्यते सुप्रमाणम् ॥**

## अनुष्टुब्वृत्तम् ॥

**मन्त्रार्थभूमिका ह्यत्र मन्त्रस्तस्य पदानिच ।**
**पदार्थान्वयभावार्थाः क्रमाद्वोध्या विचक्षणैः ॥ २ ॥**

અર્થ — ( वेदार्थाभिप्रकाशप्रणयसुगमिका ) વેદના અર્થનો પ્રકાશ કરનારી, તથા પ્રીતિપૂર્વક ઇશ્વરની પ્રાર્થનાને સુગમ કરનારી ( कामदा ) જેના પઠનથી વ્યવહાર તથા પરમાર્થની સિદ્ધિ થાય અને ( मान्यहेतु ) સંસારમા માન અપાવનારી ( विमलविधिनिधि ) શુદ્ધવિદ્યાોના ભંડારરૂપ તથા (सत्यशास्त्रार्थयुक्ता) સત્યશાસ્ત્રાર્થયુક્ત ( इयम् भूमिका संक्षेपात् सम्पूर्णा ) આ ભાષ્યભૂમિકા સંક્ષેપથી મે પૂર્ણ કરી અને ( अत पश्चात् ) હવે પછી ( सुमति सहितया ) સુમતિપૂર્વક ( ईशानभक्त्या ) પરમાત્માની ભક્તિથી ( सुरुच भवति यत् ) જેમા લોકોની રૂચિ વધે એવુ ( मन्त्रभाष्यम सुप्रमाणम मयातन्यत ) સુપ્રમાણથી યુક્ત મંત્રભાષ્ય કરૂ છુ ૧ આ ભાષ્યમા પ્રથમ મંત્રની ભૂમિ એટલે એમા શો વિષય છે તે

પછી મંત્ર, પદ, પદાર્થ અન્વય અને ભાવાર્થ એ પ્રમાણેનો ક્રમ વિદ્વાનોએ જાણવો. ૨

विश्वानि देव सवितर्दुरितानि परासुव ।
यद्भद्रं तन्न आसुव ॥ यजुः० अ० ३० मं० ३

इति श्रीमत्परिव्राजकाचार्येण श्रीयुतदयानन्दसरस्वतीस्वामिना विरचिता संस्कृतभाषार्यभाषाभ्यां सुभूषिता सुप्रमाणयुक्तर्ग्वेदादिचतुर्वेदभाष्यभूमिका-गुर्जरभाषानुवादः ॥

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ થી ૨૨ | ૧ | ઇશ્વરપ્રાર્થના વિષય | વેદોત્પત્તિ વિષય. |
| ૧૪ | ૩૩ | તણાદિક | તૃણાદિક. |
| ૨૪ | ૮ | અપવેદાતેના | અપ વેદાનાં |
| ૨૬ | ૮ | કર્મેન્દ્રિય | કર્મેન્દ્રિય |
| ૨૯ | ૨૭ | ગોતેજ | પોતેજ |
| ૩૩ | ૧૩ | અ૦ ૪. | અ૦ ૪૦. |
| ૩૪ | ૧૬ | चक्षुरातमम् | चक्षुराततम् |
| ૩૪ | ૨૦ | आतमम् | आनतम् |
| ૩૬ | ૨૦ | અગુણ | અકામ |
| ૪૦ | ૨૯ | પ્રતિપક્ષીની | ગતિપક્ષીને- |
| ૪૮ | ૧૯ | શ્રોતાદિ | શ્રોત્રાદિ |
| ૫૩ | ૧૪ | પરમત્માનીજ | પરમાત્માનીજ |
| ૫૫ | ૧૯ | दिव्य | दिव्य |
| ૫૮ | ૨૧ | हवामहे | हवामहे |
| ૬૨ | ૮ | त्यनच्छृणोत्य | त्यन्यच्छृणोत्य |
| ૭૩ | ૧૩ | वेदसंज्ञाविचार | वेदसंज्ञाविचार ॥ |
| ૮૦ | ૧૯ | चरिष्यामि | नरिष्यामि |
| ૮૦ | ૨૦ | मुपैमि | मुपैमि |
| ૮૨ | ૬ | नावृता | मत्येनावृता |
| ૮૭ | ૧૦ | तत्र | तत्र |
| ૮૭ | ૧૩ | अथान्याख्यातेषु | अथान्याख्यातेषु |
| ૮૭ | ૧૪ | तथा नपु | तथा नैव वत्तथा |
| ૮૭ | ૧૬ | वत्तथा | — |
| ૮૮ | ૧૯ | तस्माद्ने० | तस्माद्दाने०॰ |
| ૯૩ | ૧૧ | राजः | रज |
| ૯૩ | ૨૫ | अह्नव | अह्न |
| ૯૬ | ૯ | परम | परम |
| ૧૦૦ | ૧૮ | आनम | आज्यम् |
| ૧૦૧ | ૧૭ | ते | तं |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૯ | ૫ | ભૃગચર્મદિક | મૃગચર્મદિક |
| ૧૯૩ | ૧૬ | આચાર | આચાર્ય |
| ૧૯૪ | ૯ | प्रजया | किं प्रजया |
| ૧૯૯ | ૭ | देवन | देवेन |
| ૨૦૨ | ૧૨ | પેચ | પેય |
| ૨૦૬ | ૧૧ | उसाद्दि | उशाद्दिः |
| ૨૦૬ | ૧૭ | उत्सवागिमा | ऊत्सवागिमा |
| ૨૦૬ | ૨૩ | अवोग् | अर्वाक् |
| ૨૦૮ | ૨ | वर्हिष्यथा | बर्हिष्यथा |
| ૨૧૦ | ૨૩ | मीमदन्त | मीमदन्त |
| ૨૧૦ | ૨૫ | ચેક્ષાવિદ્યા | મોક્ષવિદ્યા |
| ૨૧૧ | ૩ | અનાદિક | અનાદિક |
| ૨૧૩ | ૧ | અતિથી વૈશ્વદેવ વિષય | અતિથિવૈશ્વદેવવિષય. |
| ૨૧૬ | ૧૮ | પ્રમાણુ | પ્રમાણે |
| ૨૧૬ | ૧૯ | નિરૂક્ત | નિરૂક્ત |
| ૨૨૧ | ૨૯ | ભાગ | ભાગ |
| ૨૨૨ | ૬ | શાત૦ ૩ | શાત૦ |
| ૨૩૫ | ૨૪ | છતઅ | છતરન |
| ૨૩૭ | ૧૧ | दिवमुत्पन्ति० | दिवमुत्पतन्ति० |
| ૨૪૨ | ૨૫ | प्रजापर्ति | प्रजापर्ति |
| ૨૪૫ | ૧૬ | जनेष्य | जनेभ्य |

# ओ३म्

## આર્યસમાજના નિયમો.

૧ સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામા આવે છે તે સર્વનુ આદિ મૂલ પરમેશ્વર છે

૨ ઇશ્વરસચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર સર્વેશ્વર સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે, એની ઉપાસના કરવી યોગ્ય છે

૩ વેદ સત્ય વિદ્યાઓનુ પુસ્તક છે વેદનુ ભણવું, ભણાવવુ અને સાભળવુ, સભળાવવુ એ સવ આર્યોનો પરધમ છે

૪ સત્યનુ ગ્રહણ કરવામા અને અસત્યને છોડવામા સર્વદા ઉદ્યત રહેવુ જોઇએ

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય તથા અસત્યનો વિચાર કરીને કરવા જોઇએ

૬ સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી

૭ સર્વ સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવુ જોઇએ

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ પ્રત્યેક જણે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવુ જોઇએ પરંતુ સર્વની ઉન્નતિમા પોતાની ઉન્નતિ સમજવી જોઇએ

૧૦ સર્વ મનુષ્યોએ સામાજીક સર્વહિતકારી નિયમ પાળવામા પરતંત્ર રહેવુ જોઇએ અને પ્રત્યેક હિતકારી નિયમમા સ્વતંત્ર રહેવુ જોઇએ

મોજુદ રહી છે. તેથી જેઓને તે જોઇએ તેમને તે સત્વર વી. પી. કિંવા રોકડેથી મંગાવી લેવાનો અમારો આગ્રહ છે. બાદ અનેક માસ સુધી બીજી આવૃત્તિ મળશે નહીં. સત્યાર્થપ્રકાશ કેટલું કીમતી તથા જ્ઞાનના ભંડારરૂપ પુસ્તક છે તે નીચલા ઉપરથી જણાશે:—

**પૂર્વાર્દ્ધ.**

૧. ઇશ્વરનામ વ્યાખ્યા.
૨. બાલશિક્ષાવિષય
૩. અધ્યયન અધ્યાપન.
૪. સમાવર્તન, વિવાહગૃહાશ્રમવિધિ.
૫. વાનપ્રસ્થ, સન્યાસવિધિ.
૬. રાજધર્મ.
૭. ઇશ્વરવેદવિષય.
૮. સૃષ્ટિ ઉત્પત્તિ, સ્થિતિપ્રલય.
૯. વિદ્યા, અવિદ્યા, બંધ, તથા મોક્ષ વિષય.
૧૦. આચાર અનાચાર, ભક્ષ્યાભક્ષ્ય.

**ઉત્તરાર્દ્ધ.**

૧૧. આર્યાવર્તીય મતખંડન મંડન.
૧૨. ચારવાક બૌદ્ધ જૈન મત ખંડન મંડન.
૧૩. ખ્રીસ્તી મતસમીક્ષા.
૧૪. મુસલમાન સમીક્ષા.

ગ્લેઝ સુંદર કાગળ ઉપર સુંદર છપાઇ તથા કપડાંના પાકા પુંઠા સહિત રોયલ આઠ પેજી, પૃષ્ઠ એકંદર ૫૫૬; મૂલ્ય માત્ર રૂ. ૧॥; રૂ. ૨૫ અથવા તેથી વધારે નકલ સામટી લેનારને કમીશન ૨૦ ટકા રૂ. ૧૦૦ થી વધારે લેનારને ૨૫ ટકા. દર નકલ દીઠ પોસ્ટેજ રૂ. ૦—૫—૦ જુદું.

# આર્યપ્રકાશ ઓફીસમાં મળતાં ગુજરાતી પુસ્તકો.

| | મૂલ્ય રૂ. |
|---|---|
| સત્યાર્થ પ્રકાશ | ૧॥ |
| ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા | ૧। |
| અહિંસા ધર્મ પ્રકાશ (મુળ કિ ૧।) | ૧ |
| સ્વામી દયાનંદનુ જીવન ચરિત્ર | ०॥। |
| કુમ્હારીનુ ડહાપણ ( રમીલા પદ્યમા–મુળ કી ०। ) | ०)= |
| અનાર્ય આર્ય(એક સપ્રમાણ નિબંધ) | ०)= |
| સામાજીક પ્રોત્સાહ રા. સા ઠાકુરદાસ કૃત "પબ્લીક સ્પીરીટ" નું ઉત્તમ ભાષાતર–મુળ કિં. ०।) | ०)= |
| સ્વામી. નિત્યાનંદનાં ૪ ભાષણો (મુળ કિં. ०।) | ०)= |
| સજ્જની સુખડી અને સિદ્ધપુરની યાત્રા ( ૪થી આવૃત્તિ–પદ્યમા ) | ०)- |
| ગાયત્રીમંત્રનો તકતો સ્વામીજીની) છબીસહ) | ૧)- |

| | મૂલ્ય રૂ. |
|---|---|
| આર્યકર્તવ્યનો તકતો | ०)॥ |
| અવૈદિક મૂર્તિપૂજા (સ્વા. નિત્યાનન્દનું ભાષણ ) | ०)०॥ |
| શ્રાદ્ધની આવશ્યકતા | ” |
| ધ્રુવકૃત સંસ્કૃત ભાષા અને તેનુ મહત્વ | ” |
| બ્રહ્મ જ્ઞાનોપદેશ | ” |
| બ્રહ્મચર્ય વિરૂદ્ધ બાળલગ્ન | ” |
| ગુરૂ મંત્ર વ્યાખ્યા | ” |
| જૈન મત પરીક્ષા | ०)०। |
| નિયોગ પુનર્લગ્ન નિર્ણય | ” |
| શિવલિંગ પૂજા | ” |
| પં ગંગાપ્રસાદ એમ એ નુ વેદ સૌથી પ્રાચીન છે એ વિષે ભાષણ. | ” |
| પ્રણવ વ્યાખ્યા | ” |
| વૈદિક લગ્ન વય | ” |

## પ્રોફેસર આર્ય મુનિકૃત ગીતા યોગ પ્રદિપાર્ય ભાષ્ય (હીંદી)

મૂલ્ય રૂ ૨॥

માત્ર રૂ ૧૦ ની કીમતના ઉક્ત પુસ્તકો લેનારને ૨૦ ટકા કમીશન મળશે.
આ ઉપરાત સ્વામી દયાનન્દ, સ્વામી નિત્યાનન્દ પં તુલસીરામ સ્વામી, પં. આર્ય
મુનિ વગેરે કૃત હીંદી પુસ્તકો, તથા અન્ય સામાજીક ગુજરાતી પુસ્તકો વિના
કમીશને આ આફીસમા મળે છે. પંડિત ગુરૂદત્ત, એમ એ મેમર્સ દુર્ગાપ્રસાદ,
રલારામ, જનજુસિંગ, અર્જુનસિંગ, મેયાગમ જગજી વગેરે કૃત અંગ્રેજી
સામાજીક પુસ્તકો તથા સ્વામી દયાનંદના પુસ્તકો ( સત્યાર્થ પ્રકાશ આદિના
અંગ્રેજી ભાષાતરો પણ આ ઓફીસમા વિના કમીશને મળે છે સ્વામી દયાનંદ,
પં લેખરામ, તથા પં ગુરૂદત્તની છબીના પોસ્ટ કાર્ડ પણ ખાસ છપાવ્યા છે
૧૦૦૦ સીંગલ કલરનો રૂ ૧॥, તથા કમન કલરના રૂ ૨॥, ૧૦૦ ના ક્રમ પ્રમાણે
રૂ તથા ચાર આના

મોતીલાલ વિ દલાલ, મેનેજર આર્યપ્રકાશ,

ગીરગામ બેક રોડ—કાકડવાડી, મુબાઈ